| નંબર. | ફી. | સત્તા. |
|---|---|---|
| ૧૩. જ્યારે થરાદના ઠાકોર અને વાવના રાણાજી પોતાના વકીલોને મુખત્યાર તરીકે મોકલે તે બદલ. | ફી લીધામાં આવશે નહિ. અને તેઓ તરફથી મુખત્યારનામાની જરૂર નથી. | સરક્યુલર તા. ૩૦ મી જુલાઇ ૧૮૯૦ |
| ૧૪. ચોરી કીંવા નાની યા મોટી અથવા લુંટના મુકરદમામાં નુકશાની મેળવવાની ફાલાની અરજી ઉપર. | આઠ આના. | ગવર્મેન્ટ ઠરાવ નંબર ૫૪૭૩ તા. ૧૫ મી જુલાઇ ૧૮૯૧, અને એજન્સી જાહેર ખબર તા. ૩૧ મી જુલાઇ ૧૮૯૧ અને સરકારી ઠરાવ નં. ૬૪૩૨ તા. ૨૪-૮-૧૮૯૧ પોલીટીકલ ડીપાર્ટમેન્ટ. |
| ૧૫. ફોજદારી મુકરદમામાં ગુન્હાનું રાજીનામું થયું હોય તે અરજી ઉપર. | ફી નહિ. | સરક્યુલર નં. ૩ તા. ૬ નવેમ્બર ૧૯૦૧ થી સરક્યુલર નં. ૧૮ તા. ૨૦ માર્ચ ૧૮૯૩ સુધાર્યો છે તે મુજબ. |

## કોર્ટ ફી અંદરના પરીશીષ્ટ બીજામાં ફેરફાર કરી આ એજન્સીને અનુસરીને લેવાની ફીનું કોષ્ટક.

( નામદાર સરકારના ઠરાવ નંબર ૨૪૯૦ તા. ૩–૪–૦૭ થી લાગુ પાડ્યું છે ).

| નંબર. | કિંમત પ્રમાણે જે ફી બેસે તે. | યોગ્ય ફી. |
|---|---|---|
| ૧. અરજી. | (અ). હરકોઇ દીવાની રાજદારી અથવા ફોજદારી અથવા કારભાર ચલાવનારા અમલદારે કરેલા ફેંસલાના અથવા હુકમનામાની અથવા હુકમની નકલ સારૂ અથવા તરજુમા સારૂ અથવા સદહું કોર્ટના અથવા કચેરીના દફતર માંહેના બીજા દસ્તાવેજની નકલ સારૂ અથવા તરજુમા સારૂ સદહું કોર્ટમાં અમલદારની હજુરમાં અરજી આપવી હશે ત્યારે... ... ... ... | એક આનો. |

| નંબર. | કિંમત પ્રમાણે જે ફી બેસે તે. | યોગ્ય ફી. |
|---|---|---|
| | (બ). અથવા ૫૦ રૂપિઆ ક-રતાં ઓછી રકમની અથવા ૫૦ રૂપીઆ કરતાં ઓછા આંકેલી કીમતની ફરીઆદી સંબંધી અથવા મુકરદમા સંબંધી અરજી તાબાની દીવાની કોર્ટની હજુરમાં અથવા નહાના મુકરદમાની હરકોઇ કોર્ટમાં આપવી હશે ત્યારે.... ... ... | આઠ આના. |
| | (ક). ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે જે ગુન્હાને માટે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુન્હા શિવાય બીજા કોઇ ગુન્હાની ફરીઆદ બાબત અથવા તોહોમત બાબત અરજી હશે અને કોઇ ફોજદારી કોર્ટમાં આપવી હશે ત્યારે.... ... | આઠ આના. |
| | (ડ). જ્યારે કોઇ દીવાની અથવા ફોજદારી કોર્ટમાં અથવા થાણદારની ગ્રેડના કારભાર ચલાવનારા અમલદારની રૂબરૂમાં આપવી હશે ત્યારે... ... ... | ચાર આના. |
| | (ઇ). જ્યારે કોઇ દીવાની, રાજદારી અથવા ફોજદારી કોર્ટમાં અથવા ડેપ્યુટી આસીસ્ટંટ, અથવા આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટની ગ્રેડના કારભાર ચલાવનાર અમલદારની રૂબરૂમાં આપવી હશે ત્યારે અને તે અરજી બાબત આ આક્ટમાં બીજી રીતે ઠરાવ કરેલો નહી હશે... ... | આઠ આના. |
| | (એફ). જ્યારે પોલીટીકલ એજન્ટની કોર્ટને અથવા પોલીટીકલ એજન્ટને હાઇકોર્ટની સત્તા મુજબ ફૂડચો કરવા કરેલ અરજી અને બીજી રીતે નહી હોય ત્યારે. | બે રૂપિયા. |
| २. મામલતદારોની કોર્ટને હકુમત આપવા વાસ્તે ૧૮૮૧ ના મુંબઇના એક્ટ ૧૬ મુજબ કબજો લેવા બાબતની ફરીઆદીની અરજી અથવા અપીલની યાદી. | ... ... ... ... | આઠ આના. |

| નંબર. | કિંમત પ્રમાણે જે ફી બેસે તે. | યોગ્ય ફી. |
|---|---|---|
| કબજા ભોગવટાનો હક્ક સાબીત કરવા બાબતની અથવા ખોટા કરવા બાબતની ફરીઆદીની અરજી અથવા અપીલની યાદી. ... | ... ... ... ... | આઠ આના. |
| ૪. નાદારીમાં ફરીઆદ કરવાની અથવા અપીલ કરવાની પરવાનગી બાબતની અરજી. | ... ... ... ... | આઠ આના. |
| ૫. જામીન ખત બાબત અથવા જે બીજા દસ્તાવેજ ઉપરથી કાંઇ વાત કરવાની જરૂર પડતી હોય તે દસ્તાવેજ બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કીધો નથી. તે જામીન અથવા દસ્તાવેજ કોઇ માજીસ્ટ્રેટની કોર્ટમાં દીવાની અથવા ફોજદારી ઇનસાફની રીત મુજબ અથવા રાજદ્વારી કોર્ટથી આપ્યો હોય ત્યારે. | ... ... ... ... | આઠ આના. |
| ૬. મુખત્યારનામું અથવા વકીલાતનામું. | હરકોઇ મુકરદમો ચલાવવા સારૂ હેઠળ લખેલી કોર્ટમાં અથવા અમલદારની હજુરમાં આપવું હશે ત્યારે એટલે:— (અ). પોલીટીકલ એજન્ટની નીચેની કોઇ દીવાની અથવા ફોજદારી કોર્ટમાં અથવા હકુમત ચલાવનારા બીજા કોઇ અમલદારની હજુરમાં આપવું હશે ત્યારે... ... | આઠ આના. |
| | (બ). સાધારણ કેસોમાં પોલીટીકલ એજન્ટની કોર્ટને આપવું હશે ત્યારે... ... ... | એક રૂપિયો. |
| | (ક). પોલીટીકલ એજન્ટની કોર્ટ જ્યારે હાઇકોર્ટની સત્તા ભોગવવા માટે આપવું હશે ત્યારે... | બે રૂપિયા. |
| ૭. ફરીઆદીની અરજી નામંજુર કરવાના હુકમ ઉપર અથવા કોઇ હુકમનામા ઉપર અથવા કોઇ હુકમ હુકમનામામાં સરખો ચાલતો નહી હોય તે હુકમ ઉપર અપીલ નહી હોય તે અપીલની યાદી. | (અ). પોલીટીકલ એજન્ટની કોર્ટ જે હાઇકોર્ટ તરીકેની સત્તા ભોગવે છે તે કોર્ટ શિવાય બીજી કોઇ દીવાની કોર્ટમાં જેવા કે આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટોની કોર્ટો અને પોલીટીકલ એજન્ટની કોર્ટની હજુરમાં આપવા હશે ત્યારે. | આઠ આના. |

| નંબર. | કિંમત પ્રમાણે જે ફી બેસે તે. | યોગ્ય ફી. |
|---|---|---|
| | (બ). પોલીટીકલ એજન્ટની કોર્ટ જ્યારે હાઇકોર્ટની સત્તા ભોગવે છે તે કોર્ટની હજુરમાં આપવી હશે ત્યારે... ... ... | બે રૂપિયા. |
| ૮. બાયડી કબજામાં લેવા અથવા લગ્નના હક્ક ભોગવવા બાબતની ફરીઆદીની અરજી અથવા અપીલની યાદી. ... | ... ... ... ... | પાંચ રૂપિયા. |
| ૯. હેઠળ લખેલા દરેક મુકરદમાની ફરીઆદીની અરજી અથવા અપીલની યાદીઃ— | | |
| ૧. દીવાની કોર્ટનો સંક્ષેપ રીતે કરેલો ફેંસલો અથવા હુકમ ફેરવવા બાબતની અથવા રદ કરવા બાબતની | | |
| ૨. ફક્ત ઠરાવવાનું હુકમનામું કરાવી લેવાની ફરીઆદી હોય અને તે હુકમનામું અમલમાં લાવવાનો બંદોબસ્ત કરવા બાબત અરજીમાં લખ્યું નહીં હોય તે અરજી............ | | |
| ૩. પંચનો ફેંસલો રદ્દ કરવા બાબતની................ | | |
| ૪. દત્તક રદ કરવા બાબતની... | ... ... ... ... | દસ રૂપિયા. |
| ૫. બીજી ફરીઆદો થાય તેમાં ફરીઆદના વિષયની કીંમત કેટલા રૂપીઆ છે તે અંકાવી નહી હોય તેવી દરેક ફરીઆદની અરજી હોય તે બાબત બીજી રીતે ઠરાવ કર્યો નહી હોય ત્યારે............ | | |
| ૧૦. દીવાની ઇન્સાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૫૨૭ મી કલમ પ્રમાણે જે અરજી કરવી હશે તે અરજી............ | ... .... ... ... | દસ રૂપિયા. |
| ૧૧. સદહુ કાયદાની ૫૨૭ મી કલમ પ્રમાણે જે કરારનામું કર્યું હશે તે કરારનામું............... | | |

| નંબર. | કીમત પ્રમાણે જે ફી બેસે તે. | યોગ્ય ફી. |
|---|---|---|
| ૧૨. દિવાની ઇન્સાફનું કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૪૪ મુજબ કોઇ કોર્ટને અપીલ કરવાની હશે ત્યારે.............. | ... ... ... ... | આઠ આના. |
| ૧૩. દીવાની ઇન્સાફનું કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૪૪ મુજબ અપીલ જ્યારે પોલીટીકલ એજંટની કોર્ટને અથવા નામદાર સરકારમાં હાઇકોર્ટની સત્તા ભોગવવા માટે કરેલી અપીલ હોય ત્યારે......................... | ... ... ... ... | બે રૂપિયા. |
| ૧૪. હથીઆર સાથે જવાના લાઇસેન્સની અરજી ઉપર........ | | જો એકજ માણુસની અરજી હોય તો એક રૂપિયો અને એકથી વધુ હોય તો રૂપિયા એક ઉપરાંત દરેક પાસેથી ચાર આના. |

સહી. જી. ઇ. હાઇડ-કેટ્સ કર્નલ.

પોલીટીકલ એજંટ,

પાલણપુર.

---

## (Branch of Civil Judicature).

### A. D. 1827. REGULATION VIII.

---

A REGULATION *to provide for the formal recognition of Heirs, Executors and Administrators and for the appointment of Administrators and Managers of property by the Courts.*—PASSED *by the Governor in Council on the 1st January 1827, corresponding with the 4th Poush Sood Sumbut or Vikramajeet Era 1883, Salbahan 1748 and 2nd Jummudyool Akhir 1242 of the Hijree.*

Consisting of two (2) Chapters, as below :

| NUMBER OF CHAPTER. | TITLE. | COMMENCING SECTION. |
|---|---|---|
| I. | *Rules for the recognition of Heirs, Executors and Administrators, when there is a competent claimant*.................................... | I. |
| II. | *Of the appointment of an Administrator by the Zilla Court, when there is no Heir, or Executor, competent and willing to be placed in possession*.................................... | IX. |

Preamble.

WHEREAS, at the same time that it is in general desirable, that the Heirs, Executors, or legal Administrators of persons deceased should, unless their right is disputed, be allowed to assume the management or sue for the recovery of property belonging to the estate, without the interference of Courts of Justice, it is yet in some cases necessary, or convenient that such Heirs, Executors, or Administrators, in order to give confidence to persons in possession of or indebted to the estate to acknowledge and deal with them, should obtain a certificate of Heirship, Executorship, or Administratorship from the Zilla Court;

and whereas, whenever there is no person on the spot entitled or willing to take charge of the property of a person deceased, or, when the right of succession is disputed between two or more claimants, none of whom has taken possession, or, where the Heirs are incompetent to do the management of their affairs, and have no near relations entitled and willing to take charge on their behalf, or, where a person possessed of property dies intestate and without known heirs, it is essential, that the Zilla Court should appoint an Administrator for the management of the estate, the following rules are therefore enacted to take effect from such date as shall be prescribed in a Regulation to be hereafter passed for that purpose.

## CHAPTER I.

*Rules for the Recognition of Heirs, Executors and Administrators, when there is a Competent Claimant.*

SECTION I.—Whenever a person dies leaving property whether

The legal Heir &c. of a person deceased is competent to represent him without recognition from the Court,

moveable or immoveable, the Heir or Executor or legal Administrator may assume the management or sue for the recovery of the property, in conformity with the law or usage applicable to the disposal of the said property, without making any previous application to the Court to be formally recognized

but if such recognition is requested,

SECTION II. *Clause 1st.*—But, if an Heir, Executor, or Administrator, is desirous of having his right formally recognized by the Court, for the purpose of rendering it more safe for persons in possession of, or indebted to the estate to acknowledge and deal with him, the Judge on application, shall issue a Proclamation in the form contained in Appendix A, inviting all persons who dispute the right of the applicant to appear in the Court within one month from the date of the Proclamation and enter their objections, and declaring that, if no sufficient objection is offered, the Judge will proceed to receive proof of the right of the applicant, and, if satisfied, grant him a certificate of Heirship, Executorship, or Administratorship.

a Proclamation will be issued,

and effectually published;

*Clause 2nd.*—The Proclamation shall be published in the manner directed in Regulation IV A. D. 1827 Section VIII Clause 10.

and if no objection appears the recognition will be granted.

SECTION III.—If at the expiration of the time mentioned in the Proclamation, no sufficient objection has been made, the Court shall forthwith receive such proof as may be offered of the right of the person making the claim, and if satisfied shall grant a certificate in the form contained in Appendix B, declaring him the recognized Heir, Executor, or Administrator of the deceased.

If an objection appears the same to be examined,

SECTION IV.—*Clause 1st.*—If, before the expiration of the time, any objection is made to the right of the person claiming as Heir, Executor, or Administrator, the Judge on a day to be fixed (of which at least eight days' previous notice shall be given to the parties) shall summarily investigate the grounds of the objections

and the recognition given or refused accordingly;

on the one hand, and of the right claimed on the other, examining such witnesses or other evidence as may be adduced by the parties, and either grant or refuse a certificate, as the circumstances of the case may require.

unless the question is complicated or difficult, when the matter must be left for regular adjudication.

*Clause 2nd.*—But if, from the evidence adduced, it appears, that the question at issue between the parties is of a complicated or difficult nature, the Judge may suspend proceeding in the application for a certificate, until the question has been tried by a regular suit instituted by one of the parties.

The authenticity of wills and recognitions how certified,

SECTION V.—Whenever an Executor is formally recognized, under the rule contained in Section IV, the authenticity of the will, if any, by which he is appointed, shall be proved, and the certificate of Executorship shall be endorsed thereon.

and registered.

SECTION. VI.—All wills so proved, and all certificates of Heirship, Executorship, and Administratorship, shall be registered in the General Register, before being delivered up to the owners.

A recognized Heir &c. is competent to manage the property.

SECTION VII.—*Clause 1st*—An Heir, Executor, or Administrator, holding the proper certificate, may do all acts and grant all deeds competent to a legal Heir, Executor, or Administrator, and may sue and obtain judgment in any Court in that capacity.

But his recognition gives him no title to the property.

*Clause 2nd*—But, as the certificate confers no right to the property, but only indicates the person who, for the time being, is in the legal management thereof, the granting of such certificate shall not finally determine nor injure the rights of any person, and the certificate shall be annulled by the Zilla Court, upon proof that another person has a preferable right.

Nor does it relieve him from responsibility to all claimants.

*Clause 3rd.*—An Heir, Executor, or Administrator, holding a certificate shall be accountable for his acts done in that capacity to all persons having an interest in the property, in the same manner as if no certificate had been granted.

Refusal of a recognition no judgment against the claim of the applicant.

SECTION VIII.—The refusal of a certificate by the Judge shall not finally determine the rights of the person whose application is refused, but it shall still be competent to him to institute a suit, for the purpose of establishing his claim.

## CHAPTER II.

*Of the appointment of an Administrator by the Zilla Court, when there is no Heir, or Executor, competent and willing to be placed in possession.*

When the Heir &c. is present but undetermined,

or incompetent,

the Judge may appoint an Administrator,

to be duly accountable when the emergency is at an end.

SECTION IX.—Whenever there is no person on the spot entitled and willing to take charge of the property of a person deceased, where the right of succession is disputed between two or more claimants, none of whom has taken possession, or where the Heirs are incompetent to do the management of their affairs from infancy, insanity, or other disqualification, and have no near relations entitled and willing to take charge on their behalf, the Judge, within whose jurisdiction such property is, may appoint an Administrator for the management thereof, until the lawful Heir, Executor, or Administrator appears, or the right of succession is determined, or the disqualification of the Heir is removed, as the case may be, when the Judge, on being satisfied of the facts, shall direct the Administrator in charge to deliver over the property to such person, with a full account of all receipts and disbursements during the period of his Administration.

If the Heir &c. is unknown an Administrator to be appointed,

and a Proclamation issued,

SECTION X.—*Clause 1st.*—Whenever any persons dies intestate, and without known Heirs, leaving property, the Judge, within whose jurisdiction the property is, shall appoint an Administrator for the management thereof, and shall issue a Proclamation in the form contained in Appendix C calling upon the Heir of the deceased, or any person entitled to receive charge of the property, to attend and prefer his claim.

*Clause 2nd.*—The proclamation shall be published in the manner prescribed in Regulation IV A. D. 1827 Section VIII Clause 10, and if the deceased was a native of any district or country without the limits of the Court's jurisdiction, and the property is of the value of Rupees one thousand (1,000) local currency or upwards, the Proclamation shall also be published in the Bombay Courier, or other Government Newspaper.

and published.

*Clause 3rd.*—If any person appears and satisfies the Judge of his right to the possession of the property or any part of it as Heir, Executor, Administrator, or otherwise, it shall be delivered up to him after deducting the necessary expences of management.

The Heir &c. appearing to be put in possession.

*Clause 4th.*—But if no person appears and establishes his right the Judge on the 31st December next after the completion of twelve months from the appointment of the Administrator, shall make a report of the circumstances of the case to the Suddur Dewannee Adawlut, accompanied by an inventory and valuation of the property; and it shall be lawful for the Suddur Dewannee Adawlut, either to direct the property to continue for a further period under the management of the Administrator, or to be sold by him under the authority of the Court, and the proceeds to be deposited in the public treasury, for the eventual benefit of all concerned.

And if no Heir appears reference to be made to the Suddur Dewannee Adawlut,

who will grant a further time or order the property to be sold, and the amount to be held in deposit.

SECTION XI.—Whenever an Administrator is appointed by the Judge under Sections IX and X of this Regulation, he shall, previously to entering upon the execution of his office, give security in a sum to be fixed by the Judge, for the faithful discharge of his trust, and he shall be entitled to such remuneration as the Judge may fix for his trouble, but subject to modification by the Suddur Dewannee Adawlut, on the complaint of any person interested.

Administrators appointed by the Court to give proper security,

and to be remunerated at the discretion of the Judge, and in certain cases the suddur Dewannee Adawlut.

## APPENDIX A.

*Form of Proclamation to be issued, when a person applies to be recognized as Heir, Executor, or Administrator of one deceased.*

## PROCLAMATION.

IN THE COURT OF THE ZILLA OF——

Whereas A. B. inhabitant of——died at——on or about the ——day of——and whereas C. D. inhabitant of——has presented an application to the Judge of the said Zilla, for the purpose of being formally recognized as Heir, [Executor, or Administrator, as the case may be] of the said A. B., This is to give notice to all persons, who may dispute the right of the said C. D. as Heir, [Executor, or Administrator, as the case may be] of the said A. B. to appear in the Court of the said Zilla within one month from the date of this Proclamation, there to enter their objections; and it is hereby declared that, if no sufficient objection is offered before the expiration of that period, the said Judge will forthwith proceed to receive proof of the said C. D.'s right, and to grant him, provided he shall appear entitled thereto, a certificrte of Heirship, [Executorship, or Administratorship, as the case may be] of the said A. B. deceased.—Dated at——this ——day of

(Signed) *By the Judge,*
*Senior Assistant Judge,*
*or*
*Junior Assistant Judge.*

## APPENDIX B.

*Form of Certificate to be granted to the recognized Heir, Executor, or Administrator of one deceased.*

IN THE COURT OF THE ZILLA OF——

Whereas A. B. inhabitant of——died at——on or about the ——day of——and application was made by C. D. inhabitant of—— to the Judge of the said Court to be formally recognized as Heir, [Executor, or Administrator, as the case may be] of the said A. B.

and Whereas, the usual Proclamation having been issued, no sufficient objection was offered to the right of the said C. D. and whereas, the said C. D. thereupon gave proof to the satisfaction of the Court of his right to be recognized as Heir, [Executor, or Administrator, as the case may be] of the said A. B.

This, therefore, is to certify that the said C. D. is the recognized Heir, (Executor, or Administrator,) of the said A. B. deceased.—Dated at——this——day of

(Signed) *By the Judge,*

*Senior Assistant Judge,*

*or*

*Junior Assistant Judge.*

## APPENDIX C.

*Form of Proclamation to be issued when a person dies Intestate, and without known Heirs, leaving property.*

## PROCLAMATION.

IN THE COURT OF THE ZILLA OF ——

Whereas A. B. Inhabitant of —— died at —— on or about the —— day of —— leaving the following property at —— within the said Zilla viz. (here specify the property) and whereas no will of the said A. B. has been found, nor is it known if he has any Heirs, this is to give notice to all persons claiming to be Heirs,or to be entitled to receive charge of the said property, to attend and prefer their claim in the said Court; in order that, on such claim being proved, the said property may be delivered up to them.—Dated at —— this —— day of.

(Signed) *By the Judge,*

*Senior Assistant Judge,*

*or*

*Junior Assistant Judge.*

# વારસા બાબત.

## સને ૧૮૨૭ નો આકટ ૮ મો.

**વારસ અથવા મામુલ ચાલ પ્રમાણે વારસાનો વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર મંજુર થવા સારૂ તથા કાંઇ કારણથી વારસાનો વહિવટ ઠરાવવાને સારૂ દિવાની અદાલતની કોર્ટોને મુખત્યાર કરવી તે સારૂ ગવર્નર ઇન કાઉન્સીલે આ કાયદો ફરમાવ્યો છે. તારીખ ૧ જાનેવારી સને ૧૮૨૭ સંવત ૧૮૭૩ નાં વર્ષે પોશ શુદ ૪ તારીખ ૨ જમાદીલ આખર સન ૧૨૪૨ ને દીવસે.**

(ઉદ્દેશ). યોગ્ય છે કે કોઇ મરી ગયા પછી તેનો વારસ અથવા મામુલ ચાલ પ્રમાણે વારસાનો વહિવટ કરનાર અથવા તેનું મૃત્યુપત્ર ચલાવનાર જે કોઇ હોય તેણે અદાલતની કોર્ટની મદદ વગર તુરત વહિવટ કરવો, તથા મરનારની મિલકતના નાણાં વસુલ કરી લેવા, પણ બીજા લોકોને વિશ્વાસ આપવા સારૂ તે વારસે અથવા મામુલચાલથી વારસાનો વહિવટ કરનારે અથવા મૃત્યુપત્ર ચલાવનારને જીલ્લા કોર્ટે પાસેથી વારસાનો વહિવટ કરવાનું એક સર્ટિફીકેટ લેવું જોઇએ ને વળી કોઇ માણસ મરે ત્યાં તેની મીલકતનો કોઇ વારસ અથવા વારસાનો વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર પોતાને હવાલે ન રાખે અથવા બે કે ત્રણ માણસ તે મિલકત ઉપર દાવો કરતા હોય અને કોઇએ તે મીલકતને પોતાને હવાલે રાખી ન હોય અથવા વારસને વહિવટ કીધાનું સામર્થ્ય ન હોય અને તેના ભાઇભાંડુ પણ કોઇ તેને મદદ આપતા ન હોય અથવા મરનારનો કોઇ વારસ કે મૃત્યુપત્ર ચલાવનારો ન હોય તો જીલ્લા કોર્ટે એવો વહિવટ કરનાર એક ઠરાવી આપવો જોઇએ. વાસ્તે ગવર્નર ઇન કાઉન્સીલે આ કાયદો ફરમાવ્યો છે અને ગવર્નર ઇન કાઉન્સીલ હુકમ કરશે તે દીવસથી ચાલશે.

## બાબ પહેલો.

### વારસ તથા મામુલ ચાલ પ્રમાણે વારસાનો વહિવટ કરનાર તથા મૃત્યુપત્ર ચલાવનારની બાબત.

**કલમ ૧.**—કોઇ એક મરી ગયો હોય અને તેની સ્થાવર અથવા જંગમ મિલકત હોય તો જીલ્લા કોર્ટની રજા લીધા વગર તેના વારસને અથવા મામુલચાલ પ્રમાણે વારસાનો વહિવટ કરનારને અથવા મૃત્યુપત્ર ચલાવનારને તે મિલકત હવાલે રાખીને વહિવટ કરવાનો અખત્યાર છે. અને મરનારનું નાણું તથા મિલકત ઉઘરાવી લેવાને અખત્યાર છે.

**કલમ ૨.**—કલોઝ ૧.—પણ વારસ અથવા વારસાનો વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર બીજા લોકોને વિશ્વાસ આપવા સારૂ કોર્ટ પાસેથી સર્ટિફિકેટ લેવા ચાહે તો તેણે કોર્ટને અરજી આપવી અને અરજી લીધા પછી કોર્ટે પુરવણી (અ) પ્રમાણે એક જાહેરનામું જાહેર કરવું. એવું કે ફલાણા વારસના વારસાનો વહિવટ ફલાણા માણસને ન આપવાનું કારણ દેખાડવાનું

કોઈના મનમાં હોય તો તેણે આ જાહેરનામાની તારીખથી એક મહિનામાં કોર્ટને તે કારણ દે-ખાડવાનું અને લખેલી મુદતમાં નહિ દેખાડે તો કોર્ટ ફલાણા વારસની મિલકત ફલાણા માણસને હવાલે કરશે.

ક્લોઝ ૨.—સને ૧૮૨૭ ના ૪ થા કાયદાની ૮ મી કલમની દસમી રકમ પ્રમાણે જા-હેરનામું જાહેર કરવું.

**કલમ ૩.**—જાહેરનામામાં લખેલી મુદતે કોઇએ એવું કારણ ન દેખાડયું હોય તો કોર્ટે વા-રસાના વહિવટ બાબતમાં અરજી કરનારનું બોલવું તથા સાક્ષી સાંભળવી અને તેજ વારસ અથવા વારસાનો વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર એ રીતે ખરો થયો. પછી કોર્ટે પુરવણી (ક) પ્રમાણે એક સર્ટિફિકેટ લખીને તેને આપવું. એવું કે જેને એ સર્ટિફિકેટ આપ્યું છે તેજ ફ-લાણો વારસ અથવા વારસાનો વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર છે એમ કોર્ટે ઠરાવ્યું છે.

**કલમ ૪.**—ક્લોઝ ૧.—અરજી કરનારને તે સર્ટિફિકેટ ન આપવાનું કારણ જાહેરનામાની મુદત પુરી થતા પહેલાં કોઈ દેખાડે તો જડજે તે કારણ તપાસવાનો દિવસ ઠરાવવો અને તે દિવસ પહેલાં આઠ દિવસની મુદતની નોટીસ અરજી કરનારને તથા કારણ દેખાડનારને અપાવવી પછી ઠરાવેલે દિવસે જડજે તે કારણ ખરૂ ઠરાવવા સારૂ તથા રદ કરવા સારૂ જે બોલવું તથા સાક્ષી હોય તે સાંભળવી અને ન આપવાનું કારણ ખરૂં થાય તો સર્ટિફિકેટ ન આપવું અને ખરૂં ન ઠરે તો સર્ટિફિકેટ આપવું.

ક્લોઝ ૨.—પણ તપાસાયાથી એમ જણાય કે આ વારસનો વહિવટ કોઇને સોંપવાનું ઠરાવ-વાને ઘણું કઠણ છે તો તે વારસાની ફરિયાદી થઇને કોર્ટમાં ફેંસલો કરતા સુધી તે સર્ટિફિકેટ આ-પવાનો વિલંબ કરવાને જડજ મુખત્યાર છે.

**કલમ ૫.**—મૃત્યુપત્ર ચલાવવા સારૂ ૪ થી કલમ પ્રમાણે જે કોઇ સર્ટિફિકેટ માગે તેને આપતા પહેલાં તે મૃત્યુપત્ર ખરૂ કરવું પછી કોર્ટે તે મૃત્યુપત્રની પાછળ સર્ટિફિકેટ લખવું.

**કલમ ૬.**—એ રીતે ખરા થયેલા મૃત્યુપત્ર તથા વહિવટના સર્ટિફિકેટો તે ધણીને આપતા પહેલાં એક બુકમાં નોંધવા જોઇએ.

**કલમ ૭.**—ક્લોઝ ૧.—જેઓને સર્ટિફિકેટ આપ્યું છે તેજ વારસ અથવા વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર એમ જાણવું અને તે વારસની બાબતમાં કાયદા પ્રમાણે જે કરશે તે કાયમ રહેશે. તથા તેની શું ફરિયાદી કરી હુકમનામુ કરાવે.

ક્લોઝ ૨.—પણ સર્ટિફીકેટ આપ્યાથી કોર્ટે તે મિલકત કેવળ કોઇના ધણીપણાની બાબતમાં કાંઇ ઠરાવ્યું નથી પણ વહિવટ કરવાનું માત્ર ઠરાવ્યું છે. વાસ્તે કોઇ કોર્ટમાં આવીને ખરૂં કરી આ-પશે કે એ મિલકતનો હું ધણી છું તો તે સર્ટિફીકેટ રદ થશે.

ક્લોઝ ૩.—એવું સર્ટિફીકેટ લેનારે વારસાના ભાગીયાઓને વહિવટ કરવાની બાબતમાં જો એ સર્ટિફીકેટ ન મળ્યું હોય તેમ જે જે કામ કર્યું હોય તેનો જવાબ દેવો જોઇએ.

**કલમ ૮.**—કોઇ સર્ટિફીકેટ માગે અને જડજ ન આપે તો સર્ટિફીકેટ માગનારને પોતાનો દાવો સાબીત કરવાની ફરિયાદી કોર્ટમાં કરવાનો અખત્યાર છે.

## બાબ બીજો

### વારસાનો વહિવટ કરવાને એક માણસ કોર્ટે ઠરાવી આપવું તે બાબત.

**કલમ ૯.**—કોઇ મરનારની મિલકતનો કોઇ વારસ અથવા વારસાનો વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર પોતાને હવાલે કરી લેતો ન હોય અથવા તે મિલકત ઉપર બે અથવા વધારે

માણુસ દાવો કરતા હોય અને તે મિલકત કોઇને હવાલે ન હોય અથવા બાળપણાથી કે ગાંડપણાથી અથવા બીજા કાંઇ કારણથી વારસને વહિવટ કરવાનું સામર્થ્ય ન હોય અને ભાઇભાંડુ માંહેલો કોઇ તેનો વહિવટ કરતો ન હોય તો કોર્ટે વહિવટ કરનાર ઠરાવવો પણ કોઇ એમ ખરૂં કરી આપે કે હું મરનારનો વારસ અથવા વારસાનો વહિવટ કરનારો છું અથવા મૃત્યુપત્ર ચલાવનારો છું તો અથવા ફરિયાદી થયા પછી કોર્ટે ઠરાવ્યું હોય કે ફલાણો મરનારનો વારસ ફલાણો છે અથવા વારસને મિલકતનો વહિવટ કરવાનું સામર્થ્ય છે તો કોર્ટે પોતે ઠરાવેલા માણુસને તે મિલકત ધણીને સ્વાધીન કરવાનો તથા કરેલા વહિવટનો ખરો હિસાબ આપવાનો હુકમ કરવો.

કલોઝ ૪.—કોઇ વારસ હાજર ન થાય તો જડજે વહિવટ કરનારો ઠરાવ્યો તે દિવસથી એક વર્ષ થયા પછી ડીસેમ્બર મહિનાની એકત્રીસમી તારીખે વારસાની મિલકતની કીંમતની બાબતમાં અથવા વારસાની બાબતમાં બીજું જે કાંઇ જણાવાતું હોય તે રીપોર્ટમાં લખાને તે રીપોર્ટ સદર દિવાની અદાલતમાં મોકલવો અને સદર દિવાની અદાલતનો એવો હુકમ આવતા સુધી તે મિલકતનો વહિવટ ચલાવવો અથવા તે મિલકત વેચીને તે નાણું વારસાના ભાગીઆ સર્વે જણા પછી તેઓને આપવા સારૂ સરકારની તિજોરીમાં રાખવું.

**કલમ ૧૧.**—જ્યારે વારસાની મિલકતનો વહિવટ કરનારને ઠરાવે ત્યારે તે માણુસે તે વહિવટ કરતા પહેલાં સારી રીતે વહિવટ ચલાવવા સારૂ જડજે ઠરાવેલા રૂપીઆનો હામીદાર આપવો જોઇએ અને વહિવટ કરનારને મહેનતના પૈસા આપવાને જડજ મુખત્યાર છે પણ એ પૈસા આપ્યાથી કોઇને નુકશાન થાય તો તેને સદર અદાલતમાં એ બાબતમાં અરજી આપવાનો અખત્યાર છે અને જડજે ઠરાવેલા પૈસા ઓછા કરવાને સદર અદાલત મુખત્યાર છે.

## પુરવણી. (અ.)

બીજી કલમની પહેલી રકમમાં કહેલું જાહેરનામું લખવાનો શિરસ્તો.

## જાહેરનામુ.

### ફલાણા જીલ્લાની ફલાણી કોર્ટમાં.

માલુમ થાય કે ફલાણા નામનું માણુસ ફલાણી તારીખે ફલાંણી જગાએ મરી ગયો અને વારસની (અથવા વહિવટ કરવાની અથવા મૃત્યુપત્ર ચલાવવાની) સર્ટિફિકેટ ફલાણાએ જડજ પાસે માગી છે વાસ્તે તે મરનારનો વારસ (અથવા વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર) આ માણુસ ન હોય અને હુંજ છું એમ સમજાવવાનું કોઇના મનમાં હોય તો આ જાહેરનામાની તારીખથી એક મહીનામાં કોર્ટમાં હાજર થઇને તેણે તે વાત ખરી કરી આપવી અને ઠરાવેલી મુદતમાં કોઇ આ વાતનો દાવો નહી કરે તો તે સર્ટિફીકેટ માગનારની અરજી ખરી થએથી કોર્ટ વારસની અથવા વહિવટ કરવાની અથવા મૃત્યુપત્ર ચલાવવાનું સર્ટિફીકેટ તે માણુસને આપશે.

તારીખ.

જડજ અથવા આસિસ્ટંટ જડજની સહી

## પુરવણી. (ખ).

ત્રીજી કલમમાં કહેલી સર્ટિફિકેટ લખવાનો શિરસ્તો.

### ફલાણા જીલ્લાની કોર્ટમાં.

માલુમ થાય જે ફલાણા ગામનો ફલાણો ફલાણી તારીખે ફલાણી જગાએ મરી ગયો તેના વારસની (અથવા વહિવટ કરવાની અથવા મૃત્યુપત્ર ચલાવવાની) સર્ટિફિકેટ ફલાણાએ જડજ પાસે માગી અને આ કાયદાના હુકમ પ્રમાણે જાહેરનામું પ્રગટ કીધું પણ કોઇએ તે સર્ટિફિકેટ ન આપવાનું યોગ્ય કારણ ન બતલાવ્યું અને આ આસામીએ કોર્ટમાં ખરૂં કરી આપ્યું કે મરનાર માણસનો હું વારસ અથવા વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર છું માટે કોર્ટ આ સર્ટિફિકેટ લખીને સર્વે લોકને જણાવે છે કે ફલાણા ગામનો ફલાણો ફલાણી તારીખે ફલાણી જગ્યા ઉપર મરી ગયો તેનો વારસ (અથવા વહિવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર) ફલાણો છે.

તારીખ.

જડજ અથવા આસિસ્ટંટ જડજની સહી.

સને ૧૮૨૭ નો આકટ ૯ મો.

## પુરવણી. (ક).

દસમી કલમની પેહેલી રકમમાં કહેલું જાહેરનામું લખવાનો શિરસ્તો.

### જાહેરનામું.

### ફલાણા જીલ્લાની કોર્ટમાં.

માલુમ થાય જે ફલાણા ગામનો ફલાણો માણુસ ફલાણી જગાએ મરી ગયો તેની ફલાણી મિલકત આ જીલ્લામાં છે (અહિં મિલકતની બીના લખવી) અને મૃત્યુપત્ર જડતું નથી અને તેનો કોઇ વારસ છે કે નહિ તે જણાતું નથી વાસ્તે એ મરનારનો જે કોઇ વારસ હોય અથવા વારસાનો વહિવટ કરવાનો કોઇનો દાવો હોય તો કોર્ટમાં હાજર થઇને તેણે તે વાત ખરી કરી આપવી પછી કોર્ટ તેને તે વારસાની મિલકત હવાલે કરશે.

તારીખ.

જડજની અથવા આસિસ્ટંટ જડજની સહી.

---

# ACCOUNTS.

## હીસાબની કાનુનો સંબંધીના ધારા અને સરકયુલરો.

**સ. નં. ૩**

### સરકયુલર.

અહીંના સરક્યુલર નંબર ૧૮ તા. ૨૨–૧૦–૯૪ નામાં થાણા કારકુનો જયારે થાણાની હદની બહાર ફરે ત્યારે તેમને ભથ્થુ આપવા ફરમાવેલ છે. અમારી સ્વારી ડીસ્ટ્રીકટમાં હતી તે વખત થાણા કારકુનોએ થાણાની હદમાં તેઓ ફરે ત્યારે ભથ્થુ મળવા કરેલ. થાણદારોને થાણાની હદમાં

ફરતા કાયમ ભથ્થુ મળે છે તો ટુંકા પગારના કારકુનોને હેડક્વાટર મુકી નોકરીના પ્રસંગે બહાર જવું પડે ત્યારે ભથ્થુ ન મળે તે અમને વ્યાજબી જણાતું નથી. મહીકાંઠામાં થાણાની હદમાં ફરતા કારકુનોને ભથ્થુ મળે છે. સબબ ફરમાવવામાં આવે છે કે, થાણાના કારકુનો જેની નોકરી પેનશનવાળી છે તે થાણાની હદમાં ડયુટી ઉપર જાય તો સિવિલ સર્વીસ રેગ્યુલેશન મુજબ તેમને ભથ્થુ આપવું.

થાણાના કારકુનોને થાણદારોએ ખાસ કામ શિવાય તાલુકામાં ફેરવવાના નથી. ભથ્થાનાં બીલ સાથે આજમ થાણદારોએ તેટલા માટે સર્ટીફીકેટ પ્રતિજ્ઞા ઉપર આપવું કે ચોકસ કામનો લીધે કારકુનને મોકલવામાં આવેલ હતો. વગર જરૂરે થાણદારો કારકુનને ફેરવે છે એમ જાહેર થશે તો આ હુકમ પાછો ખેંચી લેતાં—અમારે નોટીસ લેવા જરૂર પડશે.

તા. ૧૭-૪-૯૫.

(સહી) એફ. એચ. જેકસન,
પોલી. સુપ્રી. પાલણપુર.

## Circular No. 1.

## OFFICE ORDER.

In accordance with rule 47 of the audit of account for the year 1892–93 it is hereby directed that the permanent advances Rs. 300/ given to the Jail and Rs. 100/ given to each of the six Thanas in the Superintendency which come to Rs. 600/ are confirmed and there is no necessity whatever to modify the said amounts.

The permanent advance to the Court of the Political Superintendent should be increased to Rs. 150 which is quite sufficient. Fifty being already paid the further sum of Rs. 100/ should be given.

The Courts of the Assistant Political Superintendent, the District Deputy Assistant and the Huzur Deputy Assistant should be given Rs. 100, 100, and 50 respectively as permanent advance in as much as the said three Courts have received no amount by way of permanent advance from the Local Funds.

All the Huzur Courts have received advances from the Imperial Department for Imperial expenses so that henceforth, the treasury should not give them any amount as advance for Imperial purposes from the Local Fund, as also the Huzur Courts should not accept it.

24th April 1895.

**Sd/. F. H. Jackson,**
Political Superintendent,
PALANPUR.

સ. નં. ૧.

## ઓફીસ ઓર્ડર.

સને ૧૮૯૨-૯૩ સાલના હીસાબના ઓડીટની કલમ ૪૭ ઉપરથી ફરમાવવામાં આવે છે કે, આ સુપ્રીન્ટેન્ડેન્સીની જેલમાં રૂ. ૩૦૦ અને દરેક થાણામાં રૂ. ૧૦૦ મુજબ ૭ થાણે રૂ. ૬૦૦ પરમેનન્ટ એડવાન્સના આપેલ છે તે કાયમ રાખવા. તેમાં વધારો ઘટાડો કરવાની જરૂર નથી.

મે. પોલી. સુપ્રી. સાહેબ બહાદુરની કોર્ટમાં રૂ. ૫૦ આપવામાં આવેલ છે તે શિવાય રૂ ૧૦૦ બીજા આપવા એટલે એકંદરે રૂ. ૧૫૦ તે કોર્ટમાં પરમેનન્ટ એડવાન્સના બસ છે.

મે. આસી. પોલી. સુપ્રી. સાહેબની કોર્ટમાં રૂ. ૧૦૦ તથા રાવ બહાદુર ડી. ડે. આસી. સાહેબની કોર્ટમાં રૂ. ૧૦૦ અને રા. બા. હજુર ડેપ્યુટી આસી. સાહેબની કોર્ટમાં રૂ. ૫૦, એ રીતે પરમેનન્ટ એડવાન્સના નવા આપવા; કારણ એ કોર્ટોમાં લોકલ ફંડની પરમેનન્ટ એડવાન્સની કાંઇપણ રકમ આપેલ નથી.

ઇમ્પીરીયલ ખર્ચ માટે હજુરની તમામ કોર્ટોમાં ઇમ્પીરીયલ ખાતાથી એડવાન્સ આપેલ છે. માટે હવે લોકલ ફંડમાંથી ઇમ્પીરીયલ ખરચ માટે ટ્રેઝરી ઓફીસરે કાંઇપણ રકમ હજુરની કોર્ટોમાં એડવાન્સ આપવી નહિ, તેમ હજુરની કોર્ટોએ લેવી નહિ.

તા. ૨૪ એપ્રિલ સને ૧૮૯૫. (સહી) એફ. એચ. જેકસન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

સ. નં. ૩૯.

## સરક્યુલર.

પેટી રીપેર માટે રકમ મંજુર કરવામાં આવેછે તેવી રકમ ખર્ચ થતાં પહેલાં શી રીતે અમલ કરવો તે બાબતમાં વાવ થાણેથી તેવી રકમનું કરેલ બીલ પાસ થવા રા. બા. ત્રીજોરી ઓફીસર સાહેબે વાંધો લીધાના તુમારે છેવટ આજમ વાવ થાણદારનો રિપોર્ટ તા. ૧૧ ફેબ્રુઆરી સને ૧૮૯૭-નં. ૩૦૨ નો આવતાં ફરમાવવામાં આવેછે કે, પેટી રીપેર બદલ રકમમાંથી જે તુટક તુટક ખર્ચ કરવાનું હોય તે બાબત ખર્ચ કરતાં પહેલાં તેની તપશીલ બતાવી એક રીપોર્ટ કરવો ને તે રિપોર્ટ મંજુર થયેથી તે રિપોર્ટમાં બતાવ્યા મુજબ ખર્ચ કરવું. બાદ કાનુનના બાબ ૬ ની કલમ ૧૧-૧૨ મુજબ અમલ કરવો. આ:મુજબ થવાથી હરકત આવશે નહી.

તા: ૧૫ માર્ચ સને ૧૮૯૭. ( સહી ) એફ. એચ. જેકસન.
પોલી. સુપ્રી. પાલણપુર.

---

સ. નં. ૧૪.

## સરક્યુલર.

પગાર અને બીજા પ્રકારનું નાણું મોકલવાનું હોય તે થેલી અગર બાંહડીમાં પેક કરી તે ઉપર સીલ કરી મોકલવા બાબત સરક્યુલર નં. ૧૨ તા. ૧૨ માહે જુન સને ૧૮૯૬ નો કરવામાં આવેલ છે પરંતુ અમદાવાદ ટ્રેઝરીમાં તાલુકેથી સીલીક મોકલવી હોયતો કારકુન ભરી જાય અને તાલુકે નાણું

જોઇએ તો કારકુન લેઇ જાયછે. અહીંની ટ્રેઝરીમાં નાણું જોઇએ ત્યારે ટ્રેઝરીથી કારકુનને મોકલી નાણું મંગાવવામાં આવેછે તે અનુસાર થાણેથી સીલીક મોકલવાની અગર લાવવાની જરૂર પડે ત્યારે થાણાનો કારકુન સીલીક આપી જાય લઇ જાય અને બસેં રુપિયા સુધીની રકમ મોકલવી અગર લાવવી પડેતો સીલ બંધ નહીં આપતાં સ્વારને ગણીને સોંપવા હુકમ કરવામાં આવેલોછે એટલે સદહું સરક્યુલર આ સરક્યુલરથી રદ કરવામાં આવ્યો છે.

તા. ૧ જુલાઇ સને ૧૮૯૭. ( સહી ) એફ. એચ. જેક્સન.
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## ORDER No. 3595 of 1898.

In supercession of former rules on the subject sums actually paid and certified as actually paid for horse or camel hire will be passed when the person using the same is required to give evidence before a Court, provided the amount does not exceed that which would have had to be paid for a cart.

In other cases the amount to be sanctioned for horse or camel hire will be half the amount which it would have cost had a cart been used.

It is to be understood that Government servants and others cannot demand a camel or horse at these rates but when a horse or camel would do in place of a cart the Patel of the village from which the cart would be taken should be informed that a horse or camel will do in place of a cart and he will then probably supply one.

This rule is not to interfere with any of the rules of the Civil Service Regulations.

Sd/. M. T. Lyde, Major,
13-1-98. Agency Political Superintendent,
Palanpur.

---

હુકમ ન. ૩૫૯૫

## સને ૧૮૯૮.

ઘોડા અથવા ઊંટના ભાડા વિષેના આગલા કાનુનો રદ કરી એવું ઠરાવવામાં આવેછે કે, જ્યારે એક માણસ કોર્ટમાં સાક્ષી આપવા આવે ત્યારે ઘોડા અથવા ઊંટ વાપરે ત્યારે તે ભાડાની રકમ પાસ કરવામાં આવી હોય તે ગાડા ભાડા કરતાં વધારે હોવી જોઇએ નહી.

બીજા કેસોમાં ગાડું વાપરવાથી જેટલું ભાડું મંજુર થઈ શકે તેનું અર્ધું ભાડું ઘોડા અને ઊંટ માટે મંજુર કરવામાં આવશે.

પણ આથી ખુલેખુલ્લું સમજવું જોઇએ કે સરકારી નોકરો અને બીજાઓ આ ભાડાથી ઊંટ અને ઘોડા માગી શકે નહિ. પણ જ્યારે ગાડાને બદલે ઊંટ અથવા ઘોડાથી કામ ચાલતું હોય તો ગામના પટેલ જેની મારફતે ગાડું ભાડે લેવાનું હોય તેને ખબર આપવી કે ઘોડા અથવા ઊંટ ગાડાંને બદલે ચાલી શકશે તો તે એક પુરા પાડી શકે.

આ કાનુનથી સિવિલ સર્વીસ રેગ્યુલેશનના કોઇ કાનુનને બાધ આવતો નથી.

તા–૧૩–૧–૯૮.

( સહી ) એમ. ટી. લાઇડ, મેજર,
એકટીંગ પોલી. સુપી. પાલણપુર.

---

સ. નં. ૧૭.

## સરક્યુલર.

થાણાઓના કારકુનો, હોસ્પિટલ આસીસ્ટંટો વિગેરે સરકારી નોકરો નોકરી પ્રસંગે જવાને જેઓને ગાડા ભાડું મળી શકે તેવા નોકરોને મુસાફરી ભાડુ શા દરથી આપવું તે નક્કી થવા સવાલ ઉત્પન્ન થતાં ફરમાવવામાં આવે છે કે, ઊંટ, ઘોડાના ભાડાની રકમ માટેના આગળના નિયમો રદ કરવામાં આવે છે. હવેથી જે નોકરોને ગાડા ભાડું મળી શકતું હોય તેઓ મુસાફરી કરે ત્યારે ગાડા ભાડા બદલ જે રકમ અપાય એવી હોય અથવા આપવા નક્કી થઇ હોય તે તેઓને આપવી. પરંતુ ગાડા ભાડા કરતાં વધારે હોવી ન જોઇએ. બીજી બાબતમાં ઘોડા અથવા ઊંટના ભાડાની રકમ ગાડા ભાડા કરતાં અર્ધી મંજુર કરવી જોઇએ.

એમ સમજવાનું છે કે સરકારી નોકર અને બીજાઓને આ દરથી ઊંટ અથવા ઘોડું ભાડે મળી શકે નહિ, પરંતુ ગાડાને બદલે ઊંટ અથવા ઘોડાથી ચાલે તેમ હોય તો જે ગામથી ગાડું લેવામાં આવે તે ગામના પટેલોને ખબર આપવી કે ગાડા બદલે ઊંટ ઘોડું ચાલશે ને તે પટેલ પુરૂં પાડશે. આ કાનુનથી સિવિલ સર્વિસ રેગ્યુલેશનને કોઇ પણ રીતે બાધ નથી.

તા. ૨૩ જુલાઇ સને ૧૮૯૮.

( સહી ) એમ. ટી. લાઇડ, મેજર,
આક. પોલી. સુપી. પાલણપુર.

---

## મેમો.

સિવિલ આકાઉન્ટ કોડની રકમ ૨૦ મુજબ સરકારી પૈસા ઉચાપત કરી જવામાં આવે અગર ખોવાય ત્યારે મે. એકાઉન્ટંટ જનરલ સાહેબને રિપોર્ટ કરી ખબર આપવા મતલબે નામદાર સરકારનો ઠરાવ નંબર ૪૪૮૯, તા.–૩૦–૯–૯૮ નો આવ્યાથી તમામ ખાતાઓના ઉપરીઓને આથી ફરમાવવામાં આવેછે કે સરકારી નાણાં ખોવાઇ ગયા અગર ગુમ થયા બાબતનાં તમામ કેસોમાં તેઓએ વગર ઢીલે પોલીટીકલ સુપી. સાહેબ બહાદુરને રિપોર્ટ કરવો.

તા.–૧૦–૧૦–૯૮.

( સહી ) એમ. ટી. લાઇડ, મેજર.
એકટીંગ પોલી. સુપી. પાલણપુર.

---

## ORDER No. 5393 of 1898.

It having been reported that with the exception of the Wao Thana one fourth of the cattle pound fees are deducted from the cattle pound receipts as the share of the pound keeper and that only three fourths are credited in the Thana accounts. It is hereby directed that the full receipts must be credited in the Thana Treasury accounts and such payments as are authorized must be made afterwards.

The payments will be made on bills prepared at the close of each quarter.

Palanpur } Sd/. M. T. LYDE, MAJOR,
26–10–98. } Ag. Political Superintendent.

હુકમ નં. ૫૩૯૩.

## સને ૧૮૯૮.

એવું જાણુવામાં આવ્યું છે કે, વાવ થાણા શિવાય બીજા તમામ થાણાઓમાં રેઢીયાર ઢોરોના ડબાની ઉપજમાંથી, એક ચતુર્થાંસ ભાગ ડબો જાળવનારના લવાજમ તરીકે પ્રથમથી કાપી લઇ, માત્ર ત્રણ ચતુર્થાંસ લવાજમ થાણાના હિસાબમાં જમે કરાવવવામાં આવે છે; જેથી એવું ઠરાવવામાં આવે છે કે, થાણાના ટ્રેઝરી ખાતામાં આવી રકમ જમે કરાવવી, અને જેને જે રકમ મળવાનો આધકાર હોય, તેને તે રકમ ત્યારપછી આપવી. દરેક ત્રણ મહીનાને અંતે બીલ કરી પડેલી રકમ આપી દેવી.

તા. ૨૬–૧૦–૧૮૯૮.

(સહી) એમ. ટી. લાઇડ, મેજર,
કામચલાઉ પોલીટીકલ સુપરીન્ટેન્ડન્ટ, પાલણપુર.

---

*Rules for the controd and audit of the Excluded Local Funds in the Kathiawar and Gujarat Political Agencies.*

Letter No. 4378, I. A., dated the 9th December 1901.

From The Assistant Secretary to the Government of India, Foreign Department.

To, The Chief Secretary to Government, Political Department, Bombay.

I am directed to acknowledge the receipt of your letter No. 6909, dated the 4th October 1901, forwarding a set of rules for the control and audit of the Excluded Local Funds in Kathiawar and Gujarat Political Agencies.

2. The effect of No. 6 of these Rules is to delegate to the controlling officers of the Funds the authority to sanction establishments at their discretion, and a large proportion of appointments on these establishments are in foreign service of the third kind. Officers in this class of service are treated in all respects as Government Officers, but the Bombay Government request that the power which it is desired to delegate to the Political Agent, Kathiawar, and the Commissioner Northern Division in Rule 6 should not be restricted by that consideration.

3. In reply I am to say that, as the charges are local, the Government of India are pleased to comply with the request of the Government of Bombay. It is of course understood that the limitations laid down in the Codes and Regulations will be duly observed.

No. 331.

Political Department,
Bombay Castle, 13th January 1902.

RESOLUTION.—A copy of the above letter from the Government of India should be forwarded to the Accountant-General, Bombay, with reference to the correspondence ending with his letter No. O. A.-27, dated the 22nd May 1901, and to the Commissioner Northern Division and the Political Agent, Kathiawar, in reference to their letters Nos. 307 and 2450 dated the 30th April and 4th May 1901, respectively to the address of the Accountant General.

2. The Commissioner Northern Division, and the Political Agent, Kathiawar, should be called to remark contained in the last sentence of paragraph 3 of the Government of India's letter.

3. The Governor in Council is pleased to publish the following Rules for the control and audit of the Excluded Local Funds in the Kathiawar and Gujarat Political Agencies:—

These Rules apply to the Funds enumerated in the attached statement A, and the administering and controlling offices of the Funds named shall be as shewn in the statement.

2. Nothing in these Rules shall be held to supercede the orders contained in Government Resolution Political Department No. 3700, dated 12th June 1890, as modified by the orders contained in Government Resolution Political Department No. 4745, dated 15th June 1891, nor the rules of account hitherto in force in the Mahi Kantha Agency, except in so far as they are inconsistent therewith.

3. A budget estimate of the receipts and charges of each fund in detail of Major heads to be prescribed by the Accountant General shall be submitted by the administering officer of each fund to Government for sanction through the controlling officer annually in the month of February.

4. Within the aggregate of the budget estimate so sanctioned the controlling officer shall have full powers to sanction expenditure subject to the following rules and can reappropriate grants at his discretion but the aggregate budget grants may not be exceeded without the sanction of Government nor without the same sanction should any reappropriation be made which might affect pension liabilities.

5. Reappropriation of grants from one Major head to another to the extent of Rs. 50/ only and of grants within the same Major head can be made and non-recurring expenditure up to Rs. 500/ can be sanctioned by administering officers without reference to the controlling officer except in Kathiawar where the power will ordinarily be exercised by the Political Agent but may be delegated by him to any officer appointed to administer any of the funds.

6. The controlling Officer has authority to sanction establishment and other charges at his discretion subject to the limitations laid down in the Civil Account Code and Civil Service Regulations regarding the powers of Local Governments in regard to Provincial Expenditure may not be sanctioned for objects other than those for which the fund in question exists.

7. The sanction of Local Governments or the Governments of India will be necessary to any expenditure in excess of the limits laid down in the Rule 6 and the same sanction will be required to investments of any surplus balances of the funds.

8. All bills for expenditure from the several funds should be in the usual forms prescribed in the Civil Account Code and should be signed by the administering Officer. Bills for contingent expenditure of an unusual nature and for original public works or repairs costing more than Rs. 1000/ should be countersigned by the controlling Officer.

9. The accounts of each fund will be subject to audit by the outside Audit Branch of the Accountant General's Office and any order issued by Government on receipt of the Auditor's report shall become a standing order for the future Administration of the funds.

10. The Political Agent, Kathiawar should be requested to submit his proposal for filling up column 2 of the statement, accompanying this Resolution.

Sd/. J. L. JENKINS,

Acting Chief Secretary to Government.

Accompaniment to Government Resolution No. 311, dated the 13th January 1902.

A.

| Name of Fund. | Administering Officer. | Controlling Office. |
|---|---|---|
| **KATHIAWAR AGENCY.** | | |
| Consolidated Fund.<br>Prant including Thana Funds.<br>Halar.<br>Jhalawad.<br>Sorath.<br>Gohilwad.<br>Station Funds.<br>Rajkot.<br>Jetalsar.<br>Songad.<br>Wadhwan. | | Political Agent, Kathiawar. |
| **MAHIKANTHA AGENCY.** | | |
| Sadra Bazaar Fund.<br>Kunbi Infanticide Fund.<br>Scott College Fund.<br>Mahi Kantha Agency Fund.<br>Mahi Kantha Jubilee Pauper Patients' Fund. | Political Agent, Mahi Kantha. | Commissioner N. D |
| **PALANPUR SUPERINTENDENCY.** | | |
| Palanpur General Fund. | Political Superintendent Palanpur. | Do. |
| **REWA KANTHA AGENCY.** | | |
| Rewa Kantha Agency General Fund.<br>Mewas Administration Fund. | Political Agent, Rewa Kantha. | Do. |

# હિંદુસ્તાન સરકાર.

# ફિનાન્સ એન્ડ કૉમર્સ ડિપાર્ટમેન્ટ.

## પેનશનરોને હાથના અંગુઠાની છાપથી ઓળખવા બાબતની કાનુનો.

૧. આમાં હવે પછી ૧૦ મી કાનુનમાં કહેલા શખ્સો શિવાય સર્વીસ પેનશન માટેના સઘળા અરજદારોએ, પેનશન બદલ અરજી કરતી વખતે, કચેરીના મુખ્ય અમલદારની રૂબરૂ પેનશનની અરજીના પહેલા પાના ઉપર ડાબા હાથના અંગુઠાના ટેરવાના હેઠળના ભાગની છાપ મારવા સારૂ રાખેલી જગામાં તેવી છાપ મારવી જોઇએ.

૨. ૧ લી કાનુનમાં કહેલી છાપ જેવી જ છાપ તે જ વખતે કાગળના એક કટકા ઉપર મારીને તે પેનશનની અરજીને જોડવો જોઇએ.

૩. આ છાપ પેનશનના કાગળો સહિત, પેનશનના હક્ક બાબત રિપોર્ટ કરનારા અમલદાર તરફ મોકલવી. અને તે અમલદારે તે પેનશન મંજુર કરનારા અધિકારી તરફ મોકલવી. ત્યાર પછી તે છાપ વિગેરે, મંજુર કરનારા અધિકારીએ, પેનશન બદલ આપેલી રકમોની રજુઆત કરનારા અમલદાર તરફ મોકલવી.

૪. પેનશનની અરજી ઉપર મારેલી છાપ, ઓડીટ ઓફિસના દફતરમાં કાયમની રહેશે, અને જુદા કટકા ઉપર મારેલી છાપ ડિસબર્સિંગ આફિસરના પર્મેનન્ટ પે આર્ડરના અડધીયા ઉપર ચોડવી.

૫. નોન—સર્વિસ પેનશનરોની બાબતમાં, વર્ણન પત્રક તૈયાર કરનારા અમલદારની રૂબરૂ તે પત્રક ઉપર મારવી જોઇએ.

૬. નોન—સર્વિસ પેનશનરોની બાબતમાં, વર્ણન પત્રક તૈયાર કરનારી ઑફિસે એક કાગળના જુદા કડકા ઉપર એક છાપ મરાવવી જોઇએ. અને આ છાપ તે વર્ણન પત્રક સહિત ઓડીટીંગ ઑફિસર તરફ રવાના કરવી જોઇએ.

૭. નોન—સર્વિસ પેનશનરોની બાબતમાં વર્ણન પત્રક ઉપર મારેલી છાપ ઓડીટીંગ ઓફિસરના દફતરમાં કાયમની રહેશે. અને કડકા ઉપર મારેલી છાપ ડિસબર્સિંગ ઓફીસરના પર્મેનન્ટ પે આર્ડરના અડધીયા ઉપર તે કારણ સારૂ રાખેલી જગાએ ચોડવી.

૮. જુદા કડકા ઉપર મારેલી છાપ કલકત્તા શેહેરમાં આપવાના સર્વિસ તેમજ નોન-સર્વિસ પેનશનોની બાબતમાં પર્મેનન્ટ પે ઓર્ડરનાં રજીસ્ટરના યોગ્ય નંબરની સામે ચોહોડવી.

૯. દરેક વર્ષના એપ્રિલ મહિનાની ૧ લી તારીખે અથવા ત્યાર પછી પેનશનર પ્રથમ હાજર થાય એટલે ડિસબર્સિંગ ઓફીસરે, ૧૦ મી કાનુનમાં કહેલા પેનશનરો શિવાય બીજાઓની બાબતમાં તે પેનશનરના ડાબા હાથના અંગુઠાની છાપ તેના પેનશનના બિલ ઉપર મરાવવી. અને તે શખ્સ ખરો પેનશનર છે એ બાબત (પ્રસંગ પ્રમાણે) ડિસબર્સિંગ આફીસના પર્મેનન્ટ પે ઓર્ડરના અડધીયામાં અથવા આડીટ રજીસ્ટરમાં આપેલી બીજી વિગતો ઉપરથી પોતાની ખાત્રી કર્યા પછી સદરહુ બિલ ઉપર મારેલી છાપ પર્મેનન્ટ પે ઓર્ડર ઉપર અથવા ઓડીટ રજીસ્ટરમાં ચો-

હોડેલી છાપ સાથે સરખાવીને પોતાની ખાત્રી કરી લેવી, અને આ બે છાપમાં કાંઇ ફેર પડે, તો તેણે તે બાબત જે અમલદારની રૂબરૂ પર્મેનન્ટ પે ઓર્ડરમાં અથવા ઓડિટ રજીસ્ટરમાં સદહું છાપ મારી હોય તે અમલદાર તરફ લખી મોકલવું.

૧૦. દેશી રાજા, યુરોપિયન સ્ત્રિયો, ગેઝેટેડ અમલદારો અને સરકારે વિશેષ રીતે માફી કરેલા શખ્સો (આ માફી તેમને ત્યાર પછી ઓળખવામાં હરકત પડે એમ હોવાથી આપેલી છે) શિવાય બીજા સઘળા પેનશનરોની બાબતમાં આ કાનુનો લાગુ પડશે.

૧૧. પડદે રહેનારી સ્ત્રિયો તથા અભણ પેનશનરોએ, તેઓ જીવતા હોવા બદલનો દાખલો આપનારા શખ્સની રૂબરૂ અથવા જે અભણ પેનશનરો પે ઓફીસમાં જાતે હાજર થાય તેમણે ડિસબર્સિંગ ઓફીસરની રૂબરૂ, પોતાના બિલ ઉપર હાથના અંગુઠાની છાપ મારવી જોઇએ.

૧૨. પર્મેનન્ટ પે આર્ડર નવો કરવામાં આવે ત્યારે અસલ છાપ જુના આર્ડરમાંથી કાપી લઇને નવા ઓર્ડરને જોડવી જોઇએ.

૧૩. છાપ નીચે પ્રમાણે ભરાવવીઃ—

સાધારણ છાપવાની શાઇ (પ્રિન્ટર્સ ઇંક) જે કલકત્તા ખાતેના સુપ્રીન્ટેન્ડેન્ટ આફ સ્ટેશનરી તરફથી પુરી પાડવામાં આવશે) થોડી લઇને તેમાં ઘણું જ થોડું મીઠું તેલ નાંખવું અને પછી તે ઇન્ડિયા રબરના શેલરવતી ટીનના પતરા ઉપર ખૂબ ચોપડવી. એટલે સુધી કે તેનો એક નાનો થર થાય. પછી પેનશનરના ડાબા હાથના અંગુઠાના ટેરવાનો હેઠળનો ભાગ લુછીને તે શાઇવાળા પતરા ઉપર મૂકવો અને તેને પૂરતી શાઈ લાગે (આ અનુભવ ઉપરથી સમજાશે) ત્યાં સુધી (ઘસ્યા વગર) એક બાજુથી બીજી બાજુએ ફેરવવો અને પછી જે કાગળ ઉપર છાપ પાડવાની હોય તે કાગળ ઉપર અંગુઠાના તે ભાગની એક બાજુથી બીજી બીજુ સુધીની સઘળી છાપ સ્પષ્ટપણે પડે એવી રીતે તે ભાગ હળવે હળવે ને સંભાળથી ફેરવવો. અંગુઠો મુકતી વખતે અથવા તે કહાડી લેતી વખતે તેની બાજુની હીલચાલ થયેથી ડપકો પડીને છાપ બગડે છે એ વાત વશેષે કરીને ધ્યાનમાં રાખવી જોઇએ.

૧૪. પેનશનની યાદીમાં હાલ જેમનાં નામ છે તે પેનશનરોની બાબતમાં ડિસબર્સિંગ ઓફીસરોએ હવે પછી જ્યારે પેનશન પ્રથમ આપવામાં આવે ત્યારે અને પેનશન લેનાર ખરો પેનશનર છે એ બાબત પોતાની સંભાળપૂર્વક ખાત્રી કર્યા પછી તે દરેક પુરૂષ અથવા સ્ત્રી પેનશનરના અંગુઠાની છાપ પર્મેનન્ટ પે આર્ડરમાં અથવા આડિટ રજીસ્ટરમાં લેવી.

૧૫. તેમજ નોકરી માંહેના માણસોની સર્વિસ બુકમાં "ઓળખવાની નીશાની" માટે રાખેલી જગ્યામાં અંગુઠાની છાપ ભરાવવી. જ્યારે એકાદ અમલદારને વૈદકીય તપાસણી સારૂ મોકલવામાં આવે તે સર્વે પ્રસંગે તપાસણી કરનાર વૈદકીય અમલદારને અથવા બોર્ડને નોકરી, રજા અથવા પેનશન માટેના ઉમેદવારોના અંગુઠાની છાપ વૈદકીય દાખલા ઉપર ભરાવવાનું કહેવું. આ છેલ્લી છાપ ખરી છે કે નહિ તે માટે તે પછી કચેરીના મુખ્ય અમલદારે સર્વિસ બુક માંહેની છાપ સાથે સરખાવવી.

(ખરો તરજુમો)

**એમ. એ. બેગ.**

નામદાર સરકારના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર.

## Circular No. 7.

## CIRCULAR.

A mileage Patrak has been prepared in this Agency but sometimes it so happens that the distance of particular villages referred to in the travelling allowance Bill is not given. This offers obstacles in the way of settling the cart hire and inspecting travelling allowance bills of Government servants. The Treasury officer having written to that effect in his No. 132 of 12-7-1907 some correspondence on the matter issued and the Treasury officer has come to the conclusion by his No. 247 of 21-8-07 that all the difficulty will be removed if the District Deputy Assistant will give a certificate showing the distance between the villages from one another for those situate in the Thana circle and a certificate to that effect from the Karbhari of the state when those villages are situate in the Native states.

The above rule regarding the villages not shown in the list is to be enforced henceforth. A copy of this circular should be sent for information and guidance to the Assistant Political Agent, Hazur Deputy Assistant, District Deputy Assistant, the Treasury Officer, the Chief Ministers of Palanpur and Radhanpur, the Thakore of Tharad and to the Joint Administrators of Wao State and to the Thandars of the circles. Dated 3-9-07.

Sd/ G. E. HYDE CATES, Lt. Col.
Political Agent, Palanpur.

સ. નં. ૭

## સરક્યુલર.

આ એજન્સીમાં રસ્તાની માપણીનું પત્રક થયેલ પણ કેટલીક વખતે બીલના અંદર બતાવેલ ગામોનું માપ લીસ્ટની અંદર મળતું નથી તેથી ગાડાભાડાના તેમજ સરકારી નોકરોના ભથા બીલો તપાસવાના કામમાં હરકત આવે છે તેવું લખાણ મે. હજુર ટ્રેઝરી ઓફીસર સાહેબનું નંબર ૧૩૨ તા. ૧૨ મી જુલાઇ સને ૧૯૦૭ નું આવવાથી તે સંબંધમાં લખાણ ચાલી છેવટે થાણા સરકલના ગામો માટે એક બીજા ગામથી કેટલું ડીસ્ટન્સ. ( અંતર ) છે તેનું સરટીફીકેટ મે. ડી. ડે. આસી. સાહેબ આપશે, અને બાકીના સ્ટેટોની હદના માટે ત્યાંના કારભારી સાહેબ તરફથી સરટીફીકેટ તે બાબતનું આપવામાં આવશે તો હરકત આવવા સરખું નથી એવું મે. હજુર ટ્રેઝરી ઓફીસર સાહેબનું લખાણ નંબર ૨૪૭ તા. ૨૧-૮-૦૭ નું આવવાથી ફરમાવવામાં આવે છે કે, હવેથી લીસ્ટની અંદર જે ગામો બતાવેલા ન હોય તેવા ગામોના માટે ઉપર મુજબ અમલ થવા આ સર-

મુદતમાં ન કરવાનું વ્યાજબી કારણ બતાવશે તો દાખલ કરવામાં આવશે.

જે દર પ્રમાણે અપીલની ફી લેવાય છે તેજ પ્રમાણે રીવ્યુમાં આપવી પડશે પણ જો સરકાર રીવ્યુની અરજી દાખલ રાખી અથવા ખરી હકીકતની ચૂકના સબબથી પોતાનો ઠરાવ ફેરવશે કે રદ કરશે તો અરજદારને ફરી તપાસની અરજીની ફી પાછી આપવામાં આવશે.

Rules regarding application for review of Judgment passed by Government in Civil cases (sanctioned in Government Resolution No. 6430 of 27th November 1884).

Government will not entertain an application for review of any judgment passed by Government in a civil case, unless the application be presented within 90 days from the date on which the decision of Government may have been communicated to the applicant, or unless the applicant shows good cause for not having presented the application within such period.

The same fee should be paid on an application for review as on a petition of appeal, but the applicant will be entitled to a refund of the fee, if the application for review be admitted, and if Government reverse or modify its former decision on the ground of mistake in law or fact.

## સરક્યુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીના દરબારો તથા તાલુકદારો તથા આજમ થાણદારોની કોર્ટમાં કામ ચાલતાં સુપ્રીન્ટેન્ડેન્સી અંદરના બીજા તાલુકાની હદના રહેનાર ઉપર દીવાની કામે સમન બજાવી મંગાવવા તથા ફોજદારી કામે સાક્ષી સમન કેટલીક વખતે અમારી મારફત કરવામાં આવે છે. તેથી કામમાં લખાણ થાય કેમકે અમે જ્યાં લખવાનું હોય ત્યાં લખીએ વળી જવાબ આવે જે કોર્ટમાં કામ હોય ત્યાં લખાય માટે ફરમાવવામાં આવે છે કે આવાં લખાણ હરેક વખતે અમને મોકલવા જરૂર નથી પણ જે કોર્ટમાં કામ ચાલતું હોય ત્યાંના મુખી અમલદાર અથવા કોર્ટ તરફથી જે તાલુકામાં સમન બજાવવાના હોય ત્યાંના યોગ્ય અધિકારીને પરબાર્યાં લખવું જોઇએ અને ત્યાંથી ઢીલ કર્યા વગર યોગ્ય વખતમાં મુનાસબ અમલ કરાવી પાછો જવાબ લખી મોકલવો જોઇએ.

પરસ્પર સમજુતીથી રાસ્તી રીતે થવું જોઇએ એમ છતાં તેવી બાબતમાં કોઇ વખતસર અમલ ન થવાની અથવા એવાજ પ્રકારની તકરાર પડે ત્યારે જેને લખવાનું હોય તેણે અમને લખી મોકલવું કે તે બાબત યોગ્ય જવાબ લેવામાં આવશે.

તા. ૧૫ ફેબ્રુઆરી સને ૧૮૮૬.
મુ. ડીસા કેમ્પ.

(ઇંગ્રેજીમાં સહી) સી. [illegible]
આક્ટીંગ પોલી. સુપ્રી. પાલણપુર.

## CIRCULAR.

In cases in the court of the Darbars, Talukdars and Thandars in this Superintendency, when a summons has to be served in civil as well as criminal cases on some persons residing within the jurisdiction of some other Taluka, the summons, is served through us. This leads to unnecessary correspondence in as much as we have to write to that Taluka which return a reply and again we have to inform that court about it. It is therefore directed that there appears no necessity to resort to this procedure but the chief officer of the court where the case is pending should write direct to the competent officer of the Taluka within whose jurisdiction the summons has to be served, and that officer should without any delay and in due time return a reply that the necessary service is done.

There ought to be mutual understanding. In spite of this if there be any dispute as to the summons being not served in time or other similar dispute, the party who has cause to complain should report the matter to us, so that we shall take proper steps in the matter.

Dated 15th February, 1886 }
Deesa Camp. }

Sd/. C. WOODHOUSE,
Acting Political Superintendent,
Palanpur.

**સુ. સ. નં. ૪૬.**

## સરકયુલર.

કેટલાક કામે અમારા પાસે તકરાર આવી તે ઉપરથી માલુમ પડે છે કે ગામ ધણી અથવા ભાગદાર તરફથી પોતાના ગામ અથવા ભાગની રૈયત ઉપર શાદીગમી સંબંધી અથવા નરવા ભાગ સંબંધી અથવા બીજી બાબત સંબંધી ધણી રૈયત લોકો ઉપર એકંદર જાતી માગણી સંબંધી ફરિયાદ કરવામાં આવે છે, અને ફી કેટલી તેવે કામે લેવી તેથી આજમ થાણદાર પોતાની મરજી પ્રમાણે લે છે. આવે પ્રસંગે તે ફરિયાદ હક સંબંધી હોય છે તો પણ દાવાની રકમ પ્રમાણે વખતે ફી લેવામાં આવે છે એટલે આવે કામે ફી શા દસ્તુરે લેવી તથા એક કરતાં વધારે માણસો ઉપર એકજ જાતની તેવી માગણી છતાં તે કામ દરેક પ્રતિવાદી ઉપર જુદી ફરિયાદથી ચલાવી શકવા કે ભેગુ ચાલવું ઠીક, આ નિર્ણય કરવો જોઇએ. માટે ફરમાવવામાં આવે છે કેઃ—

૧. જો તે ફરિયાદ હક સંબંધી હોય અને એકજ રીતના હકનો દાવો હોય ત્યારે પ્રતિવાદી ૧ હોય અથવા ગમે તેટલા હોય તો પણ હક સંબંધી તે ઉપરની ફરિયાદ બધા પ્રતિવાદીઓ ઉપર ભેગી એક અરજીમાં ચાલવી જોઇએ, જેથી જમીનદારને ભારે ખર્ચ તથા હલાકી પોતાના રેવન્યુ બાબતના સંબંધમાં ન થાય.

૨. હક પ્રાપ્ત થવાની ફરિયાદમાં જે હકને માટે દાવો હોય તે હક પ્રાપ્ત થયાથી તેના વાર્ષિક ઉત્પન્ન થાય તેને દસગણી કરી તે ઉપર કમીશન લેવું, અને એવા કામમાં ઓછામાં ઓછા દસ રૂપિયાથી કમતી કમીશન ન લેવું, અને તે હક ઠરાવવાની રકમ એક વરસ કરતાં વધારે વરસના દાવાની (મુદત અંદર) હોય તે રકમ ઉપર રૂપિએ એક આના પ્રમાણે કમીશન હક બાબતના કમીશન ઉપરાંત લેવું.

૩. જ્યારે એક કરતાં વધારે લોકો ઉપર તેવા હક સંબંધી દાવો હોય ત્યારે તે કામ આજમ થાણદારની કોર્ટમાં ન ચાલે, પણ રાવ બહાદુર આસીસ્ટંટ સાહેબની કોર્ટમાં ચાલવું જોઇએ.

તા. ૨૪ ડીસેમ્બર સને ૧૮૮૫.

(સહી) પી. એચ. લીજીટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## CIRCULAR.

It has come to the Notice of the Political Superintendent from several complaints received, that the Thandars charge any fees they like for a suit filed by a village holder or a partner thereof, against his subjects in connection with his personal demands on occasions of marriage, death, Narwah &c. Although on such occasions the suit is as to claim, the fee on certain occasions, is charged on the valuation of the suit. To decide the rate of fees in such suits and whether in consequence of the same demand being made from more persons than one, individual or joint prosecution should take place it is ordered that :-

1. If the complaint relates to a right and the suit filed is for the same right, the prosecution should be joint although there be one defendant or more. Hereby the land holder may not suffer greatly in his revenues.

2. In a suit filed for a right, a commission should be charged on ten times the annual produce accruing to the plaintiff after the right complained for is obtained, and in such cases a commission of not less than ten rupees should be charged. But if the sum claimed be equivalent to the produce of more than a year, a commission of an anna per rupee should be charged in addition to that charged for the right.

3. The case, in which the suit for the same right is filed against more persons than one, should be conducted in the court of R. B. Assistant P. S. and not in that of the Thandars.

Dated the 24th December 1886.

Sd/. P. H. Le Geyt,
Political Superintendent, Palanpur.

**સુ. સ. નં. ૫૫.**

## સરક્યુલર.

પ્રોસેસ ફી લેવાનો નવો ધારો કાઢેલો છે તે બંધ કરવા મતલબની સુનેથના જાડેજા એો-ખાજી અમરજી તથા ભાઇજી નારણજી વિગેરે ચાડચટ તાલુકાના ઠાકોરોની તા. ૨૧ જાનેવારી સને ૧૮૮૭ ની અરજી આવી તથા અમે ડિસ્ટ્રીકટમાં ફર્યા તેટલામાં રનર ફીના ચાર આના વાસ્તે દેશના ઘણા જમીનદારોએ અમારા રૂબરૂ પોકાર કર્યો માટે ફરમાવવામાં આવે છે કે થાણદારોએ નીચે લખ્યા મુજબ અમલ કરવો.

૧. દીવાની કામમાં નોટીસ બજાવવાનું રનરનું ખર્ચ વાદી તરફથી મળે છે એટલે પક્ષકાર અથવા સાક્ષી પાસેથી તે ખર્ચ લેવાનું નથી.

૨. અરજદારો પોતાની અરજીના જવાબ માટે થાણાના પોસ્ટ ઓફિસના ગામે પોતાનો કાગળ કોને આપવો તે ન લખે તેનો જવાબ પહોંચાડવા રનર જાય તેનું ખર્ચ લેવાનું છે.

૩. લેણા પૈસા ભરવાની મુદત પુરી થતાં પહેલાથી ખબર મળ્યા મુજબ પૈસા ન ભરે તેને ખબર પહોંચાડવા રનર જાય તેનું ખર્ચ ચાર આના લેવાના છે.

૪. એ ખર્ચ એક કાગળમાં ઘણાં નામ હોય તો પણ એક વખત ચાર આના લેવાના છે.

૫. દીવાની અપીલના કામે સમન ખર્ચ એપેલેન્ટ તરફથી લેવાનું છે.

તે સિવાય બીજા પ્રસંગે રનર ખર્ચ લેવાનું નથી. થાણદારોએ રનર ખર્ચ માટે સંભાળ રાખવી કે હુકમ ઉપરાંત રીતે પૈસા ન લેવાય.

તા. ૫ માહે ફેબ્રુઆરી સને ૧૮૮૭.

(સહી) **પી. એચ. લીજેટ,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

**સુ. સ. નં. ૨૧.**

## સરક્યુલર.

નામદાર મુંબાઇ સરકારના પોલીટીકલ ડીપાર્ટમેન્ટના સેક્રેટરી સાહેબ તરફથી સરક્યુલર નંબર ૫૧૪૩, તા. ૧૩ અગસ્ટ સને ૧૮૮૭ નો આવ્યો તેમાં નામદાર સરકારની અસાધારણ હકુમત વાપરવા બાબત, અરજી કરવાની મુદત અપીલ માટે મુદત ૯૦ દિવસની છે તેજ પ્રમાણે આને માટે નામદાર સરકારની કાઉન્સીલ તેટલી મુદત ઠરાવે છે.

તા. ૧૮ અગસ્ટ સને ૧૮૮૭.

(સહી) **પી. એચ. લીજેટ,**
પોલી. સુપ્રી પાલણપુર.

---

**સુ. જા. નં. ૧૭૮૭.**

## ઓફીસ ઓર્ડર.

નીચલી કોર્ટના ઠરાવ ઉપર અમારી પાસે અપીલ આવતાં જે રકમના હપતા બાંધેલ હોય તે રદ કરવા એપેલેંટ અપીલમાં લખે છે અથવા હપતા રદ કરી એકદમ અપાવવા માગણી આવે

છે અથવા વ્યાજ ન ઠરાવ્યું હોય તે ઠરાવવા માગણી આવે અથવા વ્યાજ ઠરાવવા માગણી આવે યા તો નીચલી કોર્ટની ઠરાવેલી રકમમાં એવો ફેરફાર કરાવવા અપીલમાં લખાઇ આવે ત્યારે તેનું કમીશન લેવા એક સરખો હુકમ જોઇએ. માટે ફરમાવવામાં આવે છે કે, એવે પ્રસંગે તે દાવાના તેવા આંકડા ઉપર દસ્તુર મુજબ કમીશન લીધા વગર તેવા ઠરાવ અંદરની રકમ બાબત અપીલ ન સાંભળવી, યા તે ઉપર ઠરાવ ન થઇ શકે.

તા. ૨૮ અકટોબર સને ૧૮૮૭.

(સહી) પી. એચ. લીજીટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Mulki Jawak No. 1787.

## OFFICE ORDER.

In appeals from the decisions of the Lower courts if the relief claimed in appeal is for setting aside the instalments made by the lower court or is for a decree for whole amount to be recovered at a time instead of in instalments or is for interest when the same is not awarded by the Lower court or is for fixing interest or is for such other modification of the amount fixed by the Lower court regular commission fees ought to be charged on them. It is therefore hereby directed that on such occasion or occassions commission fees according to law should be charged on the amount of such relief claimed in the suit. Without such commission being levied so much of the appeal as relates to the amount either should not be heard or if heard no order should be made as regards it.

Sd/ P. H. Le Geyet,
Political Superintendent,
Palanpur.

28th October 1887.

સુ. સ. નં. ૫૧.

## સરક્યુલર.

દીવાની કામમાં વાદી અગર પ્રતીવાદીની ગેરહાજરીમાં બીજી રીતે કેસ ફેંસલ થાય યા બંધ થાય તેની ખબર પક્ષકારોને આપવા નોટીસ કહાડવી પડે છે. તે રનર બજાવવા જાય તેની પ્રોસેસ ફી દાવાના પ્રમાણમાં લેવી કે શી રીતે તેનો ખુલાસો લખવાથી આજમ સાંતલપુર થાણદારનો રિપોર્ટ નંબર ૭૧૦, તા. ૩૧ અગસ્ટ સને ૧૮૮૭ નો આવવાથી ફરમાવવામાં આવે છે કે પક્ષકાર હાજર ન થાય તેને ખબર દેવા નોટીસ કહાડવી પડે તો તે બજવણી ખર્ચના ચાર આના પ્રમાણે ફી લેવી.

તા. ૨૮ માહે જાનેવારી સને ૧૮૮૮.

(સહી) પી. એચ. લીજેટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

**સુ. સ. નં. ૧૯.**

## સરકયુલર.

ઘણી વખતે એમ બને છે કે દીવાની કામમાં ઠરાવની સહીવાળી ખરી નકલ મળવા પક્ષકાર અરજી કરે છે પણ તેની તરફથી નકલ ફી તુરત ભરાતી નથી અને એતો ખુલ્લું છે કે આવી રીતે નકલ મળવા અરજી કર્યા પછી નકલ ફી ભરવા પક્ષકાર તરફથી જેટલી ઢીલ થાય તેનું જોખમ તેણે ખમવું જોઇએ. વાસ્તે આ ઉપરથી સર્વને ખબર આપવામાં આવે છે કે સરલ રસ્તો એ છે કે જે દિવસ કોઇ પક્ષકાર ઠરાવની નકલ મળવા અરજી પેટીમાં નાખે તે દિવસે જ બપોરના બાર વાગે નકલ ફી, આજમ શિરસ્તદાર તરફ રજુ કરવી; અને તે મુજબ તુરત ફી ભરાશે નહીં તો નામદાર મુંબાઇ સરકારમાં સ્પેશીયલ અપીલ માટે ૯૦ દિવસની મુદત ઠરેલી છે, તેની ગણતરીમાંથી નકલ ફી ભર્યા પછી નકલ આપવા જે વખત લાગેલ હશે તેટલોજ બાતલ કરવામાં આવશે. કેમકે નકલ મળવાની અરજીની તારીખથી નકલ ફી ભરતાં જેટલો અરસો વિત્યો હશે તેને માટે અરજદાર પોતે જ જુમેદાર છે.

તા. ૧૧ સપ્ટેમ્બર સને ૧૮૮૮.

(સહી) **પી. એચ. લીજીટ,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

**સુ. સ. નં. ૩૯.**

નામદાર મુંબાઇ સરકારનો ઠરાવ નંબર ૬૮૧૩, તા. ૧૨ અકટોબર સને ૧૮૮૮ નો આવ્યો તેમાં જણાવે છે કે દેશી સંસ્થાનની જે કોર્ટોને તેમના પ્રોસેસો બ્રિટિશ હદમાં બજાવવાનો હક મળેલો છે તેઓએ નામદાર સરકારનું જાહેરનામું નંબર ૫૧૪૯ તા. ૧૮ સપ્ટેમ્બર સને ૧૮૮૮ નું મુંબાઈ સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તેમાં જણાવેલ નિયમ મુજબ વર્તવું. એ નિયમ એ છે કે જ્યારે પ્રોસેસ જે કોર્ટમાંથી કાઢવાનો હોય તે કોર્ટની ભાષા જે પરગણામાં તે પ્રોસેસ બજવવો હોય તે પરગણાની ભાષાથી જુદી હોય તો તે પ્રોસેસ જોડે હમેશ તેનો અંગ્રેજી તરજુમો સામીલ રાખવો. આવી મતલબનો આવેલ છે.

૨૪ અકટોબર સને ૧૮૮૮.

(સહી) **પી. એચ. લીટજે,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## CIRCULAR.

Government Resolution No. 6813 of 12-10-1888 lays down that the courts of those Native States which are entitled to have the processes of their courts served within British Jurisdiction should act according to the rules prescribed by Government Notification No. 5149 of 18-1-1888 published in the Bombay Government Gazette. The said rule is to the effect that when the language of the District where the process is to be served is different from the language of the court issuing the process, an English translation of the process required to be served should be appended with the process.

Dated 24th October 1889.

Sd./ P. H. Le Geyet,
Political Superintendent,
Palanpur.

નામદાર સરકારના રેઝોલ્યુશન નં. ૪૭૪૭ તા. ૧૨ જુલાઈ સને ૧૮૮૯ નો આવ્યો તેના બીજા પેરેગ્રાફમાં ફરમાવે છે કે:—

દર એક જ્યુડીશીયલ ઠરાવ અને હુકમ ખુલ્લી કોર્ટમાં વાંચવો જોઇએ તેમ કર્યાની નોટ રજીસ્ટ્રારમાં એવાજ દરજ્જાના ઓફિસરે તે વખતે કરવી જોઇએ, દર એક દિવસનું જે કામ ચાલવાનું હોય તેનું લીષ્ટ આગલા દિવસના સાંજરે ચોડવું જોઇએ. કામના લાગતા વળગતા પક્ષકારો, કોઇ વકીલ યા બીજા માણુસ સર્વેને તે હુકમની નોંધ કરી લેવાને સમજુતી આપવી જોઇએ એટલે વધારે લખાણુ કરવાની જરૂર નથી.

તા. ૨૭ અગસ્ટ સને ૧૮૮૯.

(ઇંગ્રેજીમાં સહી) એચ. એલ. નટ,
આ. પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ, પાલણુપુર.

**મુ. સ. નં. ૫.**

નામદાર મુંબાઇ સરકારનો જ્યુડીશીયલ ખાતાનો ઠરાવ નંબર ૨૦૫૩ તા. ૧૭ એપ્રીલ સને ૧૮૯૦ પોલીટીકલ ખાતાના ઠરાવ નંબર ૨૭૫૮ તા. ૨ જી મે સને ૧૮૯૦ ના સાથે આવ્યો તેની મતલબ જે દીવાની કોર્ટથી નીકળતા કમીશનો જે સરકારી નોકર બજાવે તેને માટે જે ફી તેમને મળે તે ફી સરકારના ઠરાવ નંબર ૨૫૫૧ તા. ૧૧ મે સને ૧૮૮૯ મુજબ ત્રીજોરીમાં ભરવાની છે તો તેવા કામ ઉપર તેઓ રોકાય તો તે મુદત નોકરી ઉપર રોકાયાની ગણુવી અને તેટલા માટે સિવીલ સર્વીસ રેગ્યુલેશનના ધારા મુજબ તેમને મુસાફરીનું એલાવન્સ મળી શકે છે અને તેના ત્રીજોરીમાં રીત પ્રમાણે બીલ મોકલવાથી નાણા મળશે.

તા. ૧૨ મે સને ૧૮૯૦.

(સહી) જી. આર. ગુડફેલો,
પોલી. સુપ્રી. પાલણુપુર.

**મુ. સ. નં. ૧૨.**

## સરક્યુલર.

સરવે લોકોને ખબર આપવામાં આવે છે કે, આ સુપ્રીન્ટેન્ડેન્સી કોર્ટોમાં થરાદ ઠાકોર તથા વાવ રાણાજી જેમાં પક્ષકાર હોય છે, તેમના તરફથી વકીલને વકીલાતનામું અપાય છે; તે વકીલાતનામાની ફી લેવા મહેરબાન આસીસ્ટંટ સાહેબના તા. ૨૪ જુલાઇ સને ૧૮૯૦ ના લખાણુ ઉપરથી ફરમાવવામાં આવે છે કે, થરાદ ઠાકોર તથા વાવ રાણાજીના જાથુ નોકર કામદાર જેને કોર્ટમાં આવવા બંધી નથી, તેવા નોકરને કામ ચલાવવા મોકલે તો મુખત્યારનામાની ફી ન માગવી; પણુ કોઈ બીજા લોકોના વકીલાત કરવાવાળા સનંદી વકીલ જેનો ધંધો વકીલાત કરવાનો છે તેને કામ ચલાવવા કોર્ટમાં મોકલે ત્યારે તેની ફી બીજાની રીતે લેવી.

તા. ૩૦ જુલાઇ સને ૧૮૯૦.

(સહી) જી. આર. ગુડફેલો,
પોલી. સુપ્રી. પાલણુપુર.

## સરકયુલર.

આસીસ્ટંટ સાહેબો થાણદારો તરફ દરખાસ્તો મોકલે છે તે બજાવવામાં દેર થાય છે અને આ દેર થયાનું પરિણામ એ થાય છે કે પક્ષકારો કોર્ટોની મદદ (દાદ) લેવા અટકે નહિ તો તેઓ તાકીદે દાદ મેળવે માટે થાણદારોને ફરમાવવામાં આવે છે કે હવેથી દેર થશે તો તેની આ બાબતમાં સખત નોટીસ લેવામાં આવશે અને અમે આશા રાખીએ છીએ કે દાવાઓ યોગ્ય વખતમાં છેવટ ફેંસલ તાકીદે થાય તેવી તજવીજ રહેવી જોઇએ અને બાકી કામની સફાઇ કરવી અને દીવાની કામ તાકીદે ફેંસલ કરવા દરખાસ્તો બજાવવી. ફોજદારી કેસોમાં દંડ બાબતનું હાઇકોર્ટ સરકયુલર બુકના પાને ૧૦૨ માં ફારમ નં. ૧૦૩ રજીસ્ટર છે. તે મુજબ જુદું રજીસ્ટર રાખવું અને વસુલ થએલનો આંકડો બાકી રહેલ છે તે અને પરસનલ આસીસ્ટંટ સાહેબની ઓફિસથી દંડ વસુલ કરવાનાં વારંટો મોકલવામાં આવે છે તે કેવી રીતે બજાવેલ તેનો રિપોર્ટ યા પત્રક દર માસે મહેરબાન પરસનલ આસીસ્ટંટ સાહેબ તરફ મોકલવું.

મહેરબાન આસી. પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ અને પરસનલ આસીસ્ટંટ સાહેબની કોર્ટોમાંથી દરખાસ્તો મોકલેલ તે કેવી રીતે બજાવી, કેટલી રકમ વસુલ આવેલ અને કેટલી બાકી છે તેનો ત્રણ માસીક રિપોર્ટ તેઓ તરફ મોકલવા.

તા. ૧૦ માર્ચ સને ૧૮૯૧. (ઇંગ્રેજીમાં સહી) જી. આર. ગુડફેલો,
પોલીટીકલ સુપ્રી. પાલણપુર.

મુ. સ. નં. ૮.

## સરકયુલર.

અહીંના સરક્યુલર નંબર ૫૯ તા. ૧૯ માર્ચ સને ૧૮૮૭ ની કલમ ૫-૬ ના સંબંધમાં ખુલાસો મળવા આજમ દીઓદર થાણદારનો રિપોર્ટ નંબર ૩૨ તા. ૭ એપ્રિલ સને ૧૮૯૧ નો આવતાં સદહું સરકયુલરની કલમ ૫-૬ સુધારી તે સંબંધમાં નીચે મુજબ વહીવટ રાખવા ફરમાવવામાં આવે છેઃ—

૧. પાલણપુર, રાધનપુર, થરાદ અને વાવ શિવાયના જે સ્ટેટોના કારભારીને અહીંની મંજુરીથી રાખેલા છે અને જેઓ સ્વતંત્રપણે કામ કરે છે તેમને જ્યુડીશીયલ ઇનકવાયરી શિવાયના કામે કુલ મુખત્યારનામાની નકલ રજુ કરવા ફરજ પાડવાની જરૂર જણાતી નથી. આવા કારભારી કોણ છે ? અને તેમને કુલ મુખત્યાર તરીકે કામ કરવા આપેલ પાવર અસલ મોકલવા એટલે તે અસલ અહીં રાખી તેમનાથી તે મુજબ કામ લેવા સરકયુલર કરવામાં આવશે.

૨. આ શિવાયના તમામ જમીનદારોએ નાણા પ્રકરણી કામ અને જે કામમાં મુખત્યારનામા અગર કુલ મુખત્યારનામાની નકલ કામમાં દાખલ ન થવાથી પ્રોસીડીંગ રદ થતું હોય તેવા કામે મુખત્યારનામું અગર કુલ મુખત્યારનામાની નકલ દાખલ થવી જોઇએ.

૩. દસોટા સીસ્ટમ પ્રમાણે જે મતાદારોની નિમણુંક પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ તરફથી કરવામાં આવી છે તે સદહું હુકમ મુજબ મંજુર કરેલ મુખત્યાર છે અને ખાસ જ્યુડીશીયલ કામ સિવાય તેમનાથી મુખત્યારનામા અગર કુલ્લ મુખત્યારનામાની નકલ વગર કામે લેવા હરકત નથી.

૪. કોઇ ગામમાં ઘણા ભાગદાર હોવાથી અગર બીજા કંઇ ખાસ કારણસર જ્યુડીશીયલ સિવાયના કામે મુખત્યારનામા અગર કુલ મુખત્યારનામાની નકલ રજુ કર્યા સિવાય ૧ થી ૪ કલમમાં બતાવેલ બંદોબસ્તથી કોઇનાથી કામ લેવા હુકમ કરવાને પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ મુખત્યાર છે.

તા. ૧૬ માહે મે સને ૧૮૯૧.

(સહી) જી. આર. ગુડફેલો,
પોલી. સુપ્રી. પાલણપુર

---

સુ. સ. નં. પર.

## સરકયુલર.

આ એજન્સીના તાબાના ગામોના અંદર એક બીજા ખેતીવાળા લોકો પોતાના ખેતરો તથા ઘરબારો ગીરો મુકે છે. તે મુકનાર ધણી પાસે સામો દસ્તાવેજ કરી આપવાનો રીવાજ નથી અને લેનાર ધણી પાસે તે દસ્તાવેજ રહે છે તેથી આપનાર ધણીને જ્યારે મુકેલ અડાણુવટ છોડવવાનું હોય, ત્યારે લેનાર ધણી ઇનકાર જાય છે કે મારા ત્યાં અડાણુવટ નથી; આવું બોલે છે. આવો દાખલો હાલ દીવાની અપાલો ચુકવતાની વખત અમારા જોવામાં આવે છે. આવી રીતે રીવાજ રહે એ સારૂં ન કહેવાય, તેથી આ સરકયુલરથી ખબર આપવામાં આવે છે કે જે ધણી ઘર અથવા ખેતર અડાણુવટ મૂકે તે મૂકનાર ધણીએ અડાણુવટ રાખનાર ધણી પાસેથી સામો દસ્તાવેજ કરી લેવા રીવાજ રહેવા સર્વેના પ્રસિદ્ધ થવા આ સરકયુલરની છ એ થાણદારોને ખબર લખવી.

તા. ૧૬ મે સને ૧૮૯૧.

(સહી) એસ. ટી. પીચર્ડ,
આસી. પોલી. સુપ્રી. પાલણપુર.

---

સુ. સ. નં. ૧૦.

## ઓફીસ ઓર્ડર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં પક્ષકારો ગુજરાતી તથા ઇંગ્રેજીમાં દસ્તાવેજોની નકલો માગે છે ત્યારે સદહું દસ્તાવેજોની નકલો અસલ સાથે મુકાબલા કરવા બદલ ફી લેવા આજ લગી દસ્તુર નથી, પણ સદહું ફી શા માટે ન લેવી તેને માટે કાંઇ કારણ જણાતું નથી.

તરજુમો અને નકલો કરવાને તથા મુકાબલ કરવાને માટે સુધારીને આ ઓફીસ ઓર્ડર કરવામાં આવે છે એટલે તેના સંબંધમાં આગળ થયેલ ઓર્ડરો રદ સમજવા. આ ઓર્ડર તા. ૧૫ મી જુનથી અમલમાં આવશે.

ગુજરાતીમાંથી ઇંગ્રેજીમાં અને ઇંગ્રેજીમાંથી ગુજરાતીમાં તરજુમો કરવા માટે ૧૪૪ શબ્દોના ભરેલા એક પાના માટે રૂ. ૧ લેવામાં આવશે.

(સને ૧૯૦૪ ના રૂલ મુજબ નકલ ફી અને મુકાબલ ફી લેવાની છે.)

ઓફીસના વખતમાં કોઇ તરજુમો કરવામાં આવે તો તેની સઘળી ફી દફતર ફંડ (સુપ્રીન્ટેન્ડેન્સી જનરલ ફંડ) ખાતે અવશ્ય જમે થવી જોઇએ.

નકલો કરવાનું કામ જુદી જુદી ઓફિસોમાં ઉમેદવારોને માથે છે, છતાં પણ જ્યારે કોઈ પણ ઓફિસના કલાર્ક અથવા કારકુનને સોંપવાનું સવળ હોય તો સદહું નકલો ઓફિસના વખતમાં કરવામાં આવે તો તેની ફી દફતર ફંડમાં જમે થવી જોઇએ. મુકાબલ કરવાનું કામ ઓફિસના વખતમાં એ કલાર્ક અથવા કારકુનથી ઘણી જ સવડતાથી થઇ શકે તેટલા વાસ્તે મુકાબલ કરવાની ફી દફતર ફંડ ખાતે જમે થવી જ જોઇએ.

પોતાની ઓફિસમાં પોતાના ખાતાના કોઈ માણસને ઓફિસના વખતમાં કામ કર્યા બદલ કંઈ પણ ફી ન આપવા બાબત સદહું હુકમો સખ્ત રીતે અમલમાં આવે છે કે નહિ તે બાબત નીધા રાખવાની જુમેદારી ઇંગ્રેજી તથા ગુજરાતી ખાતાના મુખ્ય અધિકારીઓને શિર છે.

સઘળી નકલો ઉપર જે કલાર્ક અથવા કારકુને તે મુકાબલ કીધી હોય તેની સહી થવી જ જોઇએ અને દરેક નકલ ઉપર લીધેલી ફીની તપસીલ તે નકલ ઉપર લખવી જોઇએ.

પ્રત્યેક ઓફિસમાં એક રજીસ્ટર રાખવું. તેમાં દસ્તાવેજોની નકલો માગ્યા બાબત તથા સદહું આપ્યા બાબત સવિસ્તર હકીકતની નોંધ કરવી.

ગોતાઈ ફી વિગેરે હાલમાં જનરલ ફંડમાં જમે થાય છે તે બાબતના હુકમો અમલમાં છે, તે હવે પછી પણ કાયમ છે એમ સમજવું.

તા. ૨-૬-૯૧.

(સહી)
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

સુ. સ. નં. ૨૨.

## સરક્યુલર.

આ ઓફીસના સરક્યુલર નં. ૮ તા. ૧૬ મી મે સને ૧૮૯૧માં ફેરફાર કરવો નજરમાં આવ્યાથી ફરમાવવામાં આવે છે કેઃ—

સદહું સરક્યુલરની કલમ ૧માં "પાલણપુર, રાધનપુર, થરાદ અને વાવ સિવાયના જે સ્ટેટોના કારભારીને અહીંની મંજુરીથી રાખેલા છે અને જેઓ સ્વતંત્રપણે કામ કરે છે તેમને જ્યુડીશીયલ ઇન્કવાયરી સિવાયના કામે કુલ મુખત્યારનામાની રકમ રજુ કરવા ફરજ પાડવાની જરૂર જણાતી નથી" એ પ્રમાણે ફરમાવેલું છે. પરંતુ તુમારે દીઓદરના ઠાકોરની તરફના લખાણ ઉપરથી સદહું પહેલા પેરેગ્રાફમાંથી "જ્યુડીશીયલ ઇન્કવાયરી સિવાયના કામે" એ શબ્દો રદ કરવા વ્યાજબી લાગે છે તેથી તે પ્રમાણે આયંદેથી અમલ કરવો.

તા. ૮ અગસ્ટ સને ૧૮૯૧.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

## NOTIFICATION.

In accordance with the instructions conveyed in Government Resolution No. 6106 dated the 8th August 1891 Political Department, the Kathiawar Political Agency circular No. 2 of 2nd March last published at page 66 of that Agency Gazette dated the 12th idem will be held applicable to all subordinate courts in this superintendency from 15th October 1891.

"Whereas it is the wish of Government to give the appellate decisions of the Palanpur Political Superintendent's court finality on matters of fact; and in furtherance of that object Government considers certain modifications in the procedure of the courts of first instance desirable the following instructions are issued for general information and guidance":—

The presiding judge in all original suits in future is to keep a minute of the proceedings in his own hand-writing containing the following particulars:—

When a plaint has been registered the judge shall endorse thereon with his own hand, an order fixing the day for the appearance of the defendant and directing whether the summons shall be for the settlement of issues only or for the final disposal of the suit.

On the day fixed for settlement of issues or final hearing he should begin a minute of proceedings noting down the chief parts of the plaint as it is read and of the written statement.

He should next frame the issues with the aid of pleaders or parties.

On the issues he should hear the opening statement for the plaintiff and note that he has done so.

He should take notes of the evidence produced and of questions raised at the hearing and his decisions on them. He should record his reasons for the decisions. He is also to record all adjournments asked for, granted and refused with reasons. The disposal of points of limitation, admissiblity of evidence and the like are also to be recorded on the minute of proceedings.

It will also show why parties are added, and why if a request to have parties added has been refused such refusal was made.

The proceedings in short must show clearly and concisely every material stage in the hearing of the cause; every application that has been made which is not purely formal; every witness examined and every piece of documentary evidence tendered and dwelt upon as proof. It will be unnecessary to record in the proceeding such portions of the documentary evidence as are merely filed or may in British Districts be received by the clerk of the Court.

The minute should also present all the important points in the arguments addressed to the Court.

The judgment may be written either separately or continuously with the minute. For the sake of clearness it will be more desirable ordinarily to write the judgment separately in which case the minutes will be made referable and ancillary of the separate judgment. If the Judicial officer's hand-writing is not very legible a fair copy should accompany the original and a fair copy should be supplied to any party who is willing to pay for it for the purpose of submitting it as an accompaniment to an appeal.

Appellate courts are reminded that a court of appeal is only warranted in reversing the finding on fact of a court of first instance when that finding is distinctly wrong".

Palanpur,
30th September 1891.

Sd. W. SCOTT COLONEL,
Ag. Political Superintendent,
Palanpur.

સુ. સ. નં. ૨૬.

## આજમ થાણુદાર તાલુકે દીઓદર.

અત્ર તરફે કર્નલ ડબલ્યુ સ્કોટ સાહેબ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ જીલ્લે પાલણપુર દીગર-કબજાના કામો મંજુરી સારૂ પ્રથમ મે. આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ તરફ મોકલવામાં આવતાં અને હાલ કેટલેક થાણેથી મોકલવામાં આવે પણ છે, પરંતુ કેટલેક થાણેથી મે. નેટીવ. આસીસ્ટંટ સાહેબ તરફ મંજુરી માટે મોકલે છે. તે પ્રમાણે ન કરતાં મહેરબાન આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ તરફ મોકલવાનો રીવાજ જારી રાખવો.

તા. ૫ નવેમ્બર સને ૧૮૯૨.

(ઇંગ્રેજીમાં સહી) ડબલ્યુ સ્કોટ.
પોલીટીકલ સુપ્રી. પાલણપુર.

સુ. સ. નં. ૪૨.

## સરક્યુલર.

આજ સુધી આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં મુદતને માટે એક સરખો નિયમ લાગુ નહીં હોવાથી કાઠિયાવાડ એજન્સીમાં જે મુદતના ધારા લાગુ કરેલા છે તે જ ધારા આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં તા. ૧ મે સને ૧૮૯૩ થી લાગુ કર્યાનો નામદાર સરકારનો ઠરાવ નંબર ૬૭૨૬, તા. ૨૭ અકટોબર સને ૧૮૯૨ નો થયાથી ફરમાવવામાં આવે છે કે, સદહું તારીખથી કાઠિયાવાડના ચાલતા ધારા પ્રમાણે સુપ્રીન્ટેન્ડેન્સીના સઘળા ઓફિસરોએ અમલ કરવો. આ ધારાઓની નકલો થોડી મુદતમાં લાગતા વળગતા તરફ મોકલવામાં આવશે.

તા. ૨૩ ડીસેમ્બર સને ૧૮૯૨.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

સ. નં. ૭.

## સરક્યુલર.

દીવાની તથા પોલીટીકલ કામે રજુ થયેલ દસ્તાવેજની મુકાબલ ફી લેવાનો સુપ્રીન્ટેન્ડેન્સીની કોર્ટોમાં એક નિયમ રહેવા ફરમાવવામાં આવે છે કે, સિવિલ પ્રોસીજર કોડ કલમ ૫૯–૬૨ અને ૧૪૧ અ ને અનુસરી રજુ થયેલ નકલોની મુકાબલ ફી લેવી નહિ.

તા. ૨૫ એપ્રિલ સને ૧૮૯૩.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

## CIRCULAR No. 26.

It appears from the report of Tharad Thandar that agreeable to notification dated 1st July 1891, court fee is levied on applications to summon witnesses or produce documents in civil suits, as well as on applications made to escape from responsibility due to the breach of conditions of recognizance. The said practice conflicts with sub-clauses (14) and (15) of rule 19 of Act VII of 1870. It is, therefore, ordered that no court fees should be levied upon applications made in accordance with the above rules.

Sd/ W. A. Salmon, Col.,
Acting Political Superintendent,
Palanpur.

Dated 22nd May 1893.

સ. બુ. નં. ૨૬

## સરક્યુલર.

દીવાની કામોમાં સાક્ષીઓ તથા દસ્તાવેજ હાજર કરવાને અથવા પુરાવાના કાગળ ફાઇલ કરવાની અરજ ઉપર તેમંજ મુચરકાની સરત તોડયાની જવાબદારીના બચાવ મુચરકો આપનાર કોર્ટને અરજ કરે તે ઉપર તા. ૧ જુલાઇ સને ૧૮૯૧ ની જાહેર ખબર મુજબ ફી લેવાય છે એમ આજમ થસદ થાણદારના રિપોર્ટથી જણાય છે. સદહું રીવાજ સને ૧૮૭૦ ના એકટ ૭ ની કલમ ૧૯ ની પેટા કલમ ૧૪ અને ૧૫ થી વિરૂદ્ધ જણાય છે. સબબ ફરમાવવામાં આવે છે કે સદહું કલમો પ્રમાણેની અરજો ઉપર કોર્ટ ફી ન લેવી.

તા. ૨૨ માહે મે સને ૧૮૯૩

(સહી) ડબલ્યુ. એ. સાલમન,
એક. પોલી. સુપ્રી. પાલણપુર.

સ. નં. ૪૧.

## સરક્યુલર.

જે ગાંમે પોસ્ટ ઓફીસ નથી ત્યાં અરજદારને કાગળ પહોંચાડવા થાણેથી રનર જાય તેના મહેનતાણાના દર કાગળે ચાર આના મુજબ લેવા. નંબર ૩૮, તા. ૨૨-૧-૮૭ નો સરક્યુલર થયેલો છે તેના અનુસંધાનથી ફરમાવવામાં આવે છે કે, સદહું મુજબ ચાર આના ડીલીવરી કરવામાં આવે ત્યારે લેવા, પરંતુ અરજદાર તે કાગળ લેવા ના કહે તો, તેવી ફી લેવી નહિ.

તા. ૩૧ અગસ્ટ સને ૧૮૯૩.

(સહી) ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

સર. બુ. નં. ૩૯.

## સરક્યુલર.

અહીંના સરક્યુલર નંબર ૩૦ તા. ૨૮ અકટોબર સને ૧૮૯૧ ના અનુસંધાનથી ફરમાવવામાં આવે છે કે, દીવાની હુકમનામાની બજવણીના કાગળોનો અમલ થઇ ગયાથી કાયદેસર મુદત વીત્યા બાદ, અગર જે બજવણી માટે વખતસર અરજ ન થવાથી મુદત વીતી ગએલ હોય તેવી દરખાસ્તો ફેંસલ થયા બાબત રજીસ્ટર અને કામમાં ઠરાવ નીચે પૂરતો દાખલો રાખ્યા બાદ નાશ કરવી.

પગલાં વખતસરના નાસાબિત થએલા કેસોના કાગળો લીસ્ટના $\frac{\text{ફોજદારી}}{\text{૪૬}}$માં દાખલ કરવા.

તા. ૧ સપ્ટેમ્બર સને ૧૮૯૩.

(સહી) ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

## Circular Book No. 39.

## CIRCULAR.

In continuation of this office circular No. 30 of 28-10-1891, it is ordered that papers relating to execution proceedings of civil decrees which have been disposed of or which have become time-barred should be destroyed, after the expiry of the period provided for by Law, after keeping a sufficient record thereof in the Fesal Register and below the order in the case.

The papers of the cases relating to foot-prints and compensation when not proved, should be entered in the list Fojdari 46.

1st September 1893.

Sd./ W. A. SALMON,
Political Superintendent,
Palanpur.

## સરક્યુલર.

કોઈ હુકમનામાના દેણદારને તેની ખેતીની ઉત્પત્તિ સિવાય બીજી કંઇ મિલકત નંથી તો બજવણી શી રીતે કરવી ? અને ખેતરમાં ઉગેલ મોલ હુકમનામાની બજવણીમાં હાજર કરવો કે નહિ આવા સવાલ ઉત્પન્ન થતાં ફરમાવવામાં આવે છે કે જે માણસને ખેતીની ઉત્પત્તિ સિવાય કંઇપણ મિલકત નથી અને તેના કુટુંબના નિર્વાહનો આધાર ફક્ત તેને જાતમહેનતથી ઉત્પન્ન કરેલ અનાજ ઉપર જ છે. તેવી હકીકતમાં ખેતરમાં ઉભેલ અનાજ અપૂર્ણ હાલતમાં વેચવાથી પૂરી કિંમત આવવાની નહિ અને તેથી લહેણદારને તેનું લહેણું અદા થાતું નથી અને દેણદારની હાલત એવી ખરાબ થાય છે કે તેણે પોતાના ગુજરાન માટે તેને બીજો ધંધો મળે ત્યાં સુધી માગી ખાવું યા અયોગ્ય વર્તણુંક કરવી એ અમને તેમ કરવું ત્રાસદાયક જણાય છે. તેમ જ અહીંના સરક્યુલર નં. ૧૪૮ તા. ૩૧-૧-૧૮૮૬ મુજબ પ્રતિવાદીને ખરચે માણસને રાખવું તે પણ પ્રતિવાદીને ઘણી ભારે પડતી વાત છે. આવા માણસને ધીરધાર કરતી વખતે વિચારવાનું છે, કે તેથી કેટલું જોખમ વોરવાનું છે. સારો રસ્તો અમને એ જ જણાય છે કે તેવે પ્રસંગે ખેતરમાં ખળવાડમાંથી મોલ ઉપાડી ન જવા મનાઈ હુકમ કાઢવો અને મોલ તૈયાર થયે તેમાંથી રાજહક તથા બીજવારો જતાં વધારો રહે તેમાંથી દેણદારના ખાધા માટે ચોક્કસ ભાગ રાખી બાકીનો ભાગ હુકમનામાની બજવણીમાં લેવો.

તા. ૩૦ સપ્ટેમ્બર સને ૧૮૯૩.

ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## CIRCULAR.

Questions being raised how to proceed with the execution matter, if the judgment debtor has no other property except the agricultural produce, and whether it is permissible to put to auction the growing crops in the field, it is hereby directed that in cases where

the judgment debtor has no property except the agricultural produce and where the maintenance of his family depends upon the grain produced by his personal labour, the standing crops being sold in an imperfect state would not fetch adequate price. Such being the case the debts of the creditor would not be liquidated and the debtor would be reduced to such a bad condition that he would have no other alterantive left to him except to beg or to do some improper thing until he finds some other means of maintenance. It is terrible to reduce them to such a position. Again it would go very bad with the defendant to engage some persons at his expense, in accordance with this office circular No. 148 of 31-1-1886. One has to consider the risk involved in lending money to such people. The best course that suggests itself to us is that on such occasion, a prohibitory order enjoining him not to take away the produce from the harvest place ( Khalawad ) and when the crop is ready, after setting aside the royalty, the seeds and the amount required for his maintenance, the surplus should be allowed to be taken in execution.

Sd/ W. A. SALMON,

Dated 30th September 1893. Pol. Supdt. Palanpur.

## સરક્યુલર.

સુપ્રીન્ટેન્ડન્સીના અધિકારીઓ અને પાલણપુર સ્ટેટના થાણાના અમલદારો તમે સહાયકારી કામે અરસપરસ લખાણ કરવાનો પાધરો વહીવટ ન હોવાથી ફોજદારી તથા દીવાની કામે ઘણી વખત મુદ્દલસર જવાબ દેતા નથી અને તેથી ઈન્સાફી કામમાં લંબાણ થાય છે, એટલું જ નહિ પણ કેટલુંક વગર જરૂરનું લખાણ થાય છે તે અટકાવવા અને કામ વખતસર થવા પાલણપુર સ્ટેટની અનુમતિથી ફરમાવવામાં આવે છે કે પાલણપુર સ્ટેટના અધિકારીઓએ બરોબર લખાણ કરવું અને સ્ટેટ ઓફિસરોનું તેવું લખાણ આવેથી તેનો અમલ કરવો.

૧. તમામ દીવાની કામોમાં પક્ષકારો યા સાક્ષી ઉપરના સમન્સો બરોબર બજાવી મોકલવા.

૨. તમામ ફોજદારી કામે સાક્ષી ઉપરના સમન્સ બજાવી મોકલવા.

૩. ગુન્હો થતાં અટકાવવા અગર થયા બાદ ગુન્હેગારને યોગ્ય સજાએ પહોંચાડવા સંબંધી લખાણ.

સદહું લખાણ કરનાર સ્ટેટ તરફથી તહેસીલદાર, થાણદાર અને ફોજદારથી ઉતરતા દરજ્જાના નહિ તેવા અમલદાર તરફથી અને સુપ્રીન્ટેન્ડેન્સી તરફથી થાણદાર, ચીફકોન્સ્ટેબલ અને હેડકોન્સ્ટેબલથી ઉતરતા દરજ્જાના ઓફીસર હોવા ન જોઈએ.

તા. ૨૭ એપ્રીલ સને ૧૮૯૪.

(ઇંગ્રેજીમાં સહી) ડબલ્યુ. એ. સાલમન.

પોલી. સુપ્રી. પાલણપુર.

## OFFICE ORDER.

As the Residuary Jurisdiction Criminal and Civil (up to Rs. 1500) in connection with the courts of the Deodar, Thara, and Bhorole Talukdars and that of the Rana of Wac is vested in the Court of the Huzur Deputy Assistant, the undersigned is pleased to order that all correspondence in Judicial matters in connection with those Courts shall pass through the Huzur Deputy who in forwarding on the same will make such remarks in connection therewith as he deems proper.

Camp Radhanpur,
18th January 1895.

Sd/. F. H. JACKSON, LT. COL.
Ag. Political Superintendent,
Palanpur.

---

## સરકયુલર.

મહેરબાન ઉત્તર વીભાગના કમીશનર સાહેબ તરફથી વાર્ષિક રીપોર્ટમાં દીવાની દાવા ચુકવવામાં સરાસરી કેટલો વખત ગયો તે વીષેની હકીકત માગેલી છે. તે હકીકત લખી મોકલવા નીચેની સુચના ઉપર લક્ષ આપશો.

સન ૧૮૯૩-૯૪ ની સાલની હકીકત માગેલી છે તો તે સાલમાં જેટલા દાવાનો છેવટ નીકાલ થયો તેટલા દાવામાં સરાસરી વખત કેટલો ગયો તે ગણવાનું છે. પછી વે દાવો ગમે તેટલી સાલોમાં ચાલી પુરો થયો હોય તો પણ તે બધી સાલોમાં વખત ગયો હશે તે તમામ ગણી લેવાનો છે. મતલબ કે સન ૧૮૯૩-૯૪ ની સાલમાં ફેંસલ થએલ એક દાવો સને ૧૮૯૨-૯૩ માં શરૂ થયો અને તેના સંબંધમાં સને ૧૮૯૨-૯૩ અને સન ૧૮૯૩-૯૪ની સાલોમાં જ્યારે જ્યારે કામ ચાલ્યું, ( કોર્ટને વખત ન મળવાથી અગર બીજા કારણસર કામ ન ચાલવાથી ફક્ત સુનાવણીની તારીખ નીમવામાં આવેલ હોય ત્યારે કામ ચાલ્યું ગણાય નહીં ) તેમાં જે વખત ગયો હશે, તે ગણી લેવાનો છે. પ્રથમ કુલ દાવા ઉપર કેટલો વખત ગયો, તે ગણી પછી દરેક દાવે કેટલો વખત ગયો, તેની સરાસરી કાઢવાની છે. તેમજ ફેંસલ થયેલ કેસોની સરાસરી કિમ્મત ( ફેંસલ થયેલ દાવાની ) બતાવવી.

૨. ઉપર મુજબ હકીકત જેમ સને ૧૮૯૩-૯૪ ની સાલ માટે આપવાની છે તેમજ સને ૧૮૯૨-૯૩માં પણ મુકાબલા માટે આપવાની છે.

૩. દીવાની દાવો સુનાવણી ઉપર આવતાં તે તારીખે બીજું ગમે તે કામ પછી ક્રીમીનલ, પોલીટીકલ અગર બીજું કરવામાં આવ્યું હોય તો પણ તે દીવાની કેસનું કામ ચાલ્યું હોય તો તેના સંબંધમાં તે દીવસ પુરેપુરો રોકાયો તેમ ગણવું.

ઉપર મુજબ હકીકત પાલણપુર, રાધનપુર, થરાદ, વાવ, ત્રણ આસીસ્ટંટ સાહેબો, છ થાણદારો, વારાહી જમીદાર અને અખતીઆરી તાલુકદારો પાસેથી મંગાવવી અને આયંદે દર સાલ તે મુજબ હકીકત મોકલતા રહેવા લખવું.

તા. ૪ જુન સને ૧૮૯૪.

**એચ. એફ. જેકબ સાહેબની સહી,**
ફૉર પોલી. સુપ્રી. પાલણપુર.

## CIRCULAR.

The Commissioner, Northern Division, has asked information, in the annual Report as to the averagetime taken up in deciding a case. While supplying the above information, attention should be paid to the following suggestions:–

Information is asked for the year 1893–94, so that you have to find out the averagetime taken in those suits which have been finally disposed of in the said year. The time taken up should be counted from the commencement of the suit, even though particular suits may have commenced years before the year of its final disposal.

For instance if a suit commenced in 1892–93, all the time taken up in the year 1892–93 as also in the year of its disposal should be counted. The days on which the case may not be taken up either on account of the court having no time or of some other reasons and the only work done is fixing another date of hearing, shall not be counted. Firstly time taken in each of the cases should be ascertained and then the average may be taken. Similarly the average value of the suits finally disposed of is to be shown.

(2). The above information is also to be ascertained of cases disposed of in the year 1892–93 with a view to compare the results of that year with those of the year 1893–94.

(3). On the day of hearing of the civil suit if the suit is proceeded with, the whole day should be counted in calculating the time, even though some other work such as Criminal, Political etc. may have been done on the same day.

The above information should be asked for from the States of Palanpur, Radhanpur, Tharad and Wao. Three Assistants, six Thandars, Varahi Japtidar and jurisdictional Talukdars and Managers should supply the above information annually.

Dated 4th June 1894. Sd./ F. H. Jackson,
Political Superintendent, Palanpur.

---

## સરક્યુલર.

દીવાની હુકમનામાની બજવણી દરખાસ્તો ટપાલ માર્ગે આવે છે. તે લેવા હાલ રીવાજ છે. અરજદાર જાતે હાજર થઇ દરખાસ્ત ન આપવાથી કામમાં કેટલીક હરકતો આવે છે એટલું જ

નહિ પણ બજવની દરખાસ્તો ફેસલ થતી નથી. જેમ કોર્ટને એક તરફ અગવડ થાય છે તેમ બીજી તરફ અરજદારોને લાભ મળતો નથી. કાયદેસર દરખાસ્તો રૂબરૂમાં રજુ થવી જોઇએ, સબબ ફરમાવવામાં આવે છે કે, તા. ૧ નવેમ્બર સને ૧૮૮૪ અને ત્યાર બાદ ટપાલ માર્ગે મોકલેલી દરખાસ્ત સંઘરવામાં આવશે નહિ, માટે દરખાસ્તો અરજદારે જાતે અગર કાયદેસર યોગ્ય મુખત્યારે કોર્ટમાં રૂબરૂ હાજર થઈ આપવી.

તા. ૯ અકટોબર સને ૧૮૯૪

એફ. એચ. જેકસન.
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## CIRCULAR.

The practice is to accept applications for execution of civil decrees sent through post. As the applicant does not present the Darkhast in person some inconveniences arise and the Darkhast remains undisposed. On one hand, the court is inconvenienced, on the other hand, the applicants obtain no advantage. The applications for execution ought to be presented in person. It is therefore ordered that from 1st November 1884 and thereafter, the applications for execution sent by post shall not be accepted. The applicants should, therefore, present their Durkhasts either in person in court or through their authorised Mukhatiars.

Dated 9th October 1894.

Sd/ F. H. Jackson,
Political Superintendent,
Palanpur.

---

## સરક્યુલર.

દીવાની હુકમનામાની બજવણીમાં જે ભરપાઇ થાય તેનો દાખલો અસલ હુકમનામા નીચે અને વાદીએ મેળવેલ હુકમનામાની ખરી નકલ નીચે દરેક કોર્ટોએ લખી આપવો જોઇએ એમ અહીંના સરક્યુલર નંબર ૪ તા. ૪-૫-૯૪માં ફરમાવેલ છે. જુના કેસો રેકર્ડમાં મોકલવામાં આવે તેથી અસલ હુકમનામા નીચે દાખલો રાખવા અડચણ આવે છે, એમ જાહેર થતાં તે ખ્યાલમાં લઇ ઉપર બતાવેલ સરક્યુલરમાં અસલ હુકમનામા નીચે ભરપાઇ કરવા લખેલ છે તે મોકુફ કરી ફરમાવવામાં આવે છે કે તેને બદલે બજવણી રજીસ્ટરમાં ભરપાઇ કર્યા બાબતનો દાખલો રાખવો અને હુકમનામાની ખરી નકલ નીચે તો પ્રથમના સરક્યુલર મુજબ દાખલો રહેવાનોજ.

તા. ૩૦ જુલાઈ સને ૧૮૯૫.

એફ. એચ. જેકસન, કર્નલ.
પોલી. સુપ્રી. પાલણપુર.

## CIRCULAR.

It is required by this office circular No. 4 of 4-5-1894, that the fact of the satisfaction of the decree should be recorded by the courts below the original decree as also below the true copy of the decree produced by the decree-holder. It has been reported that when old cases are sent to the record, it entails some difficulty to record the fact of satisfaction below the original decree. On consideration of the above matter, so much portion of the above circular as requires the record of the satisfaction to be entered below the original decree being hereby cancelled, it is directed that henceforth the record about satisfaction of the decree should be entered in the execution register, instead of below the original decree, and there will remain the record of satisfaction of the decree below the true copy of the decree given to the decree holder as provided by the previous circular.

Dated 30th July 1895. Sd./ F. H. JACKSON,

Political Superintendent, Palanpur.

---

## સરક્યુલર.

નામદાર મુંબાઇ સરકારના પોલીટીકલ ખાતાના મહેરબાન સેક્રેટરી સાહેબ, તેમના પત્ર નંબર ૫૬૫ તા. ૨૨ જાનેવારી સને ૧૮૯૬ માં પોલીટીકલ એજંટોએ નામદાર સરકારમાં દીવાની અપીલો અને અરજીઓ સાથે કાગળો મોકલવામાં આવે તેના ઇંગ્રેજી લીષ્ટો મોકલવા લખે છે તે લીષ્ટો કરવાને સગવડતા થવા ફરમાવવામાં આવે છે કે—એજન્સી કોર્ટોએ સિવીલ હાઇકોર્ટ સરક્યુલર ઓર્ડર્સને પાને ૪૦, ૪૧, ૪૨ અને ૪૩ માં બતાવેલ સમજુતી મુજબ તેજ ચોપડીના પાને ૨૪૯, ૨૫૨ અને ૨૨૫ માં મેમોરેન્ડમ બુકો, રોજનામાં અને રજીસ્ટર રાખવા નમુનાનાં ફોર્મે આ સાથે મોકલ્યાં છે તે મુજબ રાખવાં. વધારે ફરમાવવામાં આવે છે કે અપીલ કોર્ટોએ આ સાથે આપેલ ફોર્મ મુજબ રોજનામાં રાખવાં.

તા. ૨૯ મે સને ૧૮૯૬.

એફ. એચ. જેકસન, કર્નલ,

પોલી. સુપ્રી. પાલણપુર.

---

## રોજનામું.

ના જજની કોર્ટમાં.

| મુકરદમો કંઇ કામ ચલાવવા સારૂ જે જે તારીખોએ કોર્ટમાં સામે આવે છે તે તે તારીખો. | કાગળોની નીશાની. | મુકરદમો નંબર સને ૧૯ પૈકી<br>} વાદી.<br>વિરૂદ્ધ.<br>} પ્રતિવાદી.<br>દાવો. | જે તારીખ સુધી મુકરદમો મુલતવી રાખ્યો તે તારીખ. |
|---|---|---|---|
| તા.<br>માહે.<br>સને ૧૯ | ૧<br><br>૨ | વાદીના વકીલ કિંવા "વાદી" કિંવા વાદીના મુખત્યાર... ... ... ... ...એણે આપેલી ફરિયાદ અરજી તપાસીને રજીસ્ટર કીધી.<br>વાદીનું વકીલ પત્રક<br>(કિંવા મુખત્યારનામું)<br>પ્રતિવાદીને નોટીસ<br>તા. માહે સને સુધી મુકરદમો સારૂ મુલતવી | તા.<br>માહે.<br>સન. |

## રોજનામું.

ના જજની કોર્ટમાં,

| કાગળોની નીશાની. | અપીલ નંબર સને ૧૯ પૈકી.<br>} એપેલેન્ટ.<br>} રીસ્પોન્ડેન્ટ. | જે તારીખ સુધી અપીલ મુલતવી રાખી તે તારીખ. |
|---|---|---|
| ૧<br><br>૨<br>૩ | એપેલેન્ટના વકીલ આપેલી.<br>અપીલ તપાસીને રજીસ્ટર કીધી... ... ... ...<br>એપેલેન્ટનું વકીલ પત્ર... ... ... ... ... ...<br>રીસ્પોન્ડેન્ટને નોટીસ... ... ... ... ... ...<br>તા. માહે સને ૧૯ સુધી અપીલ સુનાવણી સારૂ મુલતવી. | તા.<br>માહે.<br>સને. |

સ. નં. ૨૮.

## સરકયુલર.

દીવાની હુકમનામાની બજવણી કરનાર પીયુને (રનરે) જપ્ત કરેલ અનાજ વિગેરે મિલકત કોર્ટ રૂબરૂ લાવવા સાધનો પુરા પાડવાના સંબંધમાં બેનપ તાબે વાવના વાણિયા દુદા તલકશીની ફરિયાદ અમારા તરફ આવતાં ફરમાવવામાં આવે છે કે જપ્ત કરેલ મિલકત કોર્ટ આગળ લાવવાનાં સાધનો વાદીઓથી પુરાં પાડી શકવાનું થવું એ બનવું અસંભવિત છે. પરંતુ બજવણી સંબંધી કાયદેસર થતું ખર્ચ આપવા તે વાદી બંધાયલા છે, માટે જપ્ત કરેલ મિલકત જપ્ત કરનાર પીયુનને (રનરને) કોર્ટના મકાન સુધી અગર કોર્ટ ફરમાવે ત્યાં સુધી પહોંચાડવાની જેથી એ સંબંધી થતું ખર્ચ વાદી પસેથી લઇ (રનરે) પીયુને તે મિલકત પહોંચાડવા બંદોબસ્ત કરવો.

તા. ૧૫ મી નવેમ્બર સને ૧૮૯૬.

(સહી) એફ. એચ. જેકસન,
આક. પોલી. એજન્ટ. પાલણપુર.

---

Circular No. 28.

## CIRCULAR.

A complaint having been received by us from one Duda Talakshi a Bania of Benup under Wao regarding the supply of means for bringing before the court the grain &c. attached by the Peon (Runner) who executes the civil decree it is hereby directed that it is improbable that the means for taking the attached property to the court can be supplied by the Judgment creditor. But he is bound to pay the expenses duly incurred in the execution proceedings. The Peon attaching the property should first recover the expenses likely to be incurred in carrying the attached property to the court house or to any other place pointed out by the court and then should arrange for disposal of the property as above.

Dated 15th November 1896.

Sd./ F. H. Jackson, Colonel,
Acting Political Agent,
Palanpur.

---

## સરકયુલર.

દીવાની હુકમનામાની બજવણીના સંબંધમાં નીયમ કરવાની જરૂર જણાતાં ફરમાવવામાં આવે છે કે:—

૧. એક થાણદારે કરેલ હુકમનામું બીજા થાણદારની હદમાં બજાવવાનું હોય ત્યારે હુકમનામું કરનાર કોર્ટ બજવણી કરનાર કોર્ટને સિવીલ પ્રોસીજર કોડની કલમ ૨૨૪ મુજબ બજવણીના કા-

ગણી મોકલવા અને તે ઉપરથી બજવણી કરનાર કોર્ટે તે હુકમનામું પોતાની કોર્ટથી થયું હોય તેમ ગણી બજવણી કરાવશે.

૨. દરેક હુકમનામાની બજવણી હુકમનામું કરનાર મૂળ કોર્ટથી થવી જોઇએ. અને તે મુજબ હજુરની કોર્ટો જ્યારે મૂળ કેસ તેમણે ચૂકવેલો હશે, ત્યારે તેની બજવણી સંબંધી દરખાસ્ત લેશે, અને કાયદેસર જરૂર જણાશે તો પ્રથમ સિવિલ પ્રોસીજર કોડ કલમ ૨૪૮ મુજબ નોટીસ કહાડશે અને ત્યાર બાદ વારંટ કહાડશે. નોટીસ યા વારંટ તે બાબતની ફી પ્રથમ ભરાયા બાદ કહાડવાનાં છે. આજમ તાલુકા થાણદારોએ તેવી નોટીસ યા વારંટ નાજર કોર્ટ તરીકે બજવી જેની તે કોર્ટમાં મોકલવાનાં છે. વારંટ જ્યારે કોઇપણ હજુર કોર્ટથી કહાડી આજમ તાલુકા થાણદાર તરફ મોકલવામાં આવે, ત્યારે વારંટ કહાડનાર કોર્ટ સગવડ પડતી તા. નીમી તે તારીખે વાદી અગર તેના મુખત્યારે થાણદાર પાસે હાજર થવા બાબત આપી થાણદારને તે બાબત વારંટ સાથે અલાયદા હુકમથી આપવી જોઇએ.

૩. હજુર કોર્ટના હુકમનામાની બજવણીમાં આજમ તાલુકા થાણદારોએ નાજરને કામ કરી શકે તેટલું કરવાનું, છે અને જે જે કામમાં હુકમની જરૂર જણાય તે તેમણે હુકમનામું કરનાર કોર્ટે પાસેથી હુકમ લેવા.

તા. ૨૪ નવેમ્બર સને ૧૮૯૬.

(સહી) એફ. એચ. જેકસન,
પોલી. સુપ્રી. પાલણપુર.

સ. નં. ૩.

## શેરો.

આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં દીવાની દાવો ક્યાં કરવો એ બાબતમાં વારંવાર તકરાર ઉત્પન્ન થઈ કેસના પ્રસંગે હુકમ આપવામાં આવે છે તેથી લખાણમાં વધારો થાય છે. દીવાની પ્રોસીજર કોડ કલમ ૧૭ પ્રમાણે દાવાનું કારણ જ્યાં ઉત્પન્ન થયું હોય ત્યાં અગર ફરિયાદ શરૂ થતી વખતે પ્રતિવાદી પૈકી કોઈ આપ ખુશીથી રહેતો હોય અગર ધંધો ચલાવતો હોય ત્યાં દાવો થઈ શકે છે.

આ એજન્સીમાં અખત્યારવાળા સંસ્થાનો તેમ ઠાકોરો છે, તેથી દાવો કરવાની જગા બાબતમાં વાંધો ઉઠે છે. ખરેખરૂં જોતાં પ્રતિવાદી જ્યાં રહેતો હોય અગર ધંધો ચલાવતો હોય ત્યાંની કોર્ટમાં દાવો લાવે તો હુકમનામું થઈ બજવણી પણ સહેલથી થઇ શકે. માટે લેણાનો દાવો ત્યાં કરવો.

સ્થાવર મીલકત બાબત તકરાર હોય તો જે હદમાં સ્થાવર મીલકત હોય ત્યાંની હકુમતની કોર્ટમાં દાવો કરવો.

તા. ૧૭ મી મે સને ૧૮૯૭.

( સહી ) એફ. એચ. જેકસન. કર્નલ,
પોલી. સુપ્રી. પાલણપુર.

## Circular No. 3.

## ENDORSEMENT (SHERO).

In this Superintendency disputes very often arise as to where a civil suit should be instituted and orders have to be passed in each case which leads to unnecessary correspondenee. According to section 17 of the Civil Procedure Code, a suit is generally instituted in the courts within whose Jurisdiction either the cause of action arises or the defendant at the time of filing of the suit resides or carries on business.

In this Agency there are Jurisdictional states and Thakors so that the disputes arise as to the place of suing. It is therefore hereby directed that money suits should be filed in the courts within whose Jurisdiction the Defendant resides so that in case of a decree being made it may be easily executed.

As regards immoveable property the place of suing is where the immoveable property is situatd.

Sd./ F. H. JACKSON, COLONEL,
Dated 17th May 1897. Political Superintendent,
Palanpur.

---

સરક્યુલર બુક નં. ૧૦

## સરક્યુલર.

દીવાના દાવા એજન્સી કોર્ટમાં દાખલ થતાં પ્રતિવાદીઓ ઉપર સમન કાઢવામાં આવે તે સમન બજતાં પહેલાં પ્રતિવાદીઓ એજન્સીની જ્યુરીસડીકશનમાંથી સ્ટેટો અથવા તાલુકદારની જ્યુરીસડીકશનમાં રેહેવા જતાં પ્રોસેસ ફી વીના સમન નહી બજાવવા આ. દીયોદરના વા. અણદસીંગજીએ આ. થરાદ થાણદારના લખાણ ઉપરથી વાંધો ઉઠાવેલો. આવી બાબતમાં હાલ સુધી કંઇ નીયમ નથી. મહીકાંઠા એજન્સીમાં નીચે મુજબ નીયમ છેઃ—

"અખત્યારવાળા તાલુકાઓમાં એજન્સી કોર્ટોથી પ્રથમ યા પાછળથી સમન નીકળી બજાવવામાં આવે તેની પ્રોસેસ ફી લેવામાં આવતી નથી. તેવા તાલુકદાર તરફથી એજન્સી કોર્ટમાં સમન બજાવવામાં આવે તો તેની પ્રોસેસ ફી એજન્સી કોર્ટોથી લેવામાં આવતી નથી."

માટે ઠરાવવામાં આવે છે કે પ્રતિવાદી તેના ઉપર સમન નીકળ્યા પછી તાલુકદાર અગર સ્ટેટ કોર્ટની જ્યુરીસડીકશનમાં જાય અને તે કોર્ટ મારફત સમન બજાવવા પડે તેમજ તાલુકદાર અગર સ્ટેટ કોર્ટથી સમન નીકળ્યા પછી એજન્સી કોર્ટો મારફત સમન બજાવવા પડે તો અરસપરસ પ્રોસેસફી આપવી લેવી નહી કારણ વાદી તરફથી એવે વખત પ્રોસેસ ફી લીધા પછી તેના તે સમન બદલ પ્રોસેસ ફી લેવાની ફરજ પાડવી તે બરોબર નથી.

તા. ૨૫ મી જુન સને ૧૮૯૭. SD/ F. H. JACKSON.
મુ. પાલણપુર. પોલી. સુપ્રી. પાલણપુર.

Circular Book No. 10.

CIRCULAR.

In cases where the defendants before the summons are served upon, left the Agency territories and went to reside in the territories of the native states or of the Talukdar, Waghela Anandsingji of Deodar protested against the writing of the Thandar of Tharad that summons should be served in such cases without levying fresh process fees. No rules have been framed uptill now by this Agency on the matter. The following rules obtain in the Mahi Kantha Agency:-

"No process fees are charged for serving summons issued by the Agency whether before or after by the jurisdictional chiefs".

"The Agency shall not therefore charge fees for serving summons sent by the above jurisdictional chiefs".

It is hereby ordered that for serving summonses in such case the Agency and the Talukdars or the State Courts shall not mutually ask for process fees, because it would be highly improper if a plaintiff has to pay process over again in serving summons.

Sd/ F. H. JACKSON,
Political Superintendent,
Palanpur.

Dated 25th June 1897.
Palanpur.

CIRCULAR.

An instance having very recently occurred in Bombay in which the Chief Presidency Magistrate declined to endorse summons on witnesses not acompanied with remittance for the travelling expense for witness to and fro, the undersigned has the honor to inform the Deputy Assistants, the Thandars, the states, and Talukdars of Palanpur Superintendency that in future no summons on a witness residing in Bombay will be forwarded from this office for service unless the amount of travelling and Bhatta allowance is remitted with the summons.

Palanpur,
20th July 1897.

Sd./ F. H. JACKSON, LT. COL.
Political Superintendent, Palanpur.

# ઓફીસ ઓર્ડર.

કમીશન બજાવવા બદલ શું ખર્ચ લેવું તે બાબત આજ સુધીમાં કાંઇ નિયમ થયેલો નથી, માટે ફરમાવવામાં આવે છે કે, કોઇ પણ કમીશન આ તાલુકા થાણુદારો તરફ બજાવવા મોકલવામા આવે તો નીચે મુજબ કમીશન ખર્ચ કમીશન બજાવનારને મોકલવા રકમ વસુલ કરવી જોઇએ.

૧. કમીશન હેડકવાર્ટર અને હેડકવાર્ટરથી દસ મેલ અંદર બજાવવાનું હોય તો દરરોજ રૂ. ૧ મુજબ.

૨. હેડકવાર્ટરથી વીસ માઇલ અંદર બજાવવા જવાનું હોય તો રૂ. ૨ મુજબ.

૩. વીસ ઉપરાંત દૂર બજાવવા જવાનું હોય તો રૂ. ૩ મુજબ.

૪. કમીશન બજાવનાર અમલદાર સાથેના પટાવાળાને દરરોજના ૦-૨-૦ મુજબ.

૫. ઉપર બતાવ્યા શિવાય તે કમીશન બદલ સમન, નોટીસ બજાવવા બદલ પ્રોસેસ ફી એજન્સીના ધારા અનવયે લેવાનું હશે તે જુદું છે.

તા. ૨૪ મી માહે જુલાઇ સને ૧૮૯૭.

( સહી ) એફ. એચ. જેકસન,
પોલી. સુપ્રી. પાલણપુર.

સ. બુ. નં. ૨૫.

# સરકયુલર.

દીવાની હુકમનામાની બજવણીનાં કાગળો કેટલી મુદતે નાશ કરવા તે સંબંધી દીવાની કલાસ (બી)ના લીષ્ટમાં સ્પષ્ટ ખુલાસો ન હોવાથી તેનો રૂલ થવા હજુર આસાર દફતરી કારકુનનો રિપોર્ટ તા. ૧૬ જુલાઈ સને ૧૮૯૭ નો આવ્યો. નામદાર હાઇકોર્ટ સિવીલ સરકયુલર નંબર ૧૨૫ (બી)ની રકમ (૧-૨) પ્રમાણે સ્મોલકોઝ કોર્ટ સાંભળી શકે તેવા દાવાના હુકમનામાની દરખાસ્તોનાં કામ ૭ વરસે અને બીજા દાવાની દરખાસ્તોનાં કામ બાર વરસે નાશ થઈ શકે છે, માટે ફરમાવવામાં આવે છે કે નાણાં પ્રકરણી રૂ. ૫૦૦ સુધીના દાવાના હુકમનામાની દરખાસ્તોના કામ નીકાલ થયા બાદ ૭ વરસે, અને તે ઉપરાંતની કિંમતના તથા સ્થાવર મિલકતના તથા હક્ક સંબંધી દાવાના હુકમનામાની દરખાસ્તોનાં કામ નીકાલ થયા બાદ બાર વરસે નાશમાં કાઢવાં.

તા. ૨૬ અકટોબર સને ૧૮૯૭.

( સહી ) એફ. એચ. જેકસન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Circular Book No. 25.

# CIRCULAR.

Received a report dated 16th July 1897 from the Daftari Karkun that there being no explicit provision as to the time after which

papers relating to the execution proceedings of civil suits should be destroyed, an express provision be made therefore. Rule 125, clause (b) sub clauses (1) and (2) of the High Court civil circulars provide that papers relating to execution proceedings cognisable by the Small Cause Court are to be destroyed after six years and the papers of the other execution proceedings are to be destroyed after twelve years. I therefore order that papers relating to execution of money decrees in suits, the subject matter of which does not exceed rupees five hundred should be destroyed six years after the execution proceedings come to an end, while the papers of the execution proceedings of suits where the amount of decree exceeds Rs. 500/ or where the suit relates to immoveable property, or is for declarations of rights should be destroyed twelve years after the execution proceedings are disposed of.

Sd/ F. H. JACKSON,
Political Superintendent,
Palanpur.

Dated 18 October 1897.

---

ઓર્ડર ન. ૩૧.

## સને ૧૮૯૮.

વાવના આજમ થાણદારે તાલુકદાર સામે હુકમનામાની બજવણી કરવા કોશીશ કર્યાનું જાહેર થવાથી આ સુપ્રીન્ટેન્ડેન્સીની સઘળી કોર્ટોને ખબર આપવામાં આવે છે કે, આવી કોર્ટોએ તાલુકદારની મિલકત ઉપર બજવણી કરવાની નથી.

તા. ૪-૧૦-૯૮.

( સહી ) M. T. LYDE, MAJOR,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

સરક્યુલર નં. ૧૫, તા. ૧૯-૭-૯૨. છેલ્લો પેરા. જે મુખી ટ્રીબ્યુટ ભરે છે અગર જે મુખી થાણા વરાડ વિગેરે એડમીનીસ્ટ્રેટીવ ચારજીસ આપે છે તેને આ સરક્યુલરના સંબંધમાં તાલુકદાર ગણવા.

---

Order No. 31 of 1898.

It being reported that the Thandar of Wao attempted to execute a decree against the Talukdar, all the courts of this Superin-

## હુકમ.

### મારજીને બતાવેલ ગામો થરા તાલુકદારોનાં આગવાં છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | જાખેલ | ૮ | મોટા જામપુર |
| ૨ | રાજપુર | ૯ | કસળા |
| ૩ | વીબાનેસડા | ૧૦ | વીઠલોદ |
| ૪ | અમશવેસડો | ૧૧ | દેવપુરા |
| ૫ | કોટડીયા | ૧૨ | ધનેરા |
| ૬ | તાણુ | ૧૩ | સાંકળા |
| ૭ | નાના જામપુર | | |

૧ ફોજદારી કામમાં ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનો
૨ દીવાની દાવા રૂ. ૨૫૦-૦-૦ સુધીના.

તે ગામોની હકુમત થરા તાલુકદારોને ચલાવવાનો અખત્યાર મારજીનમાં બતાવ્યા પ્રમાણે આપવા નામદાર મુંબઈ સરકારે પોતાના ઠરાવ નંબર, ૫૭૦૯ તા. ૨૮-૧૧-૮૨ માં મંજુર કરેલ, અને તે અખત્યાર ચલાવવા તે તાલુકદારોએ પાલણપુરના મહેતા મુળચંદ ગોદડસીને રાખી અમને બતાવ્યાથી અમે પસંદ કરેલ છે. સબબ હુકમ કરવામાં આવે છે કે તે ગામોની હકુમતના દીવાની તથા ફોજદારી કામો કંકેજ થાણુદારની કોર્ટમાં બાકી હોય તે તેમણે થરા તાલુકદારોને સોંપવાં અને ચાર્જ મળેથી તેની યાદી બંનેની સહી સાથે હજુરમાં મોકલતાં થરા તાલુકદારોએ સદહું ગામોમાં સદહું મુજબ અખત્યાર ચલાવવો.

પોતાના અખત્યાર ઉપરાંતના ફોજદારી કામો, થાણુદાર તજવીજ કરીને જેવી રીતે હાલ રાવ બહાદુર પરસનલ આસી. સાહેબ તરફ મોકલે છે, તેવી રીતે થરા તાલુકદારોએ મોકલતા રહેવું, અને તાલુકદારોએ યાદ રાખવું કે ફોજદારી કામો પાકા કારણુ વગર બાકી રહેવાં ન જોઇએ અને ફોજદારી તથા દીવાની કામોનો જેમ બને તેમ જલદી નીકાલ કરવો જોઇએ.

આ તાલુકદારોના અખત્યારના દીવાની તથા ફોજદારી કેસોના ફેંસલા ઉપર અપીલ, પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબના હજુરમાં ચાલશે. તથા દીવાની દાવા, જેટલી રકમના ચુકવવાનો તેમને જે અખત્યાર છે, તે ઉપરાંતના દીવાની દાવા મહેરબાન આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની કોર્ટમાં દાખલ થશે.

તા. ૩ માહે મે સન ૧૮૮૭.

(સહી) પી. એચ. લીજીર,
પોલી. સુપ્રી. પાલણપુર.

### સુ. સ. નં. ૪૧.

નામદાર મુંબાઇ સરકારના પોલીટીકલ ખાતાના ઠરાવ નં. ૬૨૦૭ તા. ૯ ડીસેમ્બર સને ૧૮૮૧ નો આવતાં તેની મતલબ કે જમીન વીગેરેનો કોઇ શખ્સનો કબજો કાયદાસર ઈલાજ લીધા વગર લઈ લેવામાં આવેલ હોય તેની બાબતમાં પોલી. સુપ્રી. સાહેબની દરખાસ્ત મુજબ મુંબાઇ પ્રેસીડેન્સીના સને ૧૮૭૬ની સાલના આકટ ૩ના આ ધારા મુજબ થાણુદારોને કબજો પાછો સોંપાવવા વાસ્તે અને ટંટો અથવા અટકાયત થાય તો જમીના હુકમ કરવા અખત્યાર આપતાં કાંઇ હરકત નથી. થાણુદારોના હુકમ સામે અપીલ કરવાની દરખાસ્ત સરકાર મંજુર કરી શકતા નથી; કેમકે તે કાયદાના ધોરણુ તથા તેના મતલબથી વિરૂદ્ધ છે. પરંતુ થાણુદાર હરકોઇ મુકરદમા આ હુકમ મુજબ ચુકવે ને તેમને ચુકવ્યા પછી તુરત પોલી. સુપ્રી. સાહેબ અથવા તેમના આસીસ્ટંટોને મોકલવા જોઇએ અને તેમણે (પો. સુ. સાહેબ અથવા તેમના આસીસ્ટંટ સાહેબોએ) સંભાળથી આવેલ

કામ તપાસવું જોઇએ અને જરૂર જણાય તો થાણુદારનો હુકમ સુધારી શકે. દરખાસ્ત કરવા મુજબ ફી (દર મુકરદમે રૂ. ૧) મુજબ લેવી.

તા. ૨૭ મી ડીસેમ્બર સને ૧૮૮૧.

અમે સરકારને એવી ભલામણ કરેલ કે સદહું આકટની કલમ ૪ પ્રમાણે અહીં તજવીજ ન થવી જોઇએ. એટલે કોઇને અમુક મુદતના પટા મળ્યા હોય તો તેવી મુદત પુરી થઇ હોય તો તે કલમ ઉપરથી તેને તે મળવા આધાર છે એમ નહી સમજવું જોઇએ. ફક્ત કબજો ભોગવટો કાયમ રાખવા વાસ્તે તે કલમ ૪માંથી "હક્કની" બદલ "હક્કનો" એમ સમજવું અને "મુદત પુરી થવાના લીધે" આટલા શબ્દો બાતલ કર્યા છે માટે તે પ્રમાણે અમલમાં લાવતાં ધ્યાનમાં રાખવું જોઇએ.

તા. ૮ માર્ચ સને ૧૮૯૨.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

ફો. સ. નં. ૩.

## સરક્યુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં રા. બા. નેટીવ આસીસ્ટંટ સાહેબની નવી નીમણુંક નીકળવાથી તેમણે થાણા સરકલોમાંના તથા તમામ જમીઓના ફોજદારી કામમાં ફ. ક. માજીસ્ટ્રેટનો અખત્યાર નામદાર સરકાર તરફથી આપવામાં આવેલો છે માટે ફ. ક.માજીસ્ટ્રેટના અખત્યારનાં કામો હવેથી આ. ચી. કો. અને થાણુદારોએ તેઓ સાહેબ તરફ કમીટ કરવાનું અમલમાં લાવવું અને વાવ રાણાજી, દીઓદર, ભોરોલ અને થરા તાલુકદારોના તાલુકાઓની હદમાં તેમના અખત્યાર ઉપરાંતનો ૫. ક. માજીસ્ટ્રેટનો અધિકાર રા. બા. પરસનલ આસીસ્ટંટ સાહેબને આપવામાં આવે છે. માટે તે હદના આ. ચીફ કો. અને તાલુકદારોએ ફ. ક. માજીસ્ટ્રેટના અધિકારોના કામો રા બા. પર. આ. સાહેબ તરફ મોકલવાં.

તા. ૧૧–૬–૯૨.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
પોલી સુપ્રી. પાલણપુર.

Power–Palanpur.

Constitution of the Thana Circles and attached estates in the Superintendency into a sub-division and appointment of the Native Assistant to the Political Superintendent to be incharge of it.

No. 4582.

Political Department,

Bombay Castle, 16th July 1892.

× × × × × ×

Resolution :—The Governor General in Council is not prepared to give the general power asked for but in the present case, the area indicated by the Political Superintendent may be made a subdivision and the Native Assistant may be placed in charge of it.

2. The necessary notification should be submitted by the Political Superintendent for publication.

Sd/ LEE WARNER,

Secretary to Government.

## હુકમ.

ડીસેમ્બર સને ૧૮૯૧ના પછી થાણદારો કબજા સંબંધી મુકરદમા મહેરબાન આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની મંજુરી માટે મોકલવામાં આવે છે, તેમાં સરકારના હુકમોને અનુસરી જે મુકરદમા ચુકવવામાં આવે છે, તે રીવાજ વિરૂદ્ધ જવાનો સબબ હું જોઈ શકતો નથી અને આથી થાણદારોને સુચના આપવામાં આવે છે કે, એ જાતના મુકરદમા મહેરબાન આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની મંજુરી માટે જેમ હમણા સુધી અમલ થતો આવે છે, તે મુજબ બહાલી માટે મોકલી આપવા.

તા. ૩૦ નવેમ્બર સને ૧૮૯૨.

(સહી) ડબલ્યુ. સ્કોટ કર્નલ,

પોલી. સુપ્રી. પાલણપુર.

## ORDER.

As since December 1891 all possessary suits decided by the Thandars have been sent for confirmation to the Assistant Political Superintendent, I see no reason for departing from the practice which was instutited under the orders of Government and the Thandars should be warned to continue to send such cases to the Assistant Political Superintendent as heretofore.

3rd November 1892.

Sd/ W. SCOTT, COLONEL,

Political Superintendent.

સ. નં. ૨૫.

## સરકયુલર.

નીમકના કેસો સન ૧૮૯૦ના નીમકના એકટ મુજબ કોઇપણ વર્ગનો માજીસ્ટ્રેટ ચલાવી શકે છે. આવા કેસો નાના અખત્યારી તાલુકદારોએ ન ચલાવતાં તાલુકા થાણદારોએ ચલાવવા. નંબર ૧૧૭ તા. ૧૦–૭–૯૫નો હુકમ કરેલો તે ઉપરથી દીયોદર તાલુકદારોની અરજ આવતાં તેમાં બતાવેલ કારણોસર ઉપરનો હુકમ ફરી વીચારમાં લઈ તે રદ કરી ફરમાવવામાં આવે છે કે, એક વરસ માટે અજમાયસ દાખલ નીમકના કેસો ચલાવવા મારજીને બતાવેલ અખત્યારી તાલુકદારોને

| | | |
|---|---|---|
| ૧ | આ. વાઘેલા આણંદસંગજી | દીઓદર |
| ૨ | " " સરદારસંગજી | દીઓદર |
| ૩ | " ચોહાણ ખેતાજી દજુજી | ભોરેલ |
| ૪ | " થરા તાલુકદારો | થરા |

આપવામાં આવે છે. એક વરસ બાદ પરિણામ જોયા પછી ફરી હુકમ કરવામાં આવશે.

તા. ૧ અકટોબર સને ૧૮૯૫.

(સહી) એફ. એચ. જેકસન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Circular No. 25.

## CIRCULAR.

The salt cases are triable by any Magistrate according to the Salt Act of 1890. Order No. 117 of 10–7–1895 requires that the Salt cases should not be tried by the small Jurisdictional Talukdars but should be tried by the Thandars. The Talukdars of Deodar submitted a petition praying for the revocation of the above order. On a consideration of the grounds set forth in the said petition, the said order is cancelled and it is hereby directed that the marginally noted Talukdars are empowered as a trial for one year to try the salt cases. After considering the results of one year's trial, another order will be passed on the matter.

(1) Waghela Anandsangji, Deodar.
(2) Waghela Sardarsingji, Deodar.
(3) Chohan Khetaji Dajuji, Bhorole
(4) Thara Talukdars, Thara.

Dated 1st October 1895.

Sd/ F. H. JACKSON,
Pol. Supdt., Palanpur.

---

Bombay Castle 13th May 1896.

No. 3194—The following Notification by the Government of India in the Foreign Department is republished for general information:-

Simla, the 18th May 1896.

No. 1503-I,. Under section 433, sub-section (4) of the Code of Civil Procedure, and in supersession of the notification of the Government of India in the Foreign Department, No. 2181-I, dated the 2nd July 1890, the Governor General in Council is pleased to authorize the Government of Bombay and any of the Secretaries to that Government to exercise with respect to the Chiefs below specified by their titular names the functions assigned by the sub-section to the Governor General in Council and a Secretary to the Government of India respectively.

× × × × × × + +

PALANPUR AGENCY.

His Highness the Dewan of Palanpur.
His Highness the Nawab. of Radhanpur.
Thakor of Tharad.
Rana of Wao.

No. 9079 of 1901.

Palanpur, 27th November 1901.

NOTIFICATION.

It is hereby notified for general information that Government have been pleased to direct that in future the courts of the Palanpur Superintendency, shall be guided by the Bombay Regulation VIII of 1827 in granting certificates of heirship and that in such cases advalorem fees shall he levied at the rate of 2 percent on the amount or the value of the property for which the certificate is granted. Under the above Regulation there is no appeal from an order granting a certificate of heirship. The certificate confers no right to any property but only indicates the person who for the time being is in the legal management thereof and can be amended by the Court upon proof that another person has a preferable right.

Sd/ G. E. HYDE CATES, MAJOR,
Political Agent, Palanpur.

**નં. ૯૦૭૯ સને ૧૯૦૧.**

પાલણપુર તા. ૨૭ નવેમ્બર ૧૯૦૧.

## નોટીફીકેશન.

### વારસાના સર્ટીફીકેટો.

સર્વે લોકોની જાણ માટે આથી ખબર આપવામાં આવે છે કે નામદાર સરકારે કૃપાવંત થઇ એવો હુકમ કર્યો છે કે, હવે પછી વારસા સર્ટીફીકેટો આપવામાં પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્સીની કોર્ટો મુંબઈના સને ૧૮૨૭ ના આઠમા રેગ્યુલેશન (ધારા) પ્રમાણે ચાલશે. અને એવા કેસોમાં જેટલી મીલ્કત માટે સર્ટીફીકેટ મળ્યું હોય તે મીલ્કતની કીંમત ઉપર સેંકડે બે ટકા લેખે એડવેલોરમ ફી લેવામાં આવશે. ઉપરના રેગ્યુલેશન મુજબ સર્ટીફીકેટ આપવાના હુકમ ઉપર બીલકુલ અપીલ નથી. એ સર્ટીફીકેટની મીલ્કત ઉપર નવો હક્ક પ્રાપ્ત થતો નથી. પરંતુ તે માત્ર એટલું જ બતાવે છે કે જેને સર્ટીફીકેટ આપવામાં આવ્યું છે તે કાયદેસર રીતે એ મીલ્કતના વહીવટમાં છે. અને જો બીજા કોઇ શખસને શ્રેષ્ઠતર હક્ક છે એમ સાબેત થાય તો કોર્ટ તે સર્ટીફીકેટ રદ કરી શકે છે.

(સહી) જી. ઇ. હાઇડ-કેટસ, લેફ. કર્નલ,
પોલીટીકલ એજંટ, પાલણપુર.

---

No. 6348 of 1902.

NOTIFICATION.

Palanpur 3rd September 1902.

Under instructions from Government it is hereby notified that the Political Superintendent should in future be styled Political Agent Palanpur and similarly the Assistant Political Superintendent, District Deputy Assistant Political Superintendent and the Huzur Deputy Assistant Political Superintendent, should be styled as, Assistant Political Agent Palanpur, District Deputy Assistant Political Agent Palanpur and Huzur Deputy Assistant Political Agent, Palanpur. All correspondence should be addressed accordingly.

Sd/ G. E. Hyde Cates, Major,
Political Agent Palanpur,

**નં. ૬૩૪૮**

## જાહેર ખબર.

નામદાર સરકારના હુકમ અનુસાર આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે, હવે પછીથી અમારો હોદ્દો પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ પાલણપુરને બદલે પોલીટીકલ એજંટ પાલણપુર લખવા અને તેજ માફક આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ તથા ડીસ્ટ્રીકટ ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ

સુપ્રીન્ટેન્ડેન્ટ અને હજુર ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટને બદલે આસીસ્ટંટ પોલીટીકલ એજંટ પાલણપુર, ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ પાલણપુર અને હજુર ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ પાલણપુર એ પ્રમાણે હોદ્દા લખવા. તમામ લખાણમાં એ પ્રમાણે લખવા આયંદેથી વહીવટ રાખવો.

તા. ૩ સપ્ટેમ્બર સને ૧૯૦૨.
નં. ૬૪૩૪ સને ૧૯૦૨.

**જી. ઇ. હાઇડ-કેટસ, મેજર,**
પોલી. એજંટ, પાલણપુર.

---

# કોર્ટ ફી સ્ટેમ્પ.

## સરક્યુલર.

**મુ. સ. નં. ૨૩.**

આજમ કાંક્રેજ થાણદારની કોર્ટમાં મોજે થરાના ઠાકરડા જસાજી રામાજીએ, ચાંગા જીલ્લે કાંક્રેજના ઢેડ રામા તથા માલીઆ ઉપર વેરા તથા નરવાના દર વરસના રૂ. ૮ પ્રમાણે ૭ વરસના રૂ. ૪૮ નો દાવો કરેલ, તેની ફી આજમ કાંક્રેજ થાણદારે રૂ. ૪૮ ઉપર ત્રણ રૂપિઆ લીધેલી પણ એ દાવો હક સંબંધનો તેથી વરસની આઠ રૂપિઆ પેદાસ ગણતાં દસગણી ૮૦ રૂપિઆની રકમ થાય અને બાકીના પાંચ વરસના રૂ. ૪૦ ગણાય. જુમલે રૂપિઆ ૧૨૦ ની ફી રૂ. ૭-૮-૦ લેવી જોઇતી હતી માટે ફરમાવવામાં આવે છે કે એવે પ્રસંગે આ બતાવેલ ધોરણે ફી લેવી જોઇએ.

તા. ૨૬ સપ્ટેમ્બર સને ૧૮૮૫.

(સહી) **સી. ડબલ્યુ. વુડહાઉસ,**
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

**મુ. સ નં. ૪૩.**

## જાહેર ખબર.

ડીસ્ટ્રીક્ટમાં થાણાઓના દફતર તપાસતાં જણાય છે કે, દીવાની કામમાં પ્રતિવાદી રીટન સ્ટેટમેન્ટ રજુ કરે છે, તે ઉપર કોર્ટ ફી લેવામાં આવે છે. આ રીવાજ કોર્ટ ફી એકટની કલમ $\frac{1}{2}$ થી વિરૂદ્ધ જણાય છે, માટે હવેથી તેવી સ્ટેટમેન્ટોની કોર્ટ ફી લેવી નહિ.

તા. ૧૩ જાનેવારી સને ૧૮૯૩.

(સહી) W. SCOTT, COLONEL,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Mulki Circular No. 43.

NOTIFICATION.

**It appears from the inspection of the records of the Thana in the District that the court fee is levied on the written statemen**

given by the defendant in civil suits. This practice is opposed to section 19/3 of the court fees act, so that in future no court fees should be levied on such written statements.

Dated 13th January 1893.

Sd./ W. SCOTT, COLONEL,
Political Superintendent,
Palanpur.

---

સુ. સ. નં. ૪૮.

## સરકયુલર.

થાણાઓમાં દીવાની દરખાસ્તની બજવણી થવા વાદી તરફથી દરખાસ્તો રજુ થાય છે પરંતુ તેની સ્ટેમ્પ ફીનો ૦-૧-૦ વારાહી થાણે લેવામાં આવતો નથી અને તેવી ફી સાંતલપુર થાણે લેવાએલ દફતર તપાસતાં જણાય છે. તેથી એક સરખો નિયમ થાણામાં રહેતો હોય તેમ જણાતું નથી. પરંતુ આવી ફી લેવી કે નહીં તે ખુલાસો થવા અને એક સરખો વહીવટ રહેવા સારૂ સરક્યુલર થવા મતલબની રા. બા. નેટીવ આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની યાદ નંબર ૧૪૪ તા. ૨૪-૧-૯૩ ની આવ્યાથી ફરમાવવામાં આવે છે કે, અહીંની કોર્ટના ફીના સરક્યુલર મુજબ દીવાની હુકમનામાની બજવણીની દરખાસ્તોની અરજીઓ ઉપર એક આનાનો સ્ટેમ્પ જોઇએ માટે તે મુજબ લેવાનો વહીવટ રાખવો.

તા. ૧૭ માર્ચ સને ૧૮૯૩.

( સહી ) ડબલ્યુ. સ્કોટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## ઓફીસ મેમો.

કોર્ટ ફી બદલ પાલણપુર એજન્સી કોર્ટોમાં સ્ટેમ્પ લાગુ કરી તે બાબત વહીવટ રાખવાના ધોરણ બદલ નોટીફીકેશન કાઢવામાં આવેલ તે સંબંધમાં ઉઠેલા સવાલોના ખુલાસા થવા આજમ સાંતલપુર, કાંક્રેજ, દીઓદર, વાવ, થરાદના થાણદારોના રીપોર્ટો અને ઓપીયમ ડીપો તરફથી લખાણ આવતાં તે બાબત રાવ બહાદુર ટ્રેઝરી ઓફીસર સાહેબ તથા રાવ બહાદુર ડી. ડી. આસી. સાહેબનો અભિપ્રાય મેળવી તે બાબત નિચે મુજબ ફરમાવવામાં આવે છે:—

૧. સ્ટેમ્પ મંગાવવાનાં ઇન્ડેન્ટો દરેક થાણેથી જોઇતા સ્ટેમ્પ માટે દર ત્રણ ત્રણ મહિને તેટલી મુદત ચાલે તેના પ્રમાણમાં મોકલવાં. પરંતુ દરમ્યાન સ્ટેમ્પ ખુટી પડે તો બાકી રહેલ મુદત માટે જોઇતા સ્ટેમ્પનું સપ્લીમેન્ટરી ઇન્ડેન્ટથી સ્ટેમ્પ મંગાવવાને હરકત નથી.

૨. થાણામાં સ્ટેમ્પ કારકુનો વેચે છે તેમને કમીશન આપવા મુકાએલ સવાલ સબંધમાં ખાલસામાં સ્ટેમ્પ જારી થયાની શરૂઆતમાં સ્ટેમ્પ વેચનાર કારકુનને કમીશન મળવા રીવાજ હતો. પણ હાલ તે રીવાજ અમલમાં નથી. થાણાઓમાં વેન્ડરો નીમવા મંજુર થયું છે પણ તે બાબતમાં કોઇની માગણી થઇ નથી માટે સેકન્ડ કારકુને સ્ટેમ્પ વેચવા.

૩. સ્ટેમ્પ ઉપર આવતી ત્રણ લીટીઓમાં ખરીદનારનું નામ તારીખ નાંખી વેચનારે સહી કરવી.

૪. દરેક ફી બદલ સ્ટેમ્પ લેવામાં આવે છે ને તે કમીશન ફીના હેડમાં જમે થાય છે તેમાં બીજી રીતે ફેરફાર કરવાની જરૂર નથી.

૫. સ્ટેમ્પ વેચાણની રકમ કોના ચાર્જમાં રાખવી ને કે બુકમાં કઇ તારીખે જમા કરવી, એ સંબંધમાં રીવાઇઝ્ડ ફોર્મના પાને ૪૬ મુજબ તથા જનરલ રીવાઇઝ્ડ રૂલ્સનું પાનું ૧લું અને સેકશન ૨ માં લખ્યા મુજબ તેવી રકમ માટે પરચુરણ આવકનું રજીસ્ટર ઉપયોગમાં લેવું.

૬. કમ્પેરીંગ ફી બદલ સ્ટેમ્પ લેવામાં આવતો, તે વહીવટ મોકુફ કરી કમ્પેરીંગ ફી બદલના રોકડા પઇસા લેવા.

૭. સ્ટેમ્પ રદ કરવા દરેક થાણે પંચ પુરા પાડવામાં આવશે. પરંતુ તે પંચ આવતા સુધી કોર્ટના સીક્કાથી સ્ટેમ્પ રદ થાય તેમ કરવું. પંચ રાવ બહાદુર ડી. ડી. આસી. સાહેબ પુરા પાડશે.

૮. પ્રોસેસ ફી બદલ બીજી કોર્ટથી રોકડી રકમ આવે તેના સ્ટેમ્પ ખરીદી લેવા ને ચોડવા.

૯. પ્રોસેસ ફી આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં અગર બહાર કોઇ પણ તાલુકદાર અથવા સ્ટેટ અને હાઇકોર્ટ સરક્યુલર બુક પાને ૭૮ કલમ ૧૩ ઉપરથી અહીંના નંબર ૨૬ તારીખ માહે સને ૧૮૯૪–૯૫ ના સરક્યુલરમાં જે કોર્ટ ન બતાવી હોય તેને પ્રોસેસ ફી મોકલવાની હોય તો મનીઓર્ડરથી અથવા પોસ્ટેજ ટીકીટોથી મોકલવી.

૧૦. થરાદ ઠાકોરની જમા થરાદ જમૈયા ગામોમાં તથા વાવ થાણાની હકુમત અંદરના કેટલાક ગામો ઉપર લાગે છે. તે રકમ વસુલ કરવા બદલ અમુક ફી લેવામાં આવે છે, તે રકમ બદલ સ્ટેમ્પ નહિ લેતાં રોકડી રકમ લેવી.

૧૧. અરજદાર વીગેરેને પાકીટ પહોંચાડવા બદલના ટાંપાની જે ફી વસુલ લેવામાં આવે તે પ્રોસેસ ફીના હેડમાં જમા કરવી.

૧૨. ઉપરની કલમ ૧૧ માં બતાવેલ ફી બદલના પૈસા રોકડા લેવા.

૧૩. અફીણનું વેચાણ કરનાર લાઇસિન્સ વેન્ડરો સનંદ મળવા દરખાસ્ત કરે, તે બદલની વસુલ થતી ફી રોકડી લેવી.

તારીખ ૧૪ નવેમ્બર સને ૧૮૯૬.

A. WAPSHARE, Major,
આ. પો. સુ. પાલણપુર.

ખબર તથા અમલ થવા રવાને
તરફ તા. ૧૬ નવેમ્બર સને ૧૮૯૬. મુ. પાલણપુર.

પોલી. સુપ્રી. પાલણપુર.

---

## OFFICE MEMO.

A notification was issued pointing out the system to be adopted as much as stamps were introduced in the Agency courts in place of court fees. Some questions were raised with regard to the

said notification, to explain which reports from the Thandars of Santalpur, Kankrej, Deodar, Wao and Tharad and from the opium Depot were invited. Opinions were also invited from Rao Bahadur Treasury Officer and the District Deputy Assistant. On a consideration of the whole matter it is hereby directed as follows :—

(1). Indents for stamps should be sent every three months by every Thana. The quantity of stamps indented for should be such as to suffice for that period. But if before the expiry of the above period the stamps are exhausted this is no bar to a supplementary indent to be sent for the stamps required sufficient to last for the remaining period.

(2). A question was raised to give commission to the clerk who sells the stamps. In the Zilla in the beginning, commission was given to the clerks selling the stamps but that system is not in force now. It has been decided to appoint vendors in Thanas but so for no application has been received. The second Karkun should therefore sell the stamps.

(3). The stamp should bear the name of the purchaser, the date on which it was sold, and the initials of the vendor on the three lines on the face of the stamp.

(4). Stamps are accepted in lieu of Court fees and the same is credited to the Commission fees account. There is no necessity to modify that procedure.

(5). As to who should take charge of the amount realised by sale of stamps and as to when it should be credited in the Day-Book, the register for miscellaneous income should be utilized according to instructions at page 46 of the revised form on that matter and also according to instructions in section (2) and at page (1) of the General revised Rules.

(6). The practice of accepting stamp for comparing fees is abolished and cash should be accepted for it.

(7). The punching instrument will be supplied to every Thana for the cancelling of stamps, but until that instrument is received, the stamp should be considered as cancelled by the seal of the court being impressed on it. The punch shall be supplied by the District Deputy Assistant.

(8). When cash is received from other courts for process-fees, stamps should be bought for the amount received and then fixed on the paper.

(9). When process-fees are to be sent to any court not shown in this office circular No. 26 of 1894–95, which was made in terms of rule 13 at page 74 of the High Court circular, they should be sent either by postal money-order or by postal tickets.

(10). The Tharad Thakore is entitled to Jama from Tharad Jamaya villages and some villages within the jurisdiction of Wao Thana. To recover the same amount, certain fees are levied. This should be accepted in cash and not in Stamps.

(11). The fee which is levied for post sent to the applicant and others should be credited to the process-fee head.

(12). The fees referred to in rule (11) hereof should be recovered in cash.

(13). Fees levied on the Durkhast for obtaining Sanad by the licensed opium vendors should be recovered in cash.

Dated 14th November 1896.

Sd./ A. WAPSHARE, Major,
Acting Political Superintendent,
Palanpur.

---

સ. નં. ૨૬.

## સરક્યુલર.

વકીલ મી. પીતાંબર વજેસી રહેનાર થરાદનાએ પોતાના નામ ઉપર ખરીદી લીધેલ સ્ટેમ્પની ટીકીટો, પોતે તીર ગામના વાઘેલા દાનસીંગજી તથા સરદારસંગના નામની લખેલી અરજી ઉપર ચોડેલી, તે સરક્યુલર વિરૂદ્ધ થયું માટે આજમ દીયોદર થાણદારે સવાલ ઉઠાવેલો તે ઉપરથી ફરમાવવામાં આવે છે કે, વકીલોને તેમણે ખરીદી લીધેલ તમામ જાતના સ્ટેમ્પ પોતાના અસીલ તરફથી ચોડવા પુરેપુરી છુટ આપવી તે દુરસ્ત નથી. પરંતુ પરચુરણ અરજીઓ દરખાસ્તો, વકીલોને મુખત્યારનામાને આધારે અસીલ તરફથી કોઇપણ કોર્ટમાં આપવાની જરૂર પડે તો તેવી અરજીઓ માટે વકીલોએ એક આના, ચાર આના, અને આઠ આનાવાળા સ્ટેમ્પ પોતાના નામ ઉપર ખરીદી લીધેલ ચોડવા. પરંતુ તેવા સ્ટેમ્પ વકીલો પોતાના અસીલના કામે ઉપયોગ કર્યા સિવાય બીજાઓને વેચાણ આપી શકતા નથી.

તા. ૨૨ અકટોબર સને ૧૮૯૭.

(સહી) એફ. એચ. જેક્સન,
પોલી. સુપ્રી. પાલણપુર.

## સરક્યુલર.

જ્યારે નાના અધિકારવાળા તાલુકદારોએ તેમના લખાણુ ઉપર સ્ટેમ્પ ચોડવા અને એજન્સીના અધિકારીઓના લખાણુ નીચે ક્યારે લખાણુ કરવું, તે વિષેનો સવાલ ઉત્પન્ન થયાથી આ ઉપરથી ખુલાસો આપવામાં આવે છે કેઃ—

૧. જ્યારે કોઈ એક નાના અધિકારવાળા તાલુકદારને કંઇ અરજ કરવી હોય તો જ અરજીમાં જે અરજ લખી હોય તે અરજી ઉપર સ્ટેમ્પ ચોડવો, પણ જ્યારે તે તાલુકદારને એજન્સીના અધિકાર તરફથી લખવામાં આવ્યું હોય અને તે લખાણુમાં કંઇ સવાલ પૂછેલો ન હોય તો તેનો જવાબ, એજન્સી અમલદારના લખાણુ નીચે કરવો અને તેના ઉપર સ્ટેમ્પની જરૂર નથી. અથવા ખબર માગી ન હોય અને તાલુકદાર તે હુકમ અથવા તેમાંની કંઇ પણ હકીકત વિષે વાંધો લેવા ઇચ્છિતો હોય તો તે હુકમ નીચે ન લખતાં યોગ્ય સ્ટેમ્પ ચોડીને અરજ કરવી.

તા. ૨૯–૧૦–૯૮.

(સહી) એમ. ટી. લાઇડ, મેજર,
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

સ. બુ. નં. ૩.

## સરક્યુલર.

ફોજદારી કેસમાં રાજીનામું રજુ થાય તેના ઉપર ફીના રૂ. ૦–૮–૦ લેવા એવો અહીંનો સરક્યુલર નંબર ૧૮ તા. ૨૦ માર્ચ સને ૧૮૯૩નો થએલ છે. પરંતુ મહેરબાન કમીશનર સાહેબે સને ૧૮૯૬–૯૭ નું કાંક્રેજ થાણાનું દફતર તપાસ્યું તેની રિમાર્કની કલમ ૩૬માં એવી ફી લેવાનો રીવાજ બંધ કરવા ફરમાવ્યું છે. માટે ફરમાવવામાં આવે છે કે, અહીંનો ઉપર બતાવેલ સરક્યુલર રદ કરવામાં આવે છે કે હવેથી રાજીનામા ઉપર આઠ આના ફી લેવી નહિ.

તા. ૬ નવેમ્બર સને ૧૯૦૧

(સહી) જે. એસ. એશબી,
આ. પોલી. સુપ્રી. પાલણપુર.

---

Circular Book No. 3.

## CIRCULAR.

In accordance with the Agency Circular No. 18 of 20–3–1893 a fee of eight annas is levied on the resignation in criminal cases. As the Commissioner, Northern Division, while inspecting the record of the Kankrej Thana has observed in rule 36 of the remarks column to abolish the practice of levying such fees the said circular is hereby cancelled and henceforth no fees need be levied on resignation in criminal cases.

Sd./ J. S. ASHBY,
Acting Political Superintendent,
Palanpur.

Dated 6th November 1901.

---

One Sha Chhagan Sankla of Nathpura applied in this court on 1-7-1902 for the heirship certificate of the property of Soni Hathi Kastur domiciled in Nathpura. It was entered in the Register being numbered 1 of 1902-03. A copy of the order passed in reply to No. 52 of 1-7-02 of this court in the matter :

× × × × ×

Mulki. R.—outword No. 309.

To,

SAHEB MAHERBAN.

On enquiry in Kathiawar on this matter, it appears that one rupee stamp is required to be affixed on applications for heirship certifiate and process fees are levied if a Durkhast for summoning witnesses is presented.

The same practice should henceforth be followed in our courts also.

Dated 12th July 1902.

Sd/ G. E. HYDES CATES, MAJOR,
Political Superintendent, Palanpur.

---

નાથપુરાના શા. છગન સાંકળાએ નાથપુરામાં આવી રહેલ સોની હાથી કસ્તુરની મિલકતનું વારસા સરર્ટિફીકેટ મેળવવા આ કોર્ટમાં તા. ૧-૭-૦૨ થી અરજ કરેલ તે રજીસ્ટર નં. ૧ સને ૧૯૦૨-૦૩ થી દાખલ થએલ અને તે સંબંધમાં અહીંના નં. ૫૨ તા. ૧-૭-૦૨ થી ખુલાસો પુછાવતાં થએલ હુકમની નકલ.

× × × × ×

**મુ. કા. આ. નં. ૩૦૯.**

## સાહેબ મહેરબાન તરફ.

આ બાબત કાઠીયાવાડમાં તપાસ કરાવતાં ત્યાં વારસાનું સરટીફીકેટ મળવાની અરજી ઉપર એક રૂપિઆનો સ્ટેમ્પ ચોડવામાં આવે છે તથા સાક્ષી દરખાસ્ત રજુ થાય તો તેના ઉપર પ્રોસેસ ફી લેવામાં આવે છે તો આપણે ત્યાં પણ તે મુજબ મહેરબાનીથી અમલ કરાવશો.

તા. ૧૨-૭-૧૯૦૨.

(સહી) **જી. ઇ. હાઇડ-કેટસ, મેજર,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

No. 5737 of 1903.

Palanpur, 2nd October 1903.

NOTIFICATION.

In continuation of this office Vernacular Notification No. 36 dated the 29th October 1898, it is hereby notified that no stamp will

be required on references or applications submitted to the Agency Court by the Jurisdictional Talukdars in this Agency, except for the purpose of setting in motion or appealing against an order of the Agency tribunals.

Sd/ G. E. HYDE CATES, LT. COLONEL,
Potitical Agent, Palanpur.

---

**નં. ૫૭૩–સને ૧૯૦૩.**

પાલણપુર તા. ૨ ઓકટોબર ૧૯૦૩.

## નોટીફીકેશન.

આ ઓફીસના તા. ૨૯–૧૦–૧૮૯૮ ના નંબર ૩૬ ના ગુજરાતી નોટીફીકેશનના અનુસંધાનમાં આથી એવું ફરમાવવામાં આવે છે કે, આ એજન્સીના હકુમતવાળા તાલુકદારો એજન્સીની કોરટોને કોઇ પણ અરજ અથવા રેફરન્સ કરશે તેના ઉપર સ્ટામ્પ લેવામાં આવશે નહિ, પરંતુ તે રેફરન્સ અથવા અરજીનો હેતુ એજન્સીની કોરટોને ગતિમાં મૂકવાનો અથવા તેમની પાસેથી કોઇપણ હુકમ મેળવવા માટેની હશે તો તેના ઉપર સ્ટામ્પ લેવામાં આવશે.

(સહી) જી. ઇ. હાઇડ–કેટસ, લેફ્. કર્નલ,
પોલીટીકલ એજંટ, પાલણપુર.

---

**સ. બુ. નં. ૧.**

## સરકયુલર.

માજી પોલીટીકલ એજંટ મહેરબાન લાઇડ સાહેબે નોટીફીકેશન નંબર ૩૭૩૦, તા. ૧૮–૭–૯૮ ની દરેક નકલે એક આના મુજબ અરજી ઉપર સ્ટેમ્પ ચોડવા કાઢેલી, તે ફેરવી માજી પો. એજંટ મે. એશબી સાહેબે નોટીફીકેશન નંબર ૪૨૧૦ તા. ૭ જુન સને ૧૯૦૧ ની ક્રીમીનલ કેસની અંદર તહોમતદારની માગણી સિવાય બીજાની માગણીમાં દરેક નકલે એક આના મુજબ સ્ટેમ્પ ચોડાવવો અને સીવીલ કેસની અંદર અરજી દીઠ એક આનાનો સ્ટેમ્પ ચોડાવવો એવી કાઢેલી તેના ઉપર દરેકનું ફરી ધ્યાન ખેંચવામાં આવે છે કે, મે. એશબી સાહેબે કાઢેલી નોટીફીકેશન મુજબ અમલ કરતા રહેવું.

તા. ૧૬ જુન, સને ૧૯૦૪.

(સહી) જી. ઇ. હાઇડ–કેટસ,
પોલી. એજંટ, પાલણપુર.

---

Circular Book No. 1.

## CIRCULAR.

In supercession of notification No. 3730 of 18–7–1898 issued by Major Lyde, late Political Agent requiring one anna stamp on

each copy of an application. Major Ashby, the late Political Agent issued another notification No. 4210 of 7-6-1901 requiring that except applications of the accused in criminal cases, every criminal application should bear one anna stamp for each copy and in civil cases one anna stamp on each application.

Attention of all is again invited to the above notification which should be enforced.

Sd./ G. E. HYDE CATES,
Political Agent,
Palanpur.

Dated 16-6-1904.

*Extracts from the Bombay Government Gazette, Part 1, dated 20th September 1906, pages 1209 & 1210.*

## NOTIFICATIONS.

### POLITICAL DEPARTMENT.

*Bombay Castle, 17th September 1906.*

No. 6359.—His Excellency the Governor in Council is pleased to direct that effect shall be given to the following rules in all Political Agencies of the Bombay Presidency :—

1. (*a*). When any person is possessed of impressed Court-fee stamps for which he has no immediate use or which have been spoiled or rendered unfit or useless for the purpose intended, or

(*b*). when any person is possessed of two or more (or in the case of denominations below Rs. 5, 4 or more) Court-fee adhesive lables which have never been detached from each other and for which he has no immediate use, the Political Agent shall, on application, repay to him the value of such stamps or labels in money, deducting one anna in the rupee, upon such person delivering up the same to be cancelled and proving to the Political Agent's satisfaction that they were purchased by him with a *bonafide* intention to use them, that he has paid the full price thereof and that they were so purchased, or in the case of impressed Court-fee stamps so purchased, spoiled or rendered useless, within the period of six months preceding the date on which they are so delivered.

2. When a licensed vendor surrenders his license or dies, the Political Agent may, at his discretion, if he considers that the circumstances justify the application, repay to him or his representatives, as the case may be, the values of stamps and labels not

spoiled or rendered unfit for use, returned into the Political Agent's store, deducting one anna in the rupee; or he may issue stamps and labels of other values in exchange, provided that in the case of adhesive Court-fee labels their value may not be refunded nor stamps and labels of other values issued in exchange unless in cases where the value of each label is not less than Rs. 5 there are at least two such labels which have never been detached from each other; and in cases where the value of each label is less than Rs. 5 unless there are at least four such labels which have never been detached from each other.

*By order of His Excellency the Right Honourable, the Governor in Council,*

S. W. EDGERLEY,

Chief Secretary to Government.

---

મુંબાઇ સરકારી ગેઝીટ ભાગ ૧ તારીખ ૨૦–૯–૦૬ પાના ૧૨૦૯ તથા ૧૨૧૦ માંથી લીધેલો ઇન્તેખાબ.

## જાહેર ખબરો.

### રાજ્ય પ્રકરણી ખાતુ.

કીલ્લે મુંબાઇ તા. ૧૭ મી સપ્ટેંબર સને ૧૯૦૬.

નં. ૬૩૫૯ નામદાર ગવર્નર દર ઇજલ્લાસ ઇન કાઉન્સીલ હુકમથી ફરમાવે છે કે, મુંબાઇ ઇલ્લાકાની તમામ રાજ્ય પ્રકરણી એજન્સીમાં નીચેના ધારાનો અમલ કરવો:—

૧. (અ) સીક્કો મારેલી કોર્ટ ફ્રી સ્ટેમ્પ જેનો તાત્કાળીક ઉપયોગ ન હોય, જે બગડેલી હોય, જે કામ માટે તે વાપરવાની હોય તે કામ માટે તે તદ્દન નિરૂપયોગી હોય તેવી કોર્ટ ફ્રી સ્ટેમ્પ જો કોઇ માણુસ પાસે હોય, અથવા તો,

(બ) બે અથવા તો વધારે (અથવા તો પાંચ રૂપિયા કરતાં ઓછી કિંમતની હોય તેવી ચાર અગર વધારે) કોર્ટ ફી સ્ટેમ્પ જે એક બીજાથી કોઇ દિવસ છુટી પાડવામાં ન આવી હોય અને જેને તેનો તાત્કાલીક ઉપયોગ ન હોય તેવી કોર્ટ ફ્રી સ્ટેમ્પ જો કોઇ માણુસ પાસે હોય તો તેને મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબને અરજી કરવાથી અને તેઓ સાહેબ સંતોષ પામે તેવી રીતે સાબીતી કરી આપે કે તેણે સહહું કોર્ટ ફ્રી સ્ટેમ્પ વાપરવાના શુદ્ધ ઇરાદાથી ખરીદી હતી અને તેણે તેની પુરેપુરી કીમત આપેલી છે અને તેણે તેવીજ રીતે ખરીદ કરેલ છે અથવા તો સીક્કા મારેલી કોર્ટ ફ્રી સ્ટેમ્પ તેવીજ રીતે ખરીદ કરેલી, બગડેલી અથવા નિરૂપયોગી થઇ ગએલી હોય તેવી સ્ટેમ્પો રદ કરવાને વાસ્તે આપે અને તે સ્ટેમ્પ અપાયાની તારીખથી ૬ મહીનાની અંદર ઉપર પ્રમાણે સાબીત કરી આપે તો દર રૂપીયે એક આનો કાપી લઇને સહહું સ્ટેમ્પોની કીમતના રોકડા પૈસા આપશે.

(૨) જ્યારે સ્ટાંપ વેચનારની સણુદ ધરાવનારો માણુસ તેની સણુદ છોડી દે અગર તો ગુજરી જાય તો પોલીટીકલ એજંટ સાહેબ તેની મરજી અનુસાર અરજી વ્યાજબી છે એવી સ્થિતિ તેને જણાય તો તેને અગર તેના વારસને જે સ્ટેમ્પ બગડેલી ન હોય અગર જે નિરૂપયોગી ન થઇ હોય તેવી સ્ટાંપો જો તેઓ સાહેબના સ્ટોરમાં પાછી આપવામાં આવે તો રૂપીએ એક આનો કાપી કીંમત આપશે; અથવા તો તો તેને બદલે બીજી કીંમતની સ્ટેમ્પ તેમને કાઢી આપશે પરંતુ તે એવી શરતે કે કોર્ટ ફી લેબલ હોય તો દરેક લેબલની કીંમત જો પાંચ રૂપીઆ કરતાં ઓછી ન હોય તો ઓછામાં ઓછી એવી બે ટીકીટો એક બીજાથી જુદી પડેલી ન હોય અને જો દરેક લેબલની કીંમત રૂા. ૫ કરતાં ઓછી હોય તો આવી ચાર લેબલો એક બીજાથી જુદી પાડવામાં ન આવી હોય એવી ન હોય તો તેની કીંમત પાછી આપવામાં આવશે નહિ તેમજ તેને બદલે બીજી કીંમતની ટીકીટો કાઢી આપવામાં આવશે નહિ.

નામદાર ગવર્નર સાહેબ દર ઇજલાસ ઇન કાઉન્સીલના હુકમથી.

(સહી) **એસ. ડબલ્યુ. એજરલી,**

સરકારના મુખ્ય સેક્રેટરી.

---

# ફોજદારી બાબતના સરક્યુલરો.

---

### મારવાડના પોલીટીકલ એજંટ સાહેબનો ઇંગ્રેજી કાગળ નંબર ૨૨૯ તા. ૨૭ માર્ચ સને ૧૮૭૪ નો પાલણપુરના પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ ઉપરનો તેનો તરજુમો.

૧. આપે શિરોઇના પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ ઉપર નંબર ૧૧૨ સને ૧૮૭૪ નો કાગળ લખેલ તેની નકલ, આપના નંબર ૧૧૩ તા. ૨૬ ફેબ્રુઆરીના શેરા સાથે આવી હતી. એ બાબતમાં મારે આપને જાહેર કરવાનું કે મારવાડ અને પાલણપુર સંસ્થાનોની પોલીસો ગુન્હેગારની પછાડી લાગેલી હોય ત્યારે તેઓ એક બીજા સંસ્થાનની હદ ઓળંગી જતાં કાંઇપણુ હરકત ન કરવા આપે જે યોજના બતાવી છે, તે યોજના જોધપુરના માહારાજાએ કબુલ કરી છે. પોતાની હદ છોડી બીજા સંસ્થાનની અંદર જાય કે તરત જે સંસ્થનાની હદમાં જાય તેના નજીકના પોલીસ અમલદારને તેના આવ્યાની ખબર આપવી જોઇએ.

૨. અમારા અભિપ્રાયમાં આવે છે કે, આ પ્રમાણે વહીવટ આવતી તા. ૧લીએથી ચલાવવો જોઇએ, અને જો આ બાબતમાં આપનો અભિપ્રાય અમારી સાથે મળતો આવે તો અમે આ બાબત દરબારને, તેમની પોલીસને યોગ્ય હુકમ કરવા લખાણુ કરીશું.

૩. પાલણપુરની હદમાં મારવાડની પોલીસ કોઇ ગુન્હેગારને પકડે, અથવા પાલણપુરની પોલીસ કોઇ ગુન્હેગારને મારવાડની હદમાં પકડે, ત્યારે પકડેલ શખ્સને પોલીસના માણુસોને સોંપી દેવા જોઇએ અને તે પોલીસે એ શખ્સને સરકારી રીતે લખાણુ કરી માગણી કરવામાં આવે ત્યાં સુધી તેને જાપતાથી તેના હવાલામાં રાખવો જોઇએ. જે પોલીસને ગુન્હેગાર સોંપવામાં આવે તે પોલીસ

તેને સારી રીતે જાપતેથી રાખવા બાબત જવાબદાર છે. અને જેના તરફથી તે ગુન્હેગાર સોંપવામાં આવે તે શખ્સને લેનાર અધિકારીએ લખીતવાર પહોંચ આપવી એઇએ.

૪. વળી અમારા અભિપ્રાયમાં આવે છે કે જ્યારે એક સંસ્થાનની પોલીસને એવી ખબર મળે કે બીજા સંસ્થાનની અંદર ગુન્હેગાર છે, ત્યારે તે સંસ્થાનની પોલીસ હદ ઓળંગી બીજા સંસ્થાનમાં જાય અને જે સંસ્થાનની અંદર એ શખ્સ રહેતો હોય ત્યાંની પોલીસવાળાને તે પોલીસવાળા બતાવે અને તે પોલીસવાળા તે સખ્સને પકડે અને તેના જાપતાના વાસ્તે તે જવાબદાર રહે અને એ તહોમતદાર સોંપ્યા બાબતની તે પોલીસ અમલદારને પહોંચ આપે કે જ્યાં સુધી તેને સરકારી રાહે લખાણુ કરી માગવામાં આવે ત્યાં સુધી તેના કબજામાં રહે.

ખરી મતલબ. (સહી) એમ. વાઇ. શોર્ટ.
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

નામદાર મુંબાઈ સરકારનો ઠરાવ નંબર ૭૩૧, તા. ૬-૨-૮૬ નો આવેલ છે, તેમાં લખે છે કે, ખુનના તહોમતવાળાને વકીલની મદદ આપવા ગયે વરસે નામદાર મુંબાઇ સરકાર—જે રૂલ્સ કોલ્હાપુરના રેઝોલ્યુશન નંબર ૪૧૦૦ રાજ્ય બાબત તા. ૩૦ મી જુન સને ૧૮૮૫ નો થએલ તે રૂલ્સનો પેરેગ્રાફ ૬ ઠ્ઠો:—દરેક પોલીટીકલ અમલદારે અમલમાં લાવવો તથા તેનું ખર્ચ બને ત્યાં સુધી જે રાજ્યનો તે તહોમતદાર હોય તે રાજ્ય પાસેથી વસુલ લેવું.

કોલ્હાપુર રાજ્યની કાઉન્સીલ ઓફ એડમીનીસ્ટ્રેશનને બતાવવું જોઇએ કે ખુનના કેસોમાં તહોમતદારને વકીલ આપવો પછી તે પોતે જાતે કરે કે નહિ.

તા. ૧૭ ફેબ્રુઆરી સને ૧૮૮૬. (સહી) સી. વુડહાઉસ,
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

## CIRCULAR.

Para sixth of the rules adopted by the Kolhapur State by their Resolution No. 4100 Political Department of 30–6–1885 regarding the assistance of a pleader being given to the accused in murder cases a reference to which has been made in Government Resolution No. 731 of 6–2–86 just now received.

Every Political officer should enforce this rule and should recover the expenses as far as possible from the state of which the accused is a subject.

It should be pointed out to the council of administration of the Kolhapur state, that a pleader should be given to the accused in murder cases whether he engages a pleader or not.

Dated 17th February 1886.

Sd/ C. WODEHOUSE,
Acting Political Superintendent,
Palanpur.

ફો. સ. નં. ૧૧

## સરક્યુલર.

વડોદરાના મહેરબાન એજંટ ગવર્નર જનરલ સાહેબ બહાદુરનો કાગળ નંબર ૧૦૮૨૨ તા. ૧૨ નવેમ્બર સને ૧૮૮૮ નો આવ્યો તેમાં લખે છે કે બંને તરફના સ્થાનિક અમલદારો વચ્ચે લખાણ ચાલી ફોજદારી કેસોમાં સાક્ષીઓ પરબારે બોલાવવા વડોદરા દરબાર જુની રીત મુજબ કરવા ખુશી નથી કેમકે તેમ કરવાથી એક બીજાને કેવી રીતે લખવું વીગેરે બાબતની અનેક તરેહની અડચણ પડેલી છે એમ લખાઇ આવ્યાથી લખવામાં આવે છે કે ફોજદારી કેસોમાં સાક્ષીઓ મોકલવા બાબત વડોદરા સ્ટેટના સ્થાનિક અમલદારો તરફથી દરખાસ્તો આવે તે જેના તરફથી આવેલ હોય તેને પાછી મોકલવી. અને પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્સીમાં વડોદરા સ્ટેટ તરફથી ફોજદારી કેસોમાં સાક્ષીઓ મંગાવવા હોય તો અમારી ઓફીસના મારફતે કુલ્લ દરખાસ્ત મોકલવી.

તા. ૧૫ ડીસેમ્બર સને ૧૮૮૮.

(સહી) પી. એચ. લીજેટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Circular No. 11.

## CIRCULAR.

The Agent to the Governor General Baroda informs us by his letter No. 10822 of 12-11-1888 that His Highness the King of Baroda is not willing to work according to the old practice by which in criminal cases, the local officers used to write direct to one another for summoning witnesses on either side because some misunder standings arise as to how one officer should address the other. It is therefore directed that the Durkhast for summoning witnesses received direct from the Baroda officers should be returned back to the officer who sent it and that in this Superintendency, if witnesses are required to be summoned from the Baroda State, the Durkhast should always be forwarded through this office.

Dated 15th December 1888.

Sd./ P. H. LEGEYET.
Political Superintendent,
Palanpur.

---

## CIRCULAR.

No. 5930 of 1889.

Judicial Department,

Bombay Castle, 7th November 1889.

Whenever an officer is removed or reduced from an appointment in which he exercises Magisterial powers to any other appointment in which he is not required to exercise Magisterial powers, the case should invariably be reported to Goverment in this Department, in order that the powers conferred on that officer personally and by name may be formally cancelled under Section 41 of the Code of Criminal Procedure, 1882.

2. Similarly, cases should be reported to Government, in which it is necessary, owing to a change of appointment, to reduce Magisterial powers from a higher to a lower class.

Sd/. J. J. HEATEN,

Acting Under Secretary to Government.

No. 7581.

Political Department,

Bombay Castle, 26th November 1889.

Resolution.—Copies of the above Circular should be forwarded to all Political Officers who are not Collectors except the Agent for Sardars in the Deccan, for information and guidance.

Sd/. J. MONTEATH,

Acting Secretary to Government

---

સુ. સ. નં. ૪.

## સરક્યુલર.

જે કેદીઓને જન્મનિકાલ, મોત અગર લાંબી મુદતની ટીપની સજા થાય છે તેવા કેદીઓની પૈસા સંબંધી કેવી સ્થિતિ છે તથા તેની મીલકત વિગેરેની કેવી વ્યવસ્થા કરવામાં આવી છે તે બાબતનો હજુરમાં રીપોર્ટ કરવા અહીંથી સરક્યુલર નંબર ૨ તા. ૧૮ એપ્રીલ સને ૧૮૯૦નો મો-

કલવામાં આવેલ છે, તે સંબંધમાં ફરમાવવામાં આવે છે કે એ હુકમ લખવાનો મતલબ એટલો છે કે એવો પ્રસંગ બને ત્યારે કેદીની મિલકત શી શી કેટલી કિંમતની છે ને તે ક્યાં છે તે તપસીલ લખવી જોઇએ.

તા. ૨૭ માહે જુન સને ૧૮૯૦.

(સહી) ડબલ્યુ. સ્કોટ, કર્નલ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

અખત્યારી તાલુકદારોના અખત્યાર ઉપરાંતના ફોજદારી કેસો જેનો તપાસ તાલુકાના ફોજદાર વિદ્યમાન થાય છે તેવા કેસો તાલુકદાર કે ફોજદાર એકેના ગુન્હા રજીસ્ટરમાં દાખલ થતા નથી. તે ગમે ત્યાંના રજીસ્ટરમાં દાખલ થવાનો બંદોબસ્ત થવાની બાબતમાં ચાલતા તુમારે રાવ બાહાદુર પરસનલ આસીસ્ટંટ સાહેબનું લખાણ નંબર ૩૫૮ તા. ૩ માહે ફેબ્રુઆરી સને ૧૮૯૧ નું આવ્યાથી ફરમાવવામાં આવે છે કે, અખત્યારી તાલુકદારોને જે અખત્યાર મળેલો છે તે અખત્યાર ઉપરાંતની કોગનીઝેબલ ગુન્હાની તજવીજ આજમ તાલુકદારના ચીફ કોન્સ્ટેબલ અખત્યાર તાલુકદારના માણસને સાથે રાખી તજવીજ કરે છે. આવા ગુન્હા અખત્યારી તાલુકદારને દફતરે તેમજ આજમ ચીફ કોન્સ્ટેબલને દફતરે દાખલ થતા નથી અને તેથી તેવા કેસોનો બિલકુલ દાખલો રહેતો નથી તે બરાબર નથી. માટે હવેથી આજમ ચીફ કોન્સ્ટેબલોએ તેવા કેસો તેમના ગુન્હા રજીસ્ટરમાં દાખલ કરવા અને અખત્યારી તાલુકદારોએ તેની નોંધ રાખવી.

તા. ૧૧ માહે ફેબ્રુઆરી સને ૧૮૯૧.

(સહી) જી. આર. ગુડફેલો,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

ફો. સ. નં. ૪.

## સરક્યુલર.

તહોમતદારને કેદ સાથે દંડની સજા કરવામાં આવે છે ત્યારે એક વારંટ સાથે કેદીને જેલ તરફ મોકલવામાં આવે છે, અને બીજું વારંટ દંડ વસુલ કરવા માટે કહાડવામાં આવે છે; તેમ છતાં કેદીનું સજાનું વારંટ જેલર તરફથી અમલ થઇ પાછું આવે ફરી તે વારંટ લગત દંડ વસુલ કરવા લખવાનો આ સુપ્રીન્ટેન્ડેન્સીની કેટલીક કોર્ટોમાં રીવાજ જણાય છે. આ રીવાજ ભુલ ભરેલો છે કેમકે જે વારંટ બજવવાનો દાખલો કોર્ટને દફતરે રહેવા વારંટ કોર્ટમાં રહેવું જોઇએ તે લગત દંડ વસુલ કરવા લખાણ કરવાથી દંડ વસુલ કરવાનું લખાણ બેવડાય છે, અને સજા ભોગવ્યાનો દાખલો દફતરે રહેતો નથી. સબબ ફરમાવવામાં આવે છે કે, આ રીવાજ બંધ પાડવો અને જેલ તરફથી આવેલ વારંટ ફાઇલ કરવું. તા. ૨૬ જાનેવારી સને ૧૮૯૨.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

મુ. સ. નં. ૧.

## સરકયુલર.

સિવીલ સર્વીસ રેગ્યુલેશન્સની પ્રથમ આવૃતિની કલમ ૧૨૪૪ અને ૧૨૪૫ મુજબ આ સુપ્રીન્ટેન્ડેન્સીની સર્વે કોર્ટોમાં ફોજદારી કામો ચાલતાં હોય તેમાં હરકોઇ સરકારી નોકરને પોતાની જાણમાં આવેલી હરકોઇ બીનાની અથવા પોતાના ઓદ્ધાની રૂઇએ નિસ્બત ધરાવનારી હરકોઈ બાબાબત જેમાં તેને કામ પડ્યું હોય તેની સાક્ષી આપવા સમન્સથી બોલાવેલ હોય તો તે સરકારી નોકરને કોર્ટના ધારા મુજબ ભથ્થુ અથવા મુસાફરી ખરચ આપવું. તા. ૧૬ માહે માર્ચ સને ૧૮૯૨.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Mulki Circular No. 1.

## CIRCULAR.

"In the event of the Government servants summoned as witnesses in criminal cases in the courts of this Superintendency to give evidence about matter within their knowledge or in connection with matter which is within their knowledge owing to the office they hold they should be given travelling allowance and Bhatha according to Articles 1244 and 1245 of the Civil Service Regulations First edition.

Sd/. W. SCOTT,
16-3-1892. Political Superintendent,
Palanpur.

---

ફો. સ. નં. ૮.

## સરકયુલર.

શિક્ષા થએલા એટલે પાકા કામના કેદીઓને સજા પૂરી થઇ તે દિવસે કયે વખતે છોડી મુકવા તેને સારૂ આ સુપ્રીન્ટેન્ડેન્ટસીમાં એકે નિયમ નથી માટે આ ઉપરથી સરકયુલર કરી આજમ થાણદારોને ફરમાવવામાં આવે છે કે જે કેદીની શિક્ષા જે દિવસે પૂરી થતી હોય તે દિવસે તેને હાલ સાંજરે છોડવાનો રીવાજ છે તે બંધ કરી સવારમાં આઠ વાગે છોડી મૂકવાનો રીવાજ રાખવો. તા. ૨૯ સપ્ટેમ્બર સને ૧૮૯૨.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૧૯૧, અ, બ પ્રમાણે અખત્યાર વારાહી થાણે, અને અ, બ ને ક પ્રમાણે અખત્યાર આ સુપ્રીન્ટેન્ડેન્સીના બીજા બધા થાણે આજમ થાણદારો હાલ ચલાવે છે. પરંતુ તે પ્રમાણે અખત્યાર આપ્યાનો દાખલો મળી આવતો નથી, એવું રાવ બાહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબનું લખાણ નંબર ૧૩૦૪, તા. ૭-૨-૯૩ નું આવતાં, ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ તરીકે ક્રી. પ્રો. કોડ કલમના શીડ્યુલ ૪ પ્રમાણે અખત્યાર ચલાવતાં અમે આ સુપ્રીન્ટેન્ડેન્સીના ૭ એ થાણદારોને ક્રી. પ્રો. કોડની કલમ ૧૯૧ અ, બ પ્રમાણે ફરિયાદો સાંભળવા અખત્યાર આપીએ છીએ.

આજમ થાણદારોએ જાણવું જોઇએ કે આ સરક્યુલરથી તેમને મળેલ અખત્યાર સિવાય ક્રી. પ્રો. કોડ કલમ ૧૯૧ ક પ્રમાણેનો અખત્યાર ખાસ રીતે આપવામાં ન આવે તો તેમણે ચલાવવાનો નથી. તા. ૨૧ ફેબ્રુઆરી સને ૧૮૯૩.

(સહી) ડબલ્યુ. સ્કોટ, કર્નલ.
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## CIRCULAR.

Uptill now the Varahi Thandar has been invested with powers under clauses (a) and (b) and all other Thandars in the suprintendency with powers under clauses (A) (b) and (c) of section 191 of the Criminal Procedure Code.

But Rao Bahadur Native Assistant has brought to our notice by his No. 1304 of 7-2-1893 the fact that it cannot be traced when they were invested with the above powers. In exercise of powers given to the District Magistrate by schedule IV of the Criminal Procedure Code, all the six Thandars of this Superintendency are empowered to hear complaints under clauses (a) and (b) section 191 of the Criminal Procedure Code.

Let the Thandars know that they are not to exercise powers under clause (c) of section 191 of the Criminal Procedure Code, unless they are specially empowered under that clause.

Dated 21th February 1893.

Sd./ W. SCOTT, Colonel,
Political Superintendent, Palanpur.

---

## સરક્યુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીના થાણાઓમાં બે માસ સુધીની સજા થયેલ કેદીઓને થાણા લોક અપ્સમાં રાખવા હાલ રીવાજ જણાય છે. આજમ થાણદારોને પહેલાં થર્ડ ક્લાસનો અખ્તાર હતો તે હાલ તેવો સેકન્ડ ક્લાસ માજીસ્ટ્રેટનો ભોગવે છે અને તેથી હાલ થાણાઓમાં કેદીની સંખ્યા વિશેષ છે અને કેટલેક થાણે તો સંખ્યા એટલી વધેલી છે કે તેમને થાણામાં રાખવાની હાલની ગોઠવણ ભાગ્યેજ પુરી પડે. થાણા લોક અપ્સમાં કેદીની મ્હોટી સંખ્યા રહે તે જેમ એક તરફ જોખમ ભરેલું છે તેમ સખ્ત મજુરીના કેદીઓને મજુરીનું સાધન જોઇએ તેવું ન મળે તે બરાબર નથી. સબબ ફરમાવવામાં આવે છે કે થાણાઓમાં એક માસ અગર તેથી કમતી સજાવાળા કેદીને રાખવા. અને કેદી પાર્ટી થાણેથી રવાને થવાની હોય તે તારીખથી જે કેદીને એક માસ ઉપરાંત સજા ભોગવવાની હોય તેને પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્સી જેલમાં મોકલી દેવા.

હાલ જે કેદીઓ થાણામાં છે તેમાંથી જેમને એક માસથી વધારે મુદતની સજા કેદી પાર્ટી રવાને થયાની તારીખથી ભોગવવાની છે તેમને કેદી પાર્ટી સાથે પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્સી જેલમાં મોકલી દેવા. તા. ૮ માર્ચ સને ૧૮૭૩.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

માજીસ્ટ્રેટો તરફથી આજમ ચીફ કોન્સટેબલો તરફ દંડ વસુલ કરવા વારંટો મોકલવામાં આવે છે ત્યારે વસુલ કરવામાં આવેલા પૈસા ક્યાં અને કેવી રીતે જમા કરાવવા તેનો એક સરખો વહીવટ રહેલો હોય એવું જણાતું નથી. માટે હવેથી જ્યારે એક થાણા અગર તાલુકા માજીસ્ટ્રેટ તરફથી તેવું વારંટ આવે અને તે પૈસા બીજે થાણે આજમ ચીફ કોન્સ્ટેબલો તરફથી વસુલ કરવામાં આવે તો તે પૈસા તેજ થાણાની ત્રીજોરીમાં જમે કરાવી દેવા અને તે પ્રમાણે વસુલ થયાની ખબર જે અધિકારી તરફનું વારંટ હોય તે અધિકારીને તુરત આપવી અને જો કેદી કેદમાં હોય ને દંડ વસુલ થવાને લીધે કેદ ભોગવવાની હોય કે ભોગવતો હોય તો તેજ વખતે જે જેલમાં તે કેદમાં હોય તેના ઉપરીને તે દંડ વસુલ થયાની ખબર આપ્યાથી દંડ કરનાર અધિકારી પોતાના દંડના રજીસ્ટરમાં દંડ વસુલ થયા સંબંધનો શેરો મારી લેશે. તા. ૨૨ એપ્રીલ સને ૧૮૭૩.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
પોલી. સુપ્રી. પાલણપુર

---

## CIRCULAR.

When warrants for recovering fine are sent by the magistrates to the chief constables, there does not appear a uniform system as to where and how the amount so recovered is to be credited. So that in future whenever such a warrant is received either from the Thana

or the Taluka Magistrate and if the fine is recovered by a chief constable in another Thana, the amount so recovered should be credited in the latter Thana and information to the effect should be immediately sent to the Magistrate who issued the warrant, and if the prisoner be in Jail or if he has to undergo imprisonment in default of fine or if he be actually undergoing such imprisonment, information as to the fine being recovered should be given to the Head of the Jail in which the prisoner is undergoing imprisonment and so the officer who sentenced the prisoner to fine will make an endorsement in the fine register that the fine is recovered.

Dated 22nd April 1893. Sd./ W. SCOTT,
Political Superintendent, Palanpur.

## NOTIFICATION OF THE GOVERNMENT OF INDIA.

No. 1431 I., dated the 27th April, 1893.

Whereas a capital sentence is occasionally passed by a B ish Court exercising, in or with respect to territory beyond the limit British India jurisdiction, which the Governor General in Counci has in such territory.

And whereas there may be in such territory no secure place for the confinement of a prisoner under sentence of death or no suitable appliances for his execution in a decent and humane manner.

In exercise of the powers conferred by sections 4 and 5 of the Foreign Jurisdiction and Extradition Act (XXI of 1877) and of all other powers enabling him in this behalf, the Governor General in Council is pleased to direct as follows:—

1. When any person is sentenced to death by a British Court in the exercise of such jurisdiction as is referred to in the 1st paragraph of the preamble, to this Notification and in the opinion of the Court, such sentence should for any such reason as is referred to in the 2nd paragraph of the said preamble be executed in British India, the Court shall issue its warrant, for such execution to the Superintendent or keeper of a jail in British India, and shall in such warrant prescribe, as nearly as may be, the place in British India where such Superintendent or keeper is to cause the execution to be carried out.

2. The jail in British India to which the Court may send its warrant under the provisions of this Notification shall be such as the Governor General in Council or a local Government authorized by him in this behalf may, by general or special order direct.

3. Every warrant for the execution of a sentence of death to be issued by a Court under the provisions of this Notification shall be in the form set forth in the schedule hereto annexed.

× × × ×

---

## સરક્યુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં આજમ ચીફ કોન્સટેબલોની નીમણુંકો હવે સારા પાયા ઉપર થઈ છે. માટે કોઇ સ્પેશીયલ અગર અગત્યના કામ સિવાય ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૧૭૪ પ્રમાણે ઈન્કવેસ્ટ ભરવાનું કામ તે અમલદારો તરફથી થાય તો કાંઇ વાંધા ભરેલું નથી. સબબ સરક્યુલર કરવામાં આવે છે કે, તેવા સ્પેશીયલ કામમાં માજીસ્ટ્રેટને જુદી તજવીજ કરવાનું જણાય તે સિવાયના કામોમાં સદહું કલમ ૧૭૪ પ્રમાણે તપાસનું કામ પોલીસ ઓફિસરો તરફથી થવું જોઇએ.

તા. ૧૧ માહે જુલાઇ સને ૧૮૯૩.

( સહી ) ડબલ્યુ. સ્કોટ, કર્નલ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Criminal Circular No. 5.

## CIRCULAR.

In this Superintendency the appointments of Chief constables have now been made by good selection. Therefore excepting some special or important cases there would be no objection to their holding inquest under section 174 of the Criminal Procedure Code. This circular is therefore issued that in all cases excepting those in which the Magistrate thinks fit to institute a special enquiry the work of holding an inquest required by section 174 of the Criminal Procedure Code should be done by the Police Officers.

Dated 11th July 1898.

Sd./ W. SCOTT, COLONEL,
Political Superintendent, Palanpur.

સ. બુ. નં. ૪૦.

## સરક્યુલર.

સજા ભોગવતા કેદીને પ્રીઝનર ટેસ્ટીમની એકટને અનુસરી કોઈ ઈન્સાફની કોર્ટથી સાક્ષીમાં બોલાવવામાં આવે ત્યારે ખર્ચની રકમ માગણી સાથે મોકલવી જોઈએ. તે સિવાય કેદીને સાક્ષી માટે મોકલવા હુકમ કરવામાં આવશે નહિ.

તા. ૧ સપ્ટેમ્બર સને ૧૮૯૩. (સહી) ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

સ. નં. ૪૩.

## સરક્યુલર.

ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૩૮૬ ને અનુસરી કહાડેલ દંડનાં વારંટો આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં થાણા અને સ્ટેટોમાં અરસપરસ બજવવા વહીવટ છે, તે માટે સ્ટેટો તરફથી કેટલીક વખત યાદથી અને કેટલીક વખત જેલર ઉપર કહાડેલ વારંટ લગત લખવામાં આવે છે. આ રીવાજ ક્રી. પ્રોસીજર કોડ કલમ ૩૮૬ થી વિરૂદ્ધ હોતાં ફરમાવવામાં આવે છે કે, હવેથી સ્ટેટ યા:થાણા તરફથી દંડ વસુલ કરવાનું વારંટ તે હદના ચીફ કોન્સ્ટેબલના નામનું કહાડવું અને તે કલમ ૩૮૭ પ્રમાણે બજવવાની જરૂર પડે ત્યારે વારંટ તે અમારા શેરાથી જવા અમારી તરફ લખાઈ આવવું જોઈએ.

તા. ૭–૯–૧૮૯૩. (સહી) ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

સ. નં. ૩૮.

## સરક્યુલર.

નોન–કોગ્નીઝેબલ ગુન્હાની ફરિયાદ કાયદેસર જે કોર્ટ સાંભળી શકતી હોય તે કોર્ટમાં કરવી જોઈએ. જે પોલીસને તે બાબત જાહેરાત મળે તો ક્રી. પો. કોડ કલમ ૧૫૫ મુજબ યોગ્ય અખત્યારવાળા માજીસ્ટ્રેટ પાસે ફરિયાદ કરવા તેને સમજુત કરવી જોઈએ; તેમજ બીજા કોઈ માજીસ્ટ્રેટને તેવી ફરિયાદ થાય તો ક્રી. પો. કોડ કલમ ૨૦૧ મુજબ અખત્યારવાળી કોર્ટને ફરિયાદ કરવા પાછી આપવી જોઈએ.

આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં પોલીસ સ્થાપન થતાં થાણાઓ હેડકવાર્ટરથી ઘણાં દુર અને બધાં થાણદારોને થર્ડ કલાસ માજીસ્ટ્રેટનો તે વખતે પાવર હોવાથી નોન–કોગ્નીઝેબલ ગુન્હાની ફરિયાદ કરવા લોકો હેડકવાર્ટર સુધી નહીં આવે અને તેમને તકલીફ થશે એવા હેતુથી તા. ૧૯–૧૨–૮૪ નો સરકયુલર કરવામાં આવેલ કે નોન–કોગ્નીઝેબલ ગુન્હાની ફરિયાદો આજમ થાણદારોએ લઈ આરોપીત ઉપરનું વારંટ કહાડી ચીફ કોન્સ્ટેબલ તરફ મોકલવું; એટલે તેઓ તપાસ કરી પુરાવો થતો હશે તો અખત્યારવાળી કોર્ટ તરફ કેસ કમીટ કરશે. આ પ્રોસીજર કાયદેસર નથી, અને ત્યાર બાદ બધા થાણદારોને સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટનો પાવર આપેલો છે અને રા. બા. નેટીવ આસીસ્ટંટ પણ વરસનો મ્હોટો ભાગ તાલુકામાં રહે છે. સબબ તા. ૧૯–૧૨–૮૪ નો સરક્યુલર રદ કરવામાં આવે છે.

તા. ૭–૯–૯૩. (સહી) ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

સ. નં. ૧૩.

## સરક્યુલર.

અહીંના સરક્યુલર નં. ૧૦ તા. ૨૧ જાનેવારી સને ૧૮૯૧માં આરોપીતની કબુલત તરીકે જુબાની કેસ કમીટ થતા પહેલાં થાય અને માજીસ્ટ્રેટ તે ગુન્હાનો પોતે તપાસ કરવાના હોય તો કેદીને કોર્ટનો ગણી લઇ ક્રી. પ્રો. કોડ કલમ ૩૬૪ મુજબ આરોપીતની જુબાની નીચે સર્ટીફીકેટ લખવા ફરમાવેલું છે, તે રદ કરી ફરમાવવામાં આવે છે કે, હવે પછી આરોપીતની જુબાની જે કોર્ટ ચોકસી શરૂ થતાં પહેલાં લે, પછી તે કોર્ટ તેનો ઇન્સાફ કરી શકતી હોય કે બીજી કોર્ટ ઇન્સાફ કરે તોપણ સર્ટીફીકેટ ક્રી. પ્રો. કોડ કલમ ૧૬૪ અને ૩૬૪ અનુસરીને લખવું જોઇએ.

તા. ૨૫-૯-૯૪.

(સહી) જી. ઇ. હાઇડ-કેટસ,
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

Circular No. 13.

## CIRCULAR.

This office circular No. 10 of 21-1-1891 required that if the accused gives confession before the case is committed and if the Magistrate before whom such confession is given is seized of the case, he was to treat the accused as in court and was to record a certificate below the confession of the accused according to section 364 of the Criminal Procedure Code. In supercession of the above circular it is hereby directed that henceforth if any court examines the accused before investigation begins, it should record a certificate in accordance with sections 164 and 364 of the Criminal Procedure, irrespective of the fact whether case is triable by that court or by any other court.

Dated 25-9-1894.

Sd/ G. E. HYDE-CATES,
Acting Political Superintendent, Palanpur.

---

સ. નં. ૨૨.

## સરક્યુલર.

કોઇપણ આરોપીતની કનફેશન ક્રી. પ્રો. કોડ કલમ ૧૬૪ પ્રમાણે તજવીજ કરનાર માજીસ્ટ્રેટ સિવાય બીજો માજીસ્ટ્રેટ લે ત્યારે તેણે સદહું કનફેશન તે કલમ મુજબ તપાસ કરનાર માજીસ્ટ્રેટ તરફ મોકલવી જોઇએ. એટલા માટે કે તેનો ઉપયોગ તપાસ કરનાર માજીસ્ટ્રેટ કાયદેસર કરી શકે. આ બાબત વડોદરા રાજ્ય સાથે લખાણ ચાલતાં તે મુજબ અરસપરસ લખાણ રાખવા મહેરબાન

No. 3746 of 1901.

Palanpur, 21st May 1901.

MEMO :—

In continuation of this office No. 3745 dated 21st Instant, the Assistant Political Superintendent's notice is particularly invited to para 4 of Her Majesty's Secretary of State for India despatch No. 8-17 dated the 15th December 1898. No case should be entertained either civilly or Politically against Talukdars either paying tribute or administrative charges for debt without his first having applied for the sanction and the certificate of the Political Superintendent. In applying for such sanction and certificate he should forward the papers in the case and his reasons for considering that the case should not be immediately rejected under the present orders.

The sanction and certificate of the Political Superintendent should only be applied for under special circumstances such as (a) the debt being incurred bona-fide for the benefit of the estate on any other special account such as famine, marriage and death expenses. In no case should any claims for money supplied for the private expenditure of the tribute and administrative charges paying land holders be forwarded for sanction.

Sd/. J. S. ASHBY, MAJOR,

Ag. Political Superintendent, Palanpur.

---

No. 3839 of 1901.

Palanpur 25th May 1901.

NOTIFICATION.

Vernacular Nos. 33 and 15 dated 14-4-1891 and 1-7-92 respectively.

In continuation of this Office Notifications noted in the margin it is hereby again notified that as the Chiefs and Talukdars paying either tribute or administrative charges have only a life interest in their estates they cannot charge them with debts beyond their own lives. The principle therefore that no debts incurred by the predecessor of a ruling Chief or Talukdar (including Sub-sharers) paying either tribute or administative charges without his concurrence or subseqnent recognition or

without the written consent of the Political Superintendent should be recognised, is to be strictly observed. No Court of the Superintendency should therefore entertain a monetary claim against such Chief or Talukdar without a previous reference to the Political Superintendent for orders.

Sd./ J. S. ASHBY, MAJOR,
Acting Political Superintendent,
Palanpur.

---

**એ. મુ. જા. નં. ૨૬૨.**

**જાહેર ખબર.**

નં. ૩૮૩૯, સને ૧૯૦૧.

પાલણપુર તા. ૨૫ મી મે સને ૧૯૦૧.

ગુજરાતી જાહેર ખબરો નં ૬૩ અને ૧૫, તા. ૧૪–૪–૧૮૯૧ અને તા. ૧–૭–૧૮૯૨ની મુજબ.

આ ઓફિસની હાંશીયામાં બતાવેલ જાહેર ખબરોના અનુસંધાનમાં ફરીથી જણાવવામાં આવે છે કે પેસકશી અથવા એડમીનીસ્ટ્રેટીવ ખર્ચ આપનાર રાજાઓ અને તાલુકદારોનું તેમની જાગીરમાં જીંદગી પર્યંતનું હીત હોવાથી પોતાની જીંદગી દરમીઆન તે રાજ્ય કે તાલુકા ઉપર દેવું કરી શકે નહિ. તેટલા માટે ધોરણ એ છે કે પેસકશી અથવા એડમીનીસ્ટ્રેટીવ ખર્ચ આપનાર રાજ્યકર્તા રાજાની અથવા અખત્યારી તાલુકદાર ( પેટા ભાગદાર સુદ્ધાંત ) ના આગળના મર્હુમ રાજા અથવા તાલુકદારે સદહુ રાજ્યકર્તા રાજા અથવા તાલુકદારે સંમતી આપી ન હોય અથવા પાછળથી તે મંજુર કર્યું ન હોય તો અથવા પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની લખીતવાર મંજુરી મેળવી ન હોય તો તેવું કરજ કબુલ કરવામાં નહીં આવે. આ રીતે અમલમાં લાવવું. તેથી કરીને આ સુપ્રીન્ટેન્ડેન્સીમાંની કોઇ પણ કોર્ટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબનો અગાઉથી હુકમ મેળવ્યા સિવાય આવા રાજા અથવા તાલુકદાર વિરૂદ્ધના પૈસા સંબંધી દાવા દાખલ કરવા નહિ.

( સહી ) **જે. એસ. એશબી,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

No. 4489 of 1901.

Camp Balaram 18th June 1901.

NOTIFICATION.

With reference to this Office Circular No. 31 of the 4th October 1898 the undersigned sees no objection to the execution of decrees by the subordinate courts of this Superintendency against the Talukdars &c., without a previous reference being made to this office as there in dire rovided that,

(a). The decrees against the Chiefs & Talukdars &c., are not given in respect of transaction completed between the parties concerned subsequent to the date of the issue of Government orders viz., 12th August 1891 particular attention being paid to this Office vernacular notifications Nos. 33 D/. 14th September 1891 and No. 15 D/. 1st July 1892.

(b). That the debt is not incurred by the predecessor of a ruling Chief or Jurisdictional Talukdar (including sub-sharer) paying either Tribute or administrative charges without his concurrence or subsequent recognition or without the written consent of the Political Superintendent vide this office Notification No. 3839 of the 25th May 1901.

(c). That before the execution is allowed the Government administrative & all other bona-fide charges on the estate of the Judgment debtor, the maintenance expenses of the judgment debtor and the members of his family should be deducted.

(d). That all doubtful cases be referred to the Political Superintendent for orders.

Sd/. J. S. ASHBY, MAJOR,
Acting Political Superintendent,
Palanpur.

---

નં. ૪૪૮૯.

તા. ૧૮ જુન સને ૧૯૦૧.

## જાહેર ખબર.

આ ઓફીસના સરક્યુલર નંબર ૩૧ તા. ૪–૧૦–૯૮ના સંબંધમાં જણાવવામાં આવે છે કે, આ સુપ્રીન્ટેન્ડેન્સી તાબાની નીચલી કોર્ટોએ તાલુકદારો વિગેરે ઉપર, ઉપર બતાવેલ સરક્યુલરમાં ફરમાવ્યા મુજબ અમારી પ્રથમ મંજુરી લીધા સિવાય બજવણી કરવાનો હુકમ કરવાને અમો હરકત જોતા નથી પરંતુ નીચે લખેલી હકીકત બાબતમાં બજવણીનો હુકમ કરવો નહિ એટલે કે:—

**અ.** નામદાર સરકારના તા. ૧૨ અગસ્ટ સને ૧૮૯૧ના હુકમ પછી જે લેણદેણ લાગતા વળગતા પક્ષકારો દરમીઆન થઈ હોય તો તે સંબંધીના હુકમનામાની બજવણી રાજાઓ તથા તાલુકદારો વિગેરે ઉપર કરવી નહિ. આ સંબંધમાં અહીંની ગુજરાતી જાહેરખબર નંબર ૩૩ તા. ૧૪–૯–૯૧ અને નંબર ૧૫ તા. ૧–૭–૯૨ ઉપર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

ब. પેસકશી અથવા એડમીનીસ્ટ્રેટીવ ખરચ આપનારા રાજાઓ અને અખત્યારી તાલુકદારો ( તેમના પેટા ભાગદાર સુદ્ધાંત ) ના આગળના મરહુમ રાજા અથવા તાલુકદારે કરેલ કરજ સદરહુ રાજ્ય કર્તા રાજા અથવા તાલુકદારોએ સંમતી આપી નહીં હોય અથવા પાછળથી તે મંજુર કર્યું ન હોય તો, અથવા પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની લેખીતવાર મંજુરી મેળવી ન હોય તો તેવું કરજ કબુલ કરવું નહિ. જુઓ અહીંની જાહેર ખબર નંબર ૩૮૩૯ તા. ૨૫-૫-૧૯૦૧.

फ. હુકમનામાની બજવણી કર્યા પહેલાં સરકારી લહેણું તથા એડમીનીસ્ટ્રેટીવ ખર્ચ અને હુકમનામાના દેણદારની જાગીર ઉપરનું તમામ બીજું "બોના ફાઇડી" જે ખર્ચ હોય તે તથા હુકમનામાના દેણદારની તથા તેમના કુટુંબના માણસોના ગુજરાનની રકમ, આ તમામ કાપી લઇ બાકી ઉપર બજવણી કરવી.

ड. જે શંકાવાળાં કામ હોય તેમાં મહેરબાન પો. સુ. સાહેબ બાહાદુરનો હુકમ મેળવવો.

( સહી ) **જે. એસ. એશબી, મેજર,**

તા. ૪ જુલાઇ સને ૧૯૦૧.

એક. પો. સુપ્રી. પાલણપુર.

---

No. 7436 of 1901.

Palanpur 28th September 1901.

NOTIFICATION.

In order to clear doubts it is hereby notified that persons who lent money to the Talukdars and Bhagdars to assist their cultivators or for providing relief work or for otherwise meeting the demands during the late famine of Samvat 1956 and also during this year for purchasing bullock and seed through the mediation of the Superintendency under this office notifications noted in the margin will be assisted by the Superintendency Officers in recovering their dues executively and they need not have recourse to Civil Courts provided that the names of the parties to the loan and all needful particulars are recorded by the parties in the presence of the Political Superintendent, his Assistant, Deputy Assistants, or the Thandars.

[Margin: No. 3738 & No. 3070, dated 19/22-8-99 and 27-4-07 respectively.]

Such debts will also take precedence over all other debts and will not be subject to the operation of the Encumbered Estates Rules.

Sd./ J. S. ASHBY, MAJOR,
Acting Political Superintendent,
Palanpur.

---

**નં. ૭૪૩૬ સને ૧૯૦૧.**

## નોટીફીકેશન.

સઘળા સંશય દુર કરવા માટે આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે, જે લોકોએ તાલુકદારોને અને ભાગદારોને તેમના ખેડુતોને મદદ કરવા માટે અગર રીલીફ કામ કરવાને અગર સંવત ૧૯૫૬ ના દુકાળમાં બીજા ખર્ચ માટે પૈસા ધીરેલા છે અને વળી ચાલુ સાલમાં બળદ અને બીજવારો ખરીદવા આ સુપ્રીનટેન્ડેન્સીના મધ્યસ્થપણાથી માર્ગ્રીને બતાવેલ આ ઓફીસના નોટીફીકેશનના આધારે પૈસા ધીરેલા છે તે સઘળા લોકોને તેમનું લેણુ સત્તાની રૂએ પાછુ અપાવવા માટે સુપ્રીનટેન્ડેન્સીના ઓફીસરો મદદ કરશે અને તેમને સીવીલ કોર્ટોમાં દાવો બાંધવાની જરૂર રહેશે નહી. ફક્ત એટલુંજ કે જેમને પૈસા ધીરેલા છે, તેમનાં નામ અને બીજી અગત્યની નોંધ પોલીટીકલ આસીસ્ટંટ, ડેપ્યુટી આસીસ્ટંટો અથવા થાણદારોની નોંધેલી હોવી જોઇએ.

નં. ૩૮૩૮ અને ૩૦૭૦ તા. ૧૯/૨૨–૮–૯૯ તથા તા. ૨૭–૪–૦૧.

આવાં કરજ બીજા કરતાં પેહેલાં પતાવવામાં આવશે અને એનકંમબર્ડ એસ્ટેટસ રૂલ્સ તેને લાગુ કરવામાં નહી આવે.

તા. ૨૮–૯–૧૯૦૧, ઇ.

મુ. પાલણપુર.

**જે. એસ. એશબી, મેજર,**

પોલીટીકલ એજંટ, પાલણપુર.

---

## NOTIFICATION.

No. 5186 of 1904.

Palanpur 12th September 1904.

In continuation of this office Notifications quoted in the margin, it is hereby notified that money lent by merchants &c. to Talukdars under the Thana Circles in this Agency or their cultivators to assist them in purchasing bullocks or seed this season will have precedence next to the amounts advanced under the above mentioned notifications. All conditions mentioned in this Office notifications No. 3838 of the 19th/22nd August 1899 will apply to the transactions made under this notification. The interest on the loans advanced will not be allowed at more than 6 percent per annum.

No. 3838 dated 19th 22nd August 1899.
No. 3970 dated 27th April 1901.

Sd./ H. D. MEREWETHER, Major,

Political Agent, Palanpur.

# Extradition Rules.

## તહોમતદારોને એક બીજા સ્વસ્થાનોને સોંપવા બાબતના સરક્યુલર અને ઠરાવો.

No. 5235.

Political Department,
Bombay Castle, 22nd August 1873.

Letter from the Resident at Baroda No. 128–648/ dated 18th July 1873. Submitting a Memorandum of an attempt to meet the want of authoritative direction in the variety of extraditional cases which arise between Baroda and neighbouring States &c; suggesting that a precis of the Government orders on such cases be drawn up for the information and guidance of all the neighbouring British authorities.

Resolution:—The principal alteration of the former Law of Extradition effected by Act XI of 1872 is that in the event of a person charged with commiting a crime in a Native State escaping into British territory, the duty of determining whether there is a prima facie case against him is placed on the Political Agent, attached to the Native State in which the crime has been committed, instead of on the British Magistrate before whom the accused is brought. The Political Agent is empowered to issue a warrant for the apprehension of the accused, and the British Magistrate within whose jurisdiction the accused is found has nothing to do but to execute the Political Agent's warrant.

2. This principle may be very advantageously introduced into the procedure which regulates the surrender of criminals between the Native States under this Government. As a general rule, the Political Agent attached to the State where the offence is committed can examine the case more satisfactorily, and with less inconvenience to the witnesses, than the Political Agent attached to the possibly distant State into which the accused may have taken refuge.

3. According to the present procedure, a State requiring a surrender from another State has, through its own Political Agent, to submit a prima facie case which shall satisfy the Political Agent of the other State, and the other State itself. It should now be laid

down that it will be sufficient for the Political Agent of the State where the offence has been committed to certify that a prima facie case has been made out and it will be the duty of the Political Agent of the State in which the accused has taken refuge to cause the accused to be apprehended through the Native State, and surrender without any inquiry, either on the part of himself or the Native State, into the merits of the case.

4. (Cancelled).

(Sd). C. GONNE,
Secretary to Government.

---

નંબર ૫૨૩૫.

## રાજ્ય પ્રકરણી ખાતું.

કિલ્લે મુંબાઇ તા. ૨૨ આગસ્ટ સને ૧૮૭૩.

વડોદરાના રેસીડેન્ટ સાહેબનો કાગળ નંબર ૧૨૮, ૬૪૮ તા. ૧૮ જુલાઇ સને ૧૮૭૩ નો તેમાં વડોદરા અને પડોશના સ્વસ્થાનો વચ્ચે તહોમતદારો સોંપવા બાબતના જુદા જુદા કામોની સત્તાની રૂએ ઠરાવ સંબંધીની ખામી પુરી પાડવાના યત્ન તરીકે એક યાદ મોકલી સુચના કરે છે કે, પડોશના તમામ બ્રિટિશ અધિકારીઓની માહીતી માટે તથા તે પ્રમાણે અમલ કરવા માટે એવાં કામો ઉપરના સરકારના હુકમનું ટાંચણ ઘડી કાઢવું જોઇએ.

**ઠરાવ**—તહોમતદારો સોંપવા બાબતના આગળના કાયદામાં સને ૧૮૭૨ ના ૧૧ મા આકટથી મુખ્ય ફેરફાર એ થયો છે કે દેશી સ્વસ્થાનોમાં ગુન્હો કરનાર તહોમતવાળો માણસ બ્રિટિશ સરકારના મુલકમાં નાશી જાય ત્યારે તે માણસ ઉપર પ્રથમ દર્શનીક મુકરદમો છે, કે શી રીતે તે નક્કી કરવાનું કામ જે બ્રિટિશ માજીસ્ટ્રેટની રૂબરૂ તહોમતદારને લાવ્યા હોય તેની અવેજી જે દેશી સ્વસ્થાનમાં ગુન્હો કરવામાં આવ્યો હોય તે સ્વસ્થાનના પોલીટીકલ એજંટ ઉપર રાખવામાં આવે છે, તે તહોમતદારને પકડવાનું વારંટ કાઢવાની પોલીટીકલ એજંટને સત્તા આપવામાં આવી છે. અને જે બ્રિટિશ માજીસ્ટ્રેટની હકુમતમાં તે તહોમતદાર માલુમ પડયો હોય તો તે માજીસ્ટ્રેટને પોલીટીકલ એજંટનું વારંટ બજાવવા સિવાય બીજું કાંઇ કરવાનું નથી.

૨. આ સરકાર તાબાના દેશી સ્વસ્થાનો વચ્ચે ગુન્હેગારો સોંપવા બાબત જે ધારા છે તેમાં આ રીત ઘણી કાયદામંદ રીતે દાખલ કરી શકાય છે. દુરના જે સ્વસ્થાનમાં તહોમતદારે આશરો લીધો હોય તે સ્વસ્થાનના પોલીટીકલ એજંટ કરતાં વધારે ખાત્રી પુર્વક તથા સાહેદોને ઓછી અગવડથી જે સ્વસ્થાનના પોલીટીકલ એજંટ કરતાં વધારે ખાત્રી પુર્વક તથા સાહેદોને ઓછી અગવડથી: જે સ્વસ્થાનમાં ગુન્હો બન્યો હોય તે સ્વસ્થાનના પોલીટીકલ એજંટ, કામ સાધારણ નીયમ મુજબ તપાસી શકે છે.

૩. હાલના શિરસ્તા પ્રમાણે એક સ્વસ્થાન બીજા સ્વસ્થાન પાસેથી તહોમતદાર માગે ત્યારે માગનાર સ્વસ્થાનને પોતાના પોલીટીકલ એજંટ મારફત બીજા સ્વસ્થાનની તથા તે બીજા સ્વસ્થા-

નના પોલીટીકલ એજંટ સાહેબની ખાત્રી થાય તેવો પ્રથમ દર્શનીક મુકરદમો રજુ કરવો પડે છે. હવે એવું ઠરાવવું જોઇએ કે પ્રથમ દર્શનીક મુકરદમો કરવામાં આવ્યો છે એવું જે સ્વસ્થાનમાં ગુન્હો થયો હોય તે સ્વસ્થાનના પોલીટીકલ એજંટ સર્ટીફીકેટ આપે એટલે બસ છે અને જે સ્વસ્થાનમાં તહોમતદારે આશરો લીધો હોય તે સ્વસ્થાનના પોલીટીકલ એજંટનું કામ તે તહોમતદારને તે દેશી સ્વસ્થાન મારફત પકડાવવાનું અને કામના ગુણ દોષ બાબત પોતાની અથવા તે દેશી સ્વસ્થાનની વતી કાંઇ પણ તપાસ વિના તેને સોંપી દેવાનું છે.

૪. ( રદ થએલ છે ).

(સહી) સી. ગોન,

સેક્રેટરી નીસબત સરકાર.

---

No. 5557.

Political Department,
Bombay Castle, 9th September 1873.

Read the following letter from the District Magistrate, Ahmedabad, No. 1185, dated the 25th August 1873:—

"I have the honour to inquire whether the orders contained in the 2nd sentence of paragraph 3 of Government Resolution No 5235, dated the 22nd Instant, apply to District Magistrates.

2. "I assume they do, and that in future, it will be sufficient for the Magistrate of a district where an offence has been committed to certify that a prima facie case has been made out, and it will be the duty of the Political Agent of the State in which the accused has taken refuge to cause the accused to be apprehended through the Native State and surrendered without any enquiry on the part of himself or of the Native State into the merits of the case.

"The one exception in paragraph 4 will of course apply equally to the District Magistrate's demands for extradition".

Resolution—The orders contained in Government Resolution No. 5235 of the 22nd August last, applied only to cases where a demand for extradition is made by one State on another, but as Mr. Borrodaile suggests, they should be considered equally applicable to cases where the extradition is demanded by a District Magistrate from a Native State.

C. GONNE,

Secretary to Government.

Note—These orders have been commented on and explained in Government Resolution No. 2989 of the 27th April 1888 and No. 6940 of the 19th October 1888, and Government have held in Government Resolution No. 7169 of 29th October 1889 that although the extradition Act and Rules thereunder (printed infra) are framed to regulate extradition between Brisish and Foreign territory, the principles therein laid down are to be held appicable to cases arising between Native States.

2. As to the question whether extradition between two Native States can be demanded for other offences than those scheduled under the Act, it has been held that the authoritative intervention of the Political Agent is limited to procedure to be followed by the spirit of the terms of Section 11 of the Extradition Act, on the analogy of which he acts. As the act, however, is not strictly applicable to extradition as between two Native States, and as there is a fairly general practice already in existance of granting extradition in cases not within the Schedule, the surrender of such persons continues so long as the States themselves agree to the practice. If objections are raised, they are specially considered.

---

**નંબર ૫૫૫૭.**

## રાજ્ય પ્રકરણી ખાતું.

કિલ્લે મુંબાઇ તા. ૯ સપ્ટેમ્બર સને ૧૮૭૩.

અમદાવાદના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સાહેબનો નંબર ૧૧૮૩ તા. ૨૫ અગસ્ટ સને ૧૮૭૩નો નીચે લખેલો કાગળ વાંચ્યો.

૧. "સરકારના ઠરાવ નંબર ૫૨૩૫ તા. ૨૨ અગસ્ટ સને ૧૮૭૩ના ત્રીજા પેરેગ્રાફના બીજા વાકયમાં લખેલા હુકમ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટોને લાગુ છે કે શી રીતે તે જણાવશો."

૨. "હું ધારૂં છું કે તે લાગુ છે. અને હવે પછી પ્રથમ દર્શનીક મુકરદમો કરવામાં આવ્યો છે એવું જે પરગણામાં (ડીસ્ટ્રીકટ) ગુન્હો થયો હોય તે પરગણાના માજીસ્ટ્રેટ સાહેબ સર્ટીફીકેટ આપે એટલે બસ છે; અને જે સ્વસ્થાનમાં તહોમતદારે આશરો લીધો હોય તે સ્વસ્થાનના પોલીટીકલ એજંટનું કામ તે તહોમતદારને તે દેશી સ્વસ્થાન મારફત પકડવાનું અને કામના ગુણ દોષ બાબત પોતાની અથવા તે દેશી સ્વસ્થાનની વતી કાંઇ પણ તપાસ વિના તેને સોંપી દેવાનું છે."

૩. "જે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટો ગુન્હેગાર માગશે તેઓને કલમ ચોથીમાં બતાવેલો અપવાદ પણ લાગુ થશે."

**ઠરાવ**—સરકારના ઠરાવ નંબર ૫૨૩૫ તા. ૨૨ અગસ્ટ સને ૧૮૭૩ માં લખેલા હુકમો એક

સ્વસ્થાને બીજા સ્વસ્થાન પાસેથી ગુન્હેગારની માગણી કરી હોય તેવા કામને જ લાગુ હતા, પણ મી. બારોડેલ સાહેબના સુચવ્યા પ્રમાણે તે હુકમો દેશી સ્વસ્થાનમાંથી ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ ગુન્હેગાર માગે તે કામોને પણ લાગુ સમજવા.

(સહી) **સી. ગોન,**

સેક્રેટરી નીસબત સરકાર.

**ટીપ**—સરકારના ઠરાવ નંબર ૨૪૮૯ તા. ૨૭ એપ્રીલ સને ૧૮૮૮ તથા નંબર ૬૫૪૦ તા. ૧૯ અકટોબર સને ૧૮૮૮ માં આ હુકમો ઉપર ખુલાસેથી વિવેચન કરવામાં આવેલ છે, અને સરકારના ઠરાવ નંબર ૭૧૬૦ તા. ૨૯ અકટોબર સને ૧૮૮૫ માં સરકારે એમ ઠરાવ્યું છે કે બ્રિટિશ અને પરદેશી મુલક વચ્ચે કેદીઓ સોંપવાની બાબત નિયમીત કરવા ખાતર જો કે એકસ્ટ્રાડિશન એકટ તથા તેની કાનુનો ઘડવામાં આવેલ છે તોપણ જે નિયમો તેમાં બતાવેલ છે તે દેશી સ્વસ્થાનો વચ્ચે એવી ઉઠતી તકરારોને પણ લાગુ પાડવા ઠરાવ્યું છે.

૨. તે એકટમાં ગુન્હાઓ બતાવેલ છે તે કરતાં બીજા ગુન્હા માટે બે દેશી સ્વસ્થાનો વચ્ચે કેદીની માગણી કરી શકે કે કેમ તે સવાલ વિષે એમ ઠરાવ્યું છે કે પોલીટીકલ એજંટને આવી બાબતમ વચ્ચે પડવાની જે સત્તા છે તે હદ એકસ્ટ્રાડિશન એકટ જેને આધારે તે વર્ત્તે છે તેની ૧૧ કલમ ઠરાવી છે તો પણ તે એકટ બે દેશી સ્વસ્થાનો વચ્ચે કેદીની માગણીને ચોકસ રીતે લાગુ પડી શકતો નથી. અને પરિશિષ્ટની અંદર નહિ બતાવેલા કેસોમાં કેદીની માગણી કરવાનો ઘણે ભાગે સાધારણ રીવાજ પહેલેથી ચાલે છે, તેથી તે શખ્સોની માગણી જ્યાં સુધી સ્વસ્થાનો પોતે તે વહીવટ કબુલ રાખે છે ત્યાં સુધી ચાલુ રહેશે. જો વાંધો લેવામાં આવે તો તેને માટે ખાસ વિચાર કરવામાં આવશે.

---

## EXTRADITION OF CONVICTS.

*Extract from Government Resolution No. 1641 of 27th March 1874, Political Department, ruling that convicts undergoing sentences in jails in British India cannot be extradited for the purpose of being tried for offences committed in Native States.*

Letter from the Solicitor to Government, No. 204, dated the 4th March 1874. Submitting, in reply to Government letter, No. 555 of 1874, a copy of opinion of the Honourable the Advocate General, No. 12, dated 28th February 1874, on the above question.

"I do not think that convicts undergoing sentence in a jail in British India can be removed from custody, under a warrant issued by a Political Agent under Section 12 of the Extradition Act (Act XI of 1872), for the purpose of being tried for an offence committed in a Native State. The Prisoner's Testimony Act (Act XV of 1869) does not admit of such removal; and the

Extradition Act contains no clause allowing it. Indeed the language of Section 12 of the latter Act "the accused person, when arrested, shall be forwarded to the place and delivered to the officer named in the warrant" seems to point to such warrants being executed only against persons at liberty, and not to persons already in confinement.

"As Mr. Peile himself admits there are objections to handing over to Native States prisoners convicted by British Courts and undergoing sentence, and I have little doubt that it was the intention of the Legislature that the Extradition Act should not apply to such persons.

× × × ×

---

## તહોમતદારની માગણી બાબત.

રાજપ્રકરણી ખાતાના સરકારના ઠરાવ નંબર ૧૬૪૧ તા. ૨૭ માર્ચ સને ૧૮૭૪ ના ઇન્તેખાબથી એમ ફરમાન થએલ છે કે દેશી સ્વસ્થાનની અંદર કરેલ ગુન્હાની તપાસણીના સબબે બ્રિટિશ ઇન્ડિયાના જેલમાં સજા ભોગવતા કેદીઓની માગણી થઈ શકશે નહિ.

સરકારના સોલીસીટરના નંબર ૨૦૪ તા. ૪ માર્ચ સને ૧૮૭૪ નો પત્ર, ઉપરના સવાલ વિષે ઓનરેબલ એડવોકેટ જનરલ સાહેબના નંબર ૧૨ તા. ૨૮ ફેબ્રુઆરી સને ૧૮૭૪ ના અભિપ્રાયની નકલ સરકારના પત્ર નંબર ૫૫૫ સને ૧૮૭૪ ના જવાબમાં મોકલેલ તે બાબત.

"હું નથી ધારતો કે દેશી સ્વસ્થાનની અંદર કરેલ ગુન્હાની તપાસણીના સબબે એકસ્ટ્રાડિશન એકટની (સને ૧૮૭૨ નો ૧૧ મો) કલમ ૧૨ મુજબ પોલીટીકલ એજંટ સાહેબ વારંટ કાઢીને બ્રિટિશ ઇન્ડિયાની જેલમાં સજા ભોગવતા કેદીઓને કેદમાંથી મુક્ત કરી શકે". કેદીનો ટેસ્ટીમની એકટમાં (સને ૧૮૬૯ નો ૧૫ મો એકટ) આ પ્રમાણે સોંપવાનો સમાવેશ થતો નથી; અને એકસ્ટ્રાડિશન એકટમાં તેવી કોઇ કલમ નથી, "તહોમતદાર જ્યારે પકડાય ત્યારે વારંટમાં બતાવેલ અમલદારને હવાલે કરવાને તથા વારંટમાં જે જગા લખી હોય તે જગ્યાએ મોકલી દેવો જોઇશે." એવા ટેસ્ટીમની એકટની ૧૨ કલમના આવા વારંટો બજી શકે અને જે ઇસમો પહેલાથી કેદમાં છે તેમના ઉપર બજી શકે નહિ.

"મી. પીલ ખુદ કબુલ કરે છે તેથી બ્રિટિશ કોર્ટોએ ગુન્હેગાર ઠરાવેલ અને સજા ભોગવતા કેદીઓને દેશી સ્વસ્થાનોને સોંપવાને હરકત છે. અને ધારા બાંધનારી સભાનો ઇરાદો એવો હોવો જોઇએ કે એકસ્ટ્રાડિશન એકટ આવા ઇસમોને લાગુ થવો ન જોઇએ. તે વિષે મને શક નથી.

× × × × × × ×

Government of India Notification, Foreign Department, No. 31–J., dated the 12th March 1875.

JUDICIAL.

Fort William, the 12th March 1875.

No. 31.—In exercise of the power conferred on him by Sections 13 and 15 of Act XI of 1872, and of all other powers enabling

him in this behalf, the Governor General in Council is pleased to make the following rules:—

The Political Agent shall not issue a warrant under Section 11 of the Act in any case which is provided for by treaty, if the Native State expressly desires to abide by procedure of the Treaty, nor in any case in which application for surrender is made under section 14 to the Governor General in Council or any Local Government.

2. The Political Agent shall not issue a warrant under Section 11, except on a request preferred to him in writing by, or by the authority of, the person for the time being administering the executive Government of the Native State at which he is the British representative, and on the understanding that the provision of Act XI of 1872 and of these rules are to apply to the case.

3. If the accused be a British subject, the Political Agent, shall, before issuing a warrant, consider whether he ought not to certify the case as one for trial in British India; and he shall, instead of issuing a warrant, so certify the case, if he is satisfied that the interests of justice and the convenience of witnesses can be better served by the trial being held in British India, than in the Native State.

4. The Political Agent shall, in all cases, before issuing a warrant under Section 11, satisfy himself by preliminary enquiry that there is a prima facie case against the accused, and that the charge is not prompted by Political motives.

5. *If the person surrendered under the warrant of a Political Agent, issued under Section 11, be not a British subject, or if, such person being a British subject, the Courts of the State either by custom or by the express recognition of the Governor General in Council, try Native British subjects surrendered to them by extradition, the Political Agent shall make over the accused to be tried by the ordinary court of the State in which the offence was committed, provided that the Courts of the State have, by custom or recognition as aforesaid, power to inflict the punishment which may be inflicted under the Indian Penal Code for the offence with which the accused person is charged.

6. If the accused be a British subject, but the Courts of the

---

*Superceded by Government of India Notification No. 87-J. of 16th August 1875.

State do not, by custom or recognition as aforesaid, try Native British subjects, the Political Agent shall dispose of the case himself.

7. If the punishment which may be awarded under the Indian Penal Code for any offence for which an accused person has been surrendered as above, be more than the courts of the State by custom or recognition as aforesaid inflict, the Political Agent may try the case himself, if he thinks it advisable to do so.

8. Notwithstanding any thing in the three preceding rules, the Political Agent shall try any such case himself or make it over for trial by the ordinary Courts of the State, if he be generally or specially instructed by the Governor General in Council so to do.

9. In cases made over for trial by the Courts of a Native State under rules 5 and 7, the Political Agent shall satisfy himself that the accused receives a fair trial, and that the punishment inflicted in the case of his conviction is not excessive or barbarous; and if he is not so satisfied, he shall demand the restoration of the prisoner to his custody pending the orders of Government.

10. A return of all persons made over for trial by the Courts of a Native State under rules 5 and 7 shall be submitted half yearly by the Political Agent to the Government of India or the Government of Madras or Bombay, as the case may be, in the following forms:—

Half yearly return, under rule 9 of the rules under the Extradition Act (XI) of 1872, of persons made over by the Political Agent at.........for trial by the Courts of the Native States under rules 5 and 7 for the period ending

| Number. | Name of person. | Nationality. | Offence with which charged. | Where arrested. | Date of surrender. | Native State to which surrendered for creat. | Reasons for surrender. | Nature of sentence passed with date of sentence. | Remarks. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | |

11. Persons arrested in British territory on a warrant issued by a Political Agent under Section 11 and persons arrested on a warrant issued under Section 14, shall be treated as far as possible in the same way as persons under trial for a similar offence would be treated under the Code of Criminal Procedure or under the procedure in force in the Presidency towns, if the arrest can take place within any Presidency town.

12. Persons sentenced to imprisonment by the Political Agent, shall, if British subjects, be conveyed to the most convenient jail in British territory; they are to be dealt with as though the conviction had taken place in a Court of British India; provided always that no appeals shall thereby be given other than is allowed by any rule for regulating appeals from the decisions of the Political Agent.

13. Nothing in Rules 5 to 10 inclusive, which refer to cases under section 13 of the said Act, shall be deemed to apply to Political Agents immediately under the authority of the Governor in Council of the Presidency of Fort St. George or the Governor in Council of the Presidency of Bombay.

(Sd) C. U. AITCHISON,
Secretary to the Government of India.

NOTE—By Circular No. 3670, dated the 27th May 1875, Rules 5 to 10, inclusive, of the above notification were rendered applicable to this Presidency, the authority of the Governor in Council or the Local Government being substituted for that of the Governor General in Council or the Government of India, where necessary.

---

## હિંદી સરકારની પરરાજ્ય ખાતાની જાહેર ખબર નંબર ૩૧.

તા. ૧૨ માર્ચ સને ૧૮૭૫.

સને ૧૮૭૫ના ૧૧મા કાયદાની ૧૩મી અને ૧૫મી કલમથી મળેલ સત્તાની રૂએ અને બીજી બધી સત્તાઓ જે આ બબતમાં મદદ કરતી હોય તેની રૂએ મહેરબાન ગવર્નર ઈન કાઉન્સીલના સાહેબ નીચેના ધારા ઠરાવે છે.

૧. જે કામનું નીરાકરણ કોલકરાર પ્રમાણે થયું હોય અને જો તે દેશી રાજ્યે, કરાર પ્રમાણે નિકાલ કરવાને સ્પષ્ટ રીતે ઇચ્છા જણાતી હોય તો તેવા કામકાજમાં તેમજ જે કામમાં ૧૪ મી કલમ પ્રમાણે ગવર્નર જનરલ ઇન કાઉન્સીલના સાહેબને અથવા કોઇ સ્થાનીક સરકારને તહોમતદાર સ્વાધીન કરવા સંબંધી અરજી કરવામાં આવી હોય તો તેવા કામમાં પોલીટીકલ એજંટ સાહેબે ૧૧ મી કલમ પ્રમાણે વારંટ કાઢવું નહિ.

૨. પોલીટીકલ એજંટ સાહેબે જ્યાં સુધી જે દેશી રાજ્યના તે બ્રિટિશ પ્રતિનીધી હોય તે રાજ્યના કારભાર ચલાવનાર શખ્સ તરફથી અથવા તેણે આપેલી સત્તાથી લખાણ કરીને અરજ કરવામાં ન આવે ત્યાં સુધી અને તે કામને સને ૧૮૭૨નો ૧૧મો કાયદો અને આ ધારા લાગુ પડતા હોય તો કલમ ૧૧ પ્રમાણેનું વારંટ કાઢવું નહિ.

૩. તહોમતદાર બ્રિટિશ રૈયત હોય તો વારંટ કહાડતા પહેલાં પોલીટીકલ એજંટ સાહેબે વિચાર કરવો કે એ કામ બ્રિટિશ ઇન્ડિયામાં ચલાવવા જેવું છે, એમ સર્ટીફીકેટ આપવા જેવું છે કે નહિ; અને દેશી રાજ્યમાં કામ ચલાવવાને બદલે બ્રિટિશ ઇન્ડિયામાં કામ ચલાવવાથી ઇન્સાફની અને સાક્ષીઓની સગવડતા વધારે સાચવી શકાય તેમ હોય તો વારંટ કાઢવાને બદલે એ કામ બ્રિટિશ ઇન્ડિયામાં ચલાવવા જેવું છે એમ સર્ટીફીકેટ આપવું.

૪. કલમ ૧૧ પ્રમાણે વારંટ કહાડતા પહેલાં પોલીટીકલ એજંટ સાહેબે બધા કામોમાં પ્રથમ ચોકસી કરીને ખાતરી કરવી કે તહોમતદાર ઉપર પ્રાઇમા ફેશી કેસ સાબીત થયો છે અને કોઇ પોલીટીકલ કારણથી ખોટું તહોમત મૂકવામાં આવ્યું નથી.

૫. કલમ ૧૧ પ્રમાણે પોલીટીકલ એજંટ સાહેબે કાઢેલા વારંટથી સ્વાધીન કરેલા સખ્સ બ્રિટિશ રૈયત ન હોય અથવા તે સખ્સ બ્રિટિશ રૈયત હોય અને તે સ્ટેટની કોર્ટો ચાલતા રીવાજથી અથવા ગવર્નર જનરલ ઇન કાઉન્સીલની સ્પષ્ટ કબુલતથી દેશી બ્રિટિશ રૈયત ઉપર કામ ચલાવતી હોય તો જે સ્ટેટની હદમાં ગુન્હો કર્યો હોય તે સ્ટેટની સામાન્ય કોર્ટોમાં કામ ચલાવવા સારૂ પોલીટીકલ એજંટ સાહેબે તે તહોમતદારને સોંપવો પણ જો તે તહોમતદાર ઉપર જે આરોપ મૂકવામાં આવ્યો હોય, તે બાબત હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે શિક્ષા કરવાની દેશી રાજ્યની કોર્ટને ચાલતા રીવાજથી અથવા ઉપર કહ્યા પ્રમાણે કબુલતથી સત્તા હોય તોજ સોંપવો.

૬. તહોમતદાર બ્રિટિશ રૈયત હોય પણ તે દેશી રાજ્યની કોર્ટોના રીવાજથી અથવા ઉપર કહ્યા પ્રમાણે પરવાનગીથી બ્રિટિશ દેશી રૈયતની ઉપર કામ ચલાવી ન શકતી હોય તો પોલીટીકલ એજંટ સાહેબે તે કામ પોતે જાતે કરવું.

૭. ઉપર કહ્યા પ્રમાણે સ્ટેટની કોર્ટ રીવાજથી અથવા કબુલતથી જે ગુન્હાને માટે તહોમતદાર સોંપવામાં આવ્યો હોય તેને શિક્ષા કરે તે કરતાં હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે વધારે શિક્ષા થઇ શકતી હોય તો અને પોલીટીકલ એજંટ સાહેબને એમ કરવું દુરસ્ત લાગતું હોય તો તે કામ પોતે ચલાવે.

૮. ઉપરના ત્રણ ધારા ગમે તેમ છે છતાં જો ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ સામાન્ય રીતે ફરમાવે તો પોલીટીકલ એજંટ સાહેબ એવું કોઇ પણ કામ પોતે ચલાવશે. અથવા તે સ્ટેટની સામાન્ય કોર્ટોમાં ચલાવવા સારૂ સોંપશે.

૯. પાંચમા અને સાતમા ધારા પ્રમાણે દેશી રાજ્યની કોર્ટોને જે કામો તજવીજ સારૂ સોંપવામાં આવ્યાં હોય તે કામમાં પોલીટીકલ એજંટ સાહેબે ખાત્રી કરવી કે તહોમતદારોને વ્યાજબી ઇન્સાફ મળે છે અને ગુન્હો સાબીત થતો હોય તો જે શિક્ષા ફરમાવવામાં આવે છે તે અતિશય નથી અથવા ઘાતકી નથી એ પ્રમાણે એમની ખાત્રી ન થતી હોય તો સરકારનો હુકમ આવતાં લગી તે કેદીને પોતાના કબજામાં સોંપવાની માગણી કરવી.

૧૦. પાંચમા અને સાતમા ધારા પ્રમાણે દેશી રાજ્યની કોર્ટોને તજવીજ માટે સોંપેલો સ-

ધળા સખ્સોનું પત્રક દર ૭ મહિને પોલીટીકલ એજંટ સાહેબે હિંદી, મદ્રાસ અથવા મુંબાઈ સરકાર જેને તેની સાથે સંબંધ હોય તેને નીચે બતાવેલા ફારમમાં મોકલવું.

૫ મા અને સાતમા ધારા પ્રમાણે........ના પોલીટીકલ એજંટ સાહેબે દેશી રાજ્યની કોર્ટને તજવીજ સારૂ સોંપેલા સખ્સોનું સને ૧૮૭૨ ના એકસ્ટ્રાડિશન આક્ટ (૧૧) ના ધારા ૯ પ્રમાણેનું ૭ માસિક તા. સુધીનું પત્રક.

| નંબર. | શખ્સનું નામ. | ક્યાંની પ્રજા. | તેની જાત. | ક્યાં પકડવામાં આવ્યો. | સોંપ્યાની તારીખ. | ક્યા ગુન્હા બદલ તજવીજ સારૂ સોંપ્યો. | સોંપવાનું કારણ. | મુદત અને ક્યારથી શિક્ષા કરી. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | |

૧૧. પોલીટીકલ એજંટ સાહેબે ૧૧ મી કલમ પ્રમાણે કાઢેલા વારંટથી બ્રિટિશ હદમાં પકડવામાં આવેલા શખ્સોને અને ૧૪ મી કલમ પ્રમાણે કાઢેલા વારંટથી પકડેલા ગુન્હેગારોને બનતા સુધી ફોજદારી કામ ચલાવવાના કાયદા પ્રમાણે અથવા કોઇ પ્રેસીડેન્સીના શહેરમાં પકડવામાં આવે તો ત્યાંની રીત પ્રમાણે જેવા ગુન્હાને સારૂ ગુન્હેગારને જેવી રીતે ગણવામાં આવે છે તેવીજ રીતે તેવા ગુન્હાને સારૂ ગણવામાં આવશે.

૧૨. કોઇ શખ્સને પોલીટીકલ એજંટ સાહેબે કેદખાનાની શિક્ષા કરી હોય ને તે બ્રિટિશ રૈયત હોય તો બ્રિટિશ હદની છેક નજીકની તુરંગમાં તેને લઈ જવો અને ત્યાં બ્રિટિશ ઇન્ડિયાની કોર્ટમાં તેના ઉપર ગુન્હો સાબીત થયો હોય એમ ગણી તેને રાખવો પણ તેથી કરીને પોલીટીકલ એજંટ સાહેબના ફેંસલા ઉપર જે ધારા પ્રમાણે અપીલ કરવામાં આવે છે તે સિવાય તેને બીજી કોઇ રીતે અપીલ કરવા દેવામાં આવશે નહિ.

૧૩. ૫ થી ૧૦ સુધીની કલમ ઉપર કહેલા કાયદાની ૧૩મી કલમને લાગુ પડે છે તેમાંની કોઇએ જે પોલીટીકલ એજંટો ફોર્ટ સેન્ટ જ્યોર્જની પ્રેસીડેન્સીના ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ અથવા મુંબાઈ પ્રેસીડેન્સીના ગવર્નર ઇન કાઉન્સીલની સત્તા નીચે પરભારા છે તેમને લાગુ પડતી નથી.

**સી. યુ. એચીસન,**
હિંદી સરકારના સેક્રેટરી.

## ખુલાસો.

તા. ૨૭ મી મે સને ૧૮૭૫ ના સરક્યુલર નંબર ૩૬૭૦ ની પાંચમાથી દસમા સુધીના ધારા ઉપલી જાહેર ખબર સુદ્ધાંત આ ઇલાકાને લાગુ પાડવામાં આવ્યા છે અને જ્યાં જરૂર જણાય ત્યાં ગવર્નર જનરલ ઇન કાઉન્સીલના સાહેબ અથવા હિંદી સરકારને બદલે ગવર્નર ઇન કાઉન્સીલ અથવા સ્થાનીક સરકાર દાખલ કરવામાં આવ્યા છે.

*Government Circular. Political Department No. 2170, dated the 31st March 1875, to all Political Officers.*

Sir,

I am directed to forward to you herewith, for information and guidance, copy of a Notification of rules under Act XI of 1872 by the Government of India, Foreign Department, No. 31-J., dated 12th Instant.

I have &c.
(Sd) C. GONNE,
Secretary to Government.

---

Political Department.

*The folloing Notification by the Government of India is re-published.*

Foreign Department, Judicial.
Simla, the 8th October 1875.

No. 149-J.—The Governor General in Council is pleased to order that the Notification of this Department No. 31-J. dated 12th March 1875, publishing certain rules under Act XI of 1872 (the Foreign jurisdiction and Extradition Act, 1872) shall not apply to Native territory under the direct administration of the British Government in which the Code of Criminal Procedure (Act X of 1872) is in force.

Bombay Castle,
13th October 1875.

(Sd) C. U. AICHISON,
Secretary to the Government of India.

---

**નંબર ૨૧૭૦, તા. ૩૧ માર્ચ સને ૧૮૭૫નો રાજદ્વારી ખાતાનો સરકારનો સરકયુલર સઘળા પોલીટીકલ અમલદારો તરફ.**

સાહેબો,

હિંદી સરકારના પરરાજ્ય ખાતામાંથી નંબર ૩૧ જે, તા. ૧૨ માર્ચ સને ૧૮૭૫ ની સાથે પ્રગટ કરેલી, સને ૧૮૭૨ ના કાયદા પ્રમાણે ઠરાવેલા ધારાની જાહેરખબરની એક નકલ આ સાથે ખબર થવા તથા અમલ થવા માટે બીડવાનું મને ફરમાવવામાં આવ્યું છે.

હું છું, ઇત્યાદિ.
( સહી ) સી. ગોન.
સરકારના સેક્રેટરી

## રાજ પ્રકરણી ખાતું.

હિંદુસ્થાન સરકારની નીચેની જાહેર ખબર ફરીથી પ્રસિદ્ધ કરવામાં આવે છેઃ—

**પરરાજ્ય ખાતું જ્યુડીશીયલ.**

સિમલા તા. ૮ અક્ટોબર સંને ૧૮૭૫.

નંબર ૧૪૯ જે, નામદાર ગવર્નર જનરલ ઇન કાઉન્સીલના સાહેબ બહાદુર ફરમાવે છે કે, આ ખાતાનું જાહેરનામું નંબર ૩૧ જે, તા. ૧૨ માર્ચ સને ૧૮૭૫ નું જેમાં સને ૧૮૭૨ ના ૧૧ મા એક્ટ મુજબ (ફોરીન જ્યુરીસડિકશન અને એક્સ્ટ્રાડિશન એક્ટ સને ૧૮૭૨) અમુક ધારા પ્રસિદ્ધ કરેલા છે તે બ્રિટિશ રાજ્યના પ્રત્યક્ષ વહીવટ નીચેના દેશી મુલક, જેમાં જેમાં ક્રીમીનલ પ્રોસીજર કોડ (સને ૧૮૭૨ નો એક્ટ ૧૦) ચાલુ છે તેને લાગુ નથી.

(સહી) **સી. યુ. એચીસન,**
હિન્દુસ્થાન સરકારના સેક્રેટરી.

કિલ્લે મુંબાઇ, તા. ૧૩ અક્ટોબર સને ૧૮૭૫.

---

*Translation of the Rules, regulating the capture of Criminals, and received in accompaniment to letter No. 261 of 25th July 1876 from the Political Agent, Cutch.*

The Cutch Police, while in hot pursuit of Criminals, may cross the frontier and enter any foreign territory through which the Criminals may be passing.

2. Similarly, the Police of a foreign territory may enter Cutch, while in such pursuit.

3. If such Police succeed in arresting the offender, the latter should, immediately, be taken and made over, with the stolen property, if any, to the nearest local authority who will grant them (the pursuing party) a receipt for the same.

4. The extradition of the offender, will then be arranged, under the ordinary rules by a formal application through the Agency.

5. If the offender is a subject of the State to which the pursuing party belongs, he may, unless there be any special reasons for the contrary, be made over by the nearest magisterial authority, to the pursuing party without the formality of a *prima facie* case.

Sd/. W. C. PARR,
Political Agent, Cutch.

True Translation
Sd/. A. Y. SHORTT,
Political Suptt. Palanpur.

**કચ્છ પ્રાંતના મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબનો ઇંગ્રેજી પત્ર નંબર ૨૬૧ તા. ૨૫ જુલાઈ સને ૧૮૭૬ ની સાથે ગુન્હેગારોને પકડવા બાબતના ધારા આવ્યા તેનો તરજુમો.**

૧. કચ્છની પોલીસ જ્યારે ગુન્હેગારોની તાજી તપાસમાં હોય ત્યારે તેને સ્વસ્થાનની હદ ઓળંગી પરમુલકની અંદર તહોમતદારો જાય તો તેની પાછળ તે મુલકની હદમાં જાય.

૨. તેજ પરમુલકની પોલીસ ગુન્હેગારોની તાજી પાઠલાગમાં હોય ત્યારે તે કચ્છ સ્વસ્થાનના મુલકની અંદર જાય.

૩. પાઠલાગમાં જનારી પોલીસ તહોમતદારને પકડવામાં ફતેહમંદ થાય તો તહોમતદારને ચોરાયેલ માલ જ્યાં પકડાયો હોય તે સુદ્ધાંત તરતજ નજીકમાં તે પ્રગણાના નજીકના અમલદાર પાસે તેમને લઇ જઇ સોંપવા ને તેમને (પાઠલાગે પોલીસને) તે બાબતની તે અમલદારને પહોંચ આપશે.

૪. બાદ તહોમતદારની રીતસર માગણી એજન્સી મારફત એ બાબતના ધારાની રૂઇએ કરવાનો બંદોબસ્ત થશે.

૫. ગુન્હેગાર જે સ્વસ્થાનની પોલીસ પાઠલાગમાં હોય તે સ્વસ્થાનની રૈયત હોય ને તેને સોંપવા બાબત કાંઇ વિશેષ કારણો ન હોય તો નજીકના માજીસ્ટ્રેટે રીતસર પ્રાઇમાફેસી કેસથી માગણી થયા વિના પણ પાઠલાગમાં આવેલી પોલીસને તે ગુન્હેગાર સોંપવો.

(ઇંગ્રેજીમાં સહી) **કર્નલ પાર,**
પોલીટીકલ એજંટ, કચ્છ.

**એ. વાય. શોર્ટ,**
પોલી. સુપ્રી. પાલંણપુર.

---

No. 5342.

Political Department.
Bombay Castle, 16th September 1876.

Letter frcm the Political Superintendent, Palanpur, No. 340, dated 2nd June 1876, stating with reference to Government Resolution No. 3112 of 1876 that the question submitted by him in his letter No. 285 of 1876 refers to all cases of extradition obtained in any of the three ways detailed in paragraph 2 of the accompaniment to his above quoted letter, provided that there are no political reasons against it, recapitulating the arguements used by the Special Assistant on the subject.

Memorandum from the Under Secretary to the Government of India, Foreign Department, No. 88-J. dated 16th August 1876, forwarding, for information, with reference to this Government letter No. 3830 of 1876, copy of the following Notification, No. 87-J., dated the 16th Ultimo, published by the Government of India in that Department:-

"In supercession of Rule No. 5 of the Rules under Act XI of 1872 (the Foreign jurisdiction and Extradition Act, 1872), published by Notification of this Department, No. 31-J., dated 12th March 1875, the Governor General in Council is pleased to prescribe the following:-

"If the person surrendered under the warrant of a Political Agent, issued under Section 11, be not a British subject, or if, such person being a British subject, the Courts of the State, either by custom or by the express recognition of the Governor General in Council, try Native British subjects, surrendered to them by extradition, and the Political Agent, after hearing the statement, if any, of the accused, and making such further inquiry as he may deem necessary, is still satisfied that there is a prima facie case against the accused, and that the charge is not prompted by political motives, the Political Agent shall make over the accused to be tried by the ordinary Courts of the State in which the offence was committed, provided that the Courts of the State have, by custom or recognition as aforesaid, power to inflict the punishment which may be inflicted under the Indian Penal Code for the offence with which the accused person is charged".

RESOLUTION.—Copy should be sent to the Political Superintendent, Palanpur, with reference to his letter No. 340, dated the 2nd June last and to all Political Agents, who should be enjoined to record their proceedings under this amended Rule, in order that any statement the accused may make, or the fact of his declining to make a statement, may be duly noticed. The Political Agent's reasons for finally making or refusing to make an extradition should also be recorded.

(Sd). C. GONNE,
Secretary to Government.

**નંબર ૫૩૪૨.**

## રાજ્યદ્વારી ખાતું.

કિલ્લે, મુંબઇ તા. ૧૬ સપ્ટેમ્બર સને ૧૮૭૬.

પાલણપુરના પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબનો નંબર ૩૪૦ તા. ૨૭ જુન સને ૧૮૭૬ નો કાગળ જેમાં સરકારના ઠરાવ નંબર ૩૧૧૨ સને ૧૮૭૬ ના સંબંધમાં લખેલ તેમના પોતાના નંબર ૨૮૫ સને ૧૮૭૬ ના પત્રમાં તેમણે જે સવાલ મૂકયો છે તે તેમના ઉપરના કાગળ સાથેના કાગળની બીજી કલમ એકસ્ટ્રાડિશન મેળવવા બાબતની જે ત્રણ રીત બતાવી તેવી રીતે મેળવવા એકસ્ટ્રાડિશનના બધા કેસોને જો વિરૂદ્ધ પોલીટીકલ કારણો કાંઈ ન હોય તો લાગુ પડે છે અને એ વિષય ઉપર સ્પેશીયલ આસીસ્ટંટ સાહેબે જે દલીલો કરી છે તે ફરીને બતાવી છે.

હિંદી સરકારના પરરાજ્ય ખાતાના અંડર સેક્રેટરીની નંબર ૮૮. (જે) તા. ૧૬ મી અગસ્ટ સને ૧૮૭૬ ની યાદી—જેની સાથે મુંબાઇ સરકારના નંબર ૩૮૩૦ સને ૧૮૭૬ ના કાગળના સંબંધમાં હિંદી સરકારના પરરાજ્ય ખાતાના નંબર ૮૭. (જે) તા. ૧૬ અગસ્ટની નીચેની જાહેર ખબરની નકલ મોકલે છે.

સને ૧૮૭૨ ના ૧૧ મા આકટ (ફોરીન જ્યુરીસડિકશન અને એકસ્ટ્રાડિશન એકટ) પ્રમાણેના ધારા જે પોલીટીકલ ખાતાની નંબર ૩૧. જે. તા. ૧૨ મી માર્ચ સને ૧૮૭૫ ની જાહેરખબર સાથે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તેમાંનો ૫ મો ધારો રદ કરીને ગવર્નર ઈન કાઉન્સીલના સાહેબ નીચે પ્રમાણે ઠરમાવે છે.

અધ્યાય ૧૧ પ્રમાણે પોલીટીકલ એજંટે કાઢેલા વારંટથી જે શખ્સને પકડી સોંપવામાં આવ્યા હોય ને તે બ્રિટિશ રૈયત ન હોય તો અથવા એવો શખ્સ બ્રિટિશ રૈયત હોય પણ જે સ્ટેટને તે સોંપવામાં આવ્યો હોય ત્યાંની કોર્ટો શિરસ્તા પ્રમાણે અથવા ગવર્નર જનરલ ઇન કાઉન્સીલની સ્પષ્ટ કબુલતથી દેશી બ્રિટિશ રૈયતના ઉપર કામ ચલાવી શકતી હોય તો અને તહોમતદારે જે કહેવાનું હોય તે પોલીટીકલ એજંટ સાંભળી લે અને પોતાને યોગ્ય જણાય તેથી વધારે તજવીજ કરે ત્યાર બાદ પણ તેમને એમ ખાત્રી થતી હોય કે તે તહોમતદાર ઉપર પ્રાઇમા ફેસી કેસ સાબીત થાય છે અને કોઈ પોલીટીકલ કારણથી એમના ઉપર તહોમત મૂકવામાં આવ્યું નથી તો પોલીટીકલ એજંટ સાહેબ તે તહોમતદારને સ્ટેટની હદમાં ગુન્હો કર્યો હોય તે સ્ટેટની સાધારણ કોર્ટોમાં તપાસને સારૂ દસ્તુર પ્રમાણે અથવા ઉપર કહ્યા પ્રમાણે કબુલતથી સ્ટેટની કોર્ટોને એવા ગુન્હા સારૂ હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે સજા કરવાનો અખત્યાર હોય તો સોંપી દેવા.

**ઠરાવ**—પાલણપુરના પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબના નંબર ૩૪૦ તા. ૨ જુનના કાગળના સંબંધમાં એક નકલ તેમને મોકલવી અને બીજા સઘળા પોલીટીકલ એજંટ સાહેબોને મોકલવી અને તેમને ઠરમાવવું કે તેમણે આ સુધારેલા ધારા પ્રમાણે પોતાના રોજ કામ નોંધવા જેથી કરીને તહોમતદારને જે કહેવાનું હોય તે અથવા કાંઇ કહેવાનું ન હોય તો તે બરોબર નોંધાય. તહોમતદારને છેવટે સોંપવો અથવા ન સોંપવો એ બાબતમાં પોલીટીકલ એજંટ સાહેબનાં કારણો પણ નોંધવાં.

(સહી) **સી. ગોન,**
સરકારના સેક્રેટરી.

*Letter No. 1801–121–J. of 28th June, 1877, from the Agent to the Governor General in Rajputana to the Government of India, referred to in paragraph 1 of the above letter ( No. 21 ).*

I have the honour to reply to your letter No. 158–J, dated 12th December, 1876, enquiring whether there is "any objection to the adoption as between Rajputana States and adjacent Native States in the Bombay Presidency of the procedure enjoined with regard to Bombay Native States *inter se* by Resolution of that Government, No. 5235, dated 22nd August 1873."

2. There is, I consider, no objection against adopting the reciprocal procedure as between these adjacent States, that when a Political certifies that an accused person ought to be surrendered the Political Agent of the State in which the accused can be pointed out, or is known to be, shall cause him, if possible, to be surrendered to the Political Agent certifying. This is indeed already the recognised practice on this border to a considerable extent. Provided always that Rule 5 (amended) and 9 of the rules issued under the Foreign Office Notification No. 31–J, dated 12th March 1875, be understood to apply to persons thus surrendered, in so far as these rules stipulate that the officer to whom surrender is made shall hear what the accused has to say, before making him over to the State, and shall be responsible that he receives a fair trial and proper sentence.

Foreign Department Notification No. 87–J. dated 16th August 1876.

3. I understand that these demands will usually be made only for surrender of heinous offenders. It will be remembered that certain Courts have already jurisdiction upon this border for adjudication of complaints and charges among subjects of different States. The Marwar Court of Vakils takes cognizance at Abu of Palanpur cases, ‡ and the Border Panchayats *decide cases among the border Bhils. But although these Courts can punish at discretion, it must be allowed that they are mainly used for awarding fines and compensation; and whenever a heinous offence is committed, it is very essential that the offender should be seized and surrendered for immediate trial.

‡ See the Naylor's Manual, Part III (para) 230 & Part IV para (107).

* See the Naylor's Manual Part IV para (106) and Part III Para (227).

Nevertheless there are certain classes of offences, as for example, affrays and raids among tribal Bhils, which are still best dealt with by the Border Courts, and the Political Agents concerned should settle, in consultation over any particular case, whether the accused ought to be at once surrendered to a Native State, or whether they would try the offence at the Court of Vakils or Border Panchayats. In the revised rules for the Border Panchayats which are this day submitted, the system proposed is that all cases shall be decided by two British officers meeting on the border. And without doubt such a system will be much more satisfactory to the State surrendering a subject, than his trial by another Native State.

No. 5235, dated 22nd August, 1873.

4. In short, I am of opinion that the Political Agents on either side of the Border should always, to the best of their power, impose reciprocally demands for surrender of heinous offenders, though certain particular cases ought to be reserved, by consent, for the Vakil's Courts and the Border Panchayats. Any objection taken under paragraph 4 of the Resolution of the Government of Bombay by a Rajputana State might go before the Agent to the Governor General for disposal.

---

## ઉપરના પત્ર નં. (૨૧) ના ૧ લા ફકરાના સંબંધમાં નામદાર ગવર્નર જનરલના રજપુતાનામાંના એજંટ તરફથી હિંદુસ્તાન સરકાર તરફ પત્ર નં. ૧૮૦૧-૧૨૧. જે, તા. ૨૮ જુન સને ૧૮૭૩.

તમારા પત્ર નં. ૧૫૮. જે, તા. ૧૨ ડીસેમ્બર સને ૧૮૭૬ ના જવાબમાં અમે પૂછવા માગીએ છીએ કે "મુંબાઈ સરકારના ઠરાવ નંબર ૫૨૩૫ તા. ૨૨ અગસ્ટ સને ૧૮૭૩ માં ફરમાવેલ મુંબઇના દેશી રાજ્યો વચ્ચે અમલમાં લેવાતા નીયમો રજપુતાના અને પાસેના મુંબઇ ઈલાકાના દેશી રાજ્યો વચ્ચે અમલમાં લેવાને કાંઇ વાંધો છે કે કેમ?

૨. અમે ધારીએ છીએ કે, આ નજીકનાં રાજ્યો વચ્ચે અરસપરસ અમલમાં લેવાતા નીયમોનો વહીવટ કરવામાં કંઈ વાંધો છે કે નહિ? જ્યારે કોઇ પોલીટીકલ એમ સર્ટીફીકેટ આપે કે તહોમતદારને સુપ્રત કરવો જોઇએ ત્યારે જે દેશી રાજ્યમાં તે ગુન્હેગાર બતાવી શકાય અથવા જ્યાં તે હોવાનું જણાયું હોય તે દેશી રાજ્યના પોલીટીકલે, બને તો સર્ટીફીકેટ આપવાવાળા પોલીટીકલને તે તહોમતદાર સુપ્રત કરાવવો. ખરેખર આવો રીવાજ આ સરહદના ઘણાક ભાગ ઉપર અગાઉથી ચાલુ છે પરંતુ જે ઑફિસર તરફ ગુન્હેગાર સુપ્રત કરવામાં આવે તે ઑફિસરે તહોમતદાર દેશી રાજ્યને હવાલે કરતા પહેલાં તેને જે કહેવાનું હોય તે સાંભળવું અને તે

પ્રદેશ ખાતું જાહેર ખબર નં. ૮૭. જે, તા. ૧૯ મી અગસ્ટ સને ૧૮૭૬

તહોમતદારને નિષ્પક્ષપાતપણે ઇન્સાફ મળ્યો છે અને તેને વ્યાજબી સજા થઇ છે તેને માટે તે ઓફિસર જવાબદાર છે એવી આ ધારાઓની જ્યાં સુધી સરતો છે ત્યાં સુધી પ્રદેશ ખાતાની ઓફિસની જાહેર ખબર નં. ૩૧. જે, તા. ૧૨ માર્ચ સને ૧૮૭૫ ની રૂએ બહાર પડેલ ધારાઓમાંનો (સુધારાવાળો) ૫ મો અને ૯ મો ધારો આ પ્રમાણે સુપ્રત કરવામાં આવેલ માણસોને હમેશાં લાગુ પડતા સમજવા જોઇએ.

૩. અમે ધારીએ છીએ કે ઉક્ત ગુન્હેગારોને જ સોંપી દેવામાં આવી માગણીઓ હમેશાં થશે. યાદ રાખવું જોઇએ કે જુદા જુદા દેશી રાજ્યોની રૈયતોની ફરિયાદો અને તહોમતોનો ચુકાદો કરવા માટે આ સરહદ ઉપર અમુક કોર્ટોને અગાઉથી હકુમત છે. વકીલોની મારવાડની કોર્ટોને પાલણપુરના કેસો આબુ આગળ સાંભળવાનો અધિકાર છે. અને સરહદની પંચાયતો સરહદના ભીલોના કેસોનો ફેંસલો કરે છે. પરંતુ જો કે આ કોર્ટો આપઅખત્યારીથી સજા કરી શકે તો પણ દંડ અને નુકસાનના ચૂકાદા કરવામાં ઘણે ભાગે તેઓનો ઉપયોગ થાય છે અને જ્યારે જ્યારે ઉક્ત ગુન્હો કરવામાં આવે ત્યારે ત્યારે ગુન્હેગારને પકડવો અને તરત તપાસ થવા માટે સોંપી દેવો એ વધારે જરૂરનું છે. તેમ છતાં પણ અમુક પ્રકારના ગુન્હાઓમાં દાખલા તરીકે ભીલોની કોમોથી કરવામાં આવતા ટંટા અને હલ્લામાં સરહદની કોર્ટો સારો ઇનસાફ આપે છે. અને સંબંધ ધરાવતા પોલીટીકલ એજંટોએ કોઇ ખાસ બાબતમાં વિચાર કરતાં નક્કી કરવું જોઇએ કે તહોમતદારને તરત દેશી રાજ્યમાં સોંપી દેવો કે તે ગુન્હાની તપાસ વકીલોની કોર્ટોમાં યા સરહદની પંચાયતોમાં થવી જોઇએ. સરહદી પંચાયતો માટેના આજે મોકલેલ સુધારેલા ધારાઓમાં બતાવેલ રીત એ છે કે સઘળા કેસોમાં બે અંગ્રેજી અમલદારોએ સરહદ આગળ ભેળા થઇ ચુકાદો આપવો અને બેશક દેશી રાજ્ય પોતાની રૈયતને તપાસ થવા માટે બીજા દેશી રાજ્યને સોંપે તે કરતાં આ રીતથી વર્તવાનું ઘણુંજ વધારે સંતોષકારક થઇ પડશે.

ટૂંકામાં અમારો અભિપ્રાય એમ છે કે જો કે વકીલોની કોર્ટોમાં અને સરહદના પંચાયતોમાં અમુક કેસો મંજુરીથી રાખી શકાય તેમ નથી તો પણ સરહદની ગમે તે એક બાજુના પોલીટીકલ એજંટોએ ઉક્ત ગુન્હેગારોની સુપ્રત થવા માટે અરસ્પરસ માગણીઓ કરવી. રજપુતાનાનું કોઇ પણ દેશી રાજ્ય સરકારના ઠરાવના ૪ થા ફકરાની રૂએ કંઇ વાંધો લે તો તે દેશી રાજ્યે ચૂકાદા માટે ગવર્નર જનરલ સાહેબના એજંટ આગળ જવું.

નંબર ૫૬૩૫ તા. ૨૨ મી અગસ્ટ સને ૧૮૭૩.

---

## Extradition with Rajputana.

*Government of India's Letter No. 140–J. of 8th September, 1877, approving certain provisions for regulating extradition between the States of Rajputana and the adjacent Bombay Native States.*

With reference to your letter No. 4821, dated 25th August, 1877, I am directed by the Honourable the President in Council to forward copy of communication which has been addressed to the Officiating Agent to the Governor General in Rajputana, authorizing the adoption, as between

No. 139–J., dated 8th September 1877. (Not printed).

of the prisoner or prisoners on whose behalf the payment is tendered. Should, however, a prisoner be sentenced only to a fine with an alternative of imprisonment, the Superintendent or jailor shall receive such fine if it is tendered in full on the day that the prisoner is sentenced upto the hour of 6 P. M.

3. When a fine or a portion of a fine is received as laid down in Rule 2 by a Superintendent or Jailor, it shall be remitted, without delay, to the Treasury with parts 2 and 3 of the form in the Fine Statement Book duly filled in, the word "Tendered" appearing in the form being scored out. The Treasury Officer on receipt of the money will sign and impress with the Treasury seal part 3 and return it to the Superintendent or Jailor who will then paste part 3 to part 1 and fill in at the foot of the former, the number and date under which intimation has been sent to the sentencing Court.

4. When persons belonging to districts other than that in which the prison or Jail is situated, come to pay fines on behalf of prisoners in confinement, on days other than Sundays and holidays, such fine shall not be received by the Superintendent or Jailor, but the Superintendent or Jailor will give the person tendering the fine parts 2 and 3 of the form in the Fine Statement Book duly filled in, the word "realised" being scored out and instruct him to take them to the Treasury Office with the fine. When the payment of the fine secures the immediate release of the prisoner, a foot-note should be added to part 2 to that effect, for the information of the Treasury Officer who shall then receive the fine and at once return, by post or Government messenger, part 3 duly signed and with the seal of the Treasury impressed thereon, to the Superintendent or jailor. On receipt of part 3 by the Superintendent or Jailor, it shall be pasted on part 1 and the prisoner shall receive such remission of sentence as the payment made in his behalf will entitle him to and intimation shall be sent at once by the prison or jail to the sentencing Court.

5. When fines inflicted on prisoners are recovered by a Court, intimation of the same will be given by the Court to the prison or Jail authorities in Form I (A) at page 107 of the High Court Criminal Circular Order Boo

6. Whenever intimation is sent by a Court to a Superintendent or Jailor that a fine or portion of a fine has been recovered on behalf of a prisoner and such prisoner has been transferred to another Prison or Jail, the Superintendent or Jailor shall at once forward such intimation to the Superintendent or Jailor of the Prison or Jail to which such prisoner has been transferred and shall be responsible that such intimation is duly acknowldged. This acknowledgment shall be passed on to the Court which forwarded the intimation.

7. On receipt by the Prison or Jail authorities of a fine or any portion thereof or on receipt of its intimation of its realization by a Court, the convict concerned shall be informed and the payment shall be duly noted in the register on the warrant and on the prisoner's history ticket. The entries in the register and on the warrant shall be signed by the Superintendent and the Jailor.

8. No action shall be taken on telegrams which may intimate recovery of a fine or any portion of a fine.

---

# Japti.

## જપ્તી સંબંધી સરક્યુલરો.

### જાહેર ખબર.

ગામોની જપ્તી હોય તે ગામવાળાને જપ્તી છતાં કોઇએ કરજ આપવું નહીં કારણ જે મોજે બદુતરા તાબે સાંતલપુરના ગામના જાડેજા ગોડજી રતનસીંગની જાગીરની જપ્તી છતાં તે જાડેજાએ એક ભાદરની વાડી બાબત સાંતલપુરના જાડેજા સાથે મેળાવો કર્યાના કામમાં જાડેજા રણમલજી ભેગા ગયાથી બહુ ખરચ થયાથી જાગીરના ઉપર કરજ ઘણું થયું તેવું તે જાડેજા ગોદડજીએ જાહેર કર્યું તેથી તમોને લખવાનું જે જે ગામવાળાની જાગીરની જપ્તી હોય તે ગામને જપ્તી થયા પછી કરજ આપવું નહીં. જો કોઈ આપશે તો તેને મદત નહીં મળશે અને વસુલ થયા વિષે સરકારથી તજવીજ નહીં થાશે. કદાપિ આ સરક્યુલર થયા છતાં અણવાકેફનો સબબ બતાવીને ફરિયાદ કરશે તો તે ફરિયાદ સાંભળવામાં આવશે નહિ. અને જપ્તી જાગીરદારને કરજ વિષે જરૂર હશે તો તેણે સરકારમાં અરજ કરવી પછી જે રીતે હુકમ થાય તે પ્રમાણે વર્તણુંક કરવી એ રીતે સર્વેને સમજાવવું.

તા. ૯ ફેબ્રુઆરી સને ૧૮૬૬.

(સહી) મેજર હાથવે સાહેબની સહી.
પોલી. સુપ્રી. પાલણપુર.

---

સુ. સ. નં. ૩૫.

## સરકયુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીના કેટલાક તાલુકદારોની સ્થાવર મિલકત તેમજ કરજનો નિકાલ કરવા માટે અગર તેમની બાલ્યાવસ્થાને લીધે અગર પોલીટીકલ કે સિવીલ કોર્ટથી થએલ હુકમથી પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્સીના વહીવટ તળે મુકવામાં આવેલ છે. આ ગરાસના વહીવટ માટે ખાસ ધારા ઘડેલા છે, અને તેને "જમીધારા" આવું નામ આપેલું છે. આ ધારા તથા તે સાંધણે હવે પછી જે હુકમો કહાડવામાં આવે તે પ્રમાણે તેવા ગરાસનો વહીવટ બરાબર રહેવા અમારો ખાસ હેતુ છે. માટે આથી તમામ જમીદારો તથા રીસીવરોને તાકીદ આપવામાં આવે છે કે તેમણે તે મુજબ વહીવટ રાખવો અગર તે મુજબ વહીવટ રાખવામાં કોઇ તરફથી વગર જરૂરનો વિલંબ થયાનું જણાશે તો સખત નોટીસ લેવામાં આવશે.

જમીદારો તથા રીસીવરો તરફથી આ સરકયુલરનો કેવી રીતે અમલ થાય છે તે જાણવા તેમણે દરેક મહિનાની ૧લી તારીખે આ સાથેના નમુના મુજબનું પત્રક ભરી રા. બા. ૫ર. આસી. સાહેબ મારફત અમારા તરફ મોકલતા રહેવું.

તા. ૨ માર્ચ ૧૮૯૧.

(સહી) જી. આર. ગુડફેલો,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

| જમી રૂલ મુજબ અમલ કરવામાં આવ્યો તે. | | | જમી રૂલ મુજબ અમલ કરવો બાકી તે. | | |
|---|---|---|---|---|---|
| નંબર. | જમી રૂલની કલમ. | શો અમલ કરવામાં આવ્યો. | નંબર. | જમી રૂલની કલમ. | શો અમલ કરવો બાકી રહ્યો. |
| | | | | | |

સુ. સ. નં. ૫.

## સરકયુલર.

જમીનના માલીકને જે ભાગ આપ્યા સીવાય ખેતરની ઉપજ ખેડુત લેઇ જાય તેની ફોજદારી રીતે તપાસ ન થવી જોઇએ. એવા મતલબની રાવબહાદુર ૫ર. આસી. પો. સુ. સાહેબની યાદ નંબર ૩૭૧ તા. ૭ ફેબ્રુવારી સને ૧૮૯૧ ની આવતાં ફરમાવવામાં આવે છે કે આવે કામે જેટલો રાજ્ય ભાગ ખેડુત લેઈ ગયો હોય તેની બમણી કીમત સુધીનો દંડ કરવો અને તે બાબત અમારી મંજુરી લેવી.

તા. ૧૫ મે સને ૧૮૯૧ ઈ. મુ. પાલણપુર.

ઇંગ્રેજી હરફે સહી, સેક્રેટરી.

(સહી) હજુર મોતીલાલ રતનજી.

પો. સુ. પાલણપુર.

---

**મ. સ. નં. ૧૮.**

## સરક્યુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીની સઘળી જમીઓ રા. બા. પરસનલ આસીસ્ટંટ સાહેબની નીકટ સત્તા નીચે છે વાસ્તે આ ઉપરથી સરવે જમીદારોને ચેતવણી આપવામાં આવે છે કે, તેઓએ અરજીઓ વિગેરે તથા લખાણ સાધારણ રીતે તેઓ સાહેબની મારફતે હજુરમાં કરવું.

તા. ૩૦ માહે જુલાઇ સને ૧૮૯૧

(સહી) ડબલ્યુ. સ્કોટ,
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

## જમીમાંની જાગીરોના સંબંધમાં રાવબહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબને શી સત્તા છે અને તેમની શી શી ફરજો છે તે બાબત રા. બા. નેટીવ આસી. સાહેબને અને જમીદારોને અનુસરવાને નીચે મુજબ ધારાઓ ઘડવામાં આવે છે.

૧. સુપ્રીન્ટેન્ડેન્સીમાંની જમીમાંની જાગીરોના સઘળા મેનેજરો ઉપર અને સઘળા જમીદારો ઉપર રાવબહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબ દેખરેખ રાખશે. તેઓએ મે. પો. સુપ્રી. સાહેબને મોકલવાના પોતાના રીપોર્ટ રાવબહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબની મારફતે મોકલવા અને ઉપજ વિગેરે સંબંધી સઘળા સવાલો બાબત પરભાર્યું રા. બા. નેટીવ આસી. સાહેબ સાથે લખાણ ચલાવવું તેમાં મે. પો. સુ. સા. ની મંજુરી યા પસંદગીના માટે ફક્ત મહત્વના કામ મે. પોલી. સુપ્રી. સા. તરફ મોકલી બાકીના રીવાજી અને જુજ કામોના રા. બા. નેટીવ આસી. સાહેબે પોતાની સત્તાથી જ નિવેડો લાવવો.

૨. રા. બા. નેટીવ આસીસ્ટંટ સાહેબે પોતાની સવારીમાં એક વરસમાં ચાર વખત ન બને તો ઓછામાં ઓછું ત્રણ વખત દરેક જમીમાંની જાગીરે જવું. તેમનું મુખ્ય કામ એ છે કે તેમણે દરેક જાગીરની ઉપજ તથા ખરચ ઉપર દેખરેખ રાખવી, પેદાસ કેટલી છે તે બરાબર તપાસવું અને સ્થાનિક તપાસ કરી ખેડાયલી જમીનના પ્રમાણમાં તે પેદાસ છે કે નહિ તેની ખાત્રી કરવી અને પડતર જમીનના ખેડાણના માટે ઉત્તેજન આપતાં રા. બા. નેટીવ આસીસ્ટંટ સાહેબે કાળજીથી જોવું કે મંજુરી વગર કંઇપણ જમીન લેવામાં આવી નથી તેમજ ખેડાણમાં લીધેલ જમીન તરફ બરાબર ધ્યાન આપવામાં આવે છે કે નહિ તે પણ જોવું. વળી તેમણે સરત રાખવું કે જેમાંથી પેદાસ થઇ શકે તેવાં બનતાં સાધનો વ્યર્થ જાય નહિ.

૩. રાવ બહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબે સઘળો નકામો થતો ખર્ચ અટકાવવો અને જોવું કે રેવન્યું વરસ પૂરૂં થાય તે પહેલાં બજેટો તૈયાર થઇ મંજુરીને માટે મોકલવામાં આવે. આજ સુધી રાવબહાદુર પર્સનલ આસીસ્ટંટ સાહેબ જે રિપોર્ટ અને હીસાબો તપાસતા તે હવેથી મે. સુ. સાહેબને મોકલતાં પહેલાં રાવ બહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબે બારીકીથી તપાસવા અને મોકલતી વખતે તેમને જરૂર લાગે તેવા શેરા તે ઉપર કરવા. આ હીસાબ વાંચ્યા પછી દફતરમાં રાખવાને રાવ. બાહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબ તરફ પાછા મોકલવામાં આવશે.

૪. પટે અગર બીજી સરતો ઉપર ખેડુતોને જમીન આપવામાં આવે તે બાબતના લેખો ઉપર તેમજ મકાન બાંધવાને અગર એવા બીજા કોઈ કામોમાં આપવામાં આવે તે કામો બાબતના લેખો ઉપર સહી કરવાની રાવબહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબને સત્તા આપવામાં આવે છે તેમણે ભાવનો નક્કી તપાસ કરી પેદાસનું વેચાણ કરવાની પરવાનગી આપવી. તેમણે જમીદારોનાં પગાર પત્રકો તપાસવાં અને માંડવી, આબકારી વિગેરે એવા બીજા દાણના રૂ. ૪૦૦ સુધીના ઈજારાને તેઓ સાહેબ મંજુરી આપશે. જમીદારે બજેટમાં નહીં બતાવેલ તેવા ખાસ ખર્ચને માટે તે ખર્ચની રકમનો અણધાર્યા ખર્ચના ખાતાની શીલીકમાં સમાવેશ થતો હોય તો તે ખર્ચના માટે રાવબહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબ રૂ. ૨૫ સુધી મંજુરી આપી શકશે.

૫. રાવબહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબ કોઇ પણ જમીદારના ખાતાના સિપાઇઓને નોકરીપરથી દૂર કરી શકશે યા તે સિપાઇઓની જગાપર નવા માણસને નીમી શકશે. વળી જમીદારના અગર તેના હાથ નીચેના કોઇ પણ માણસની બેકાળજી માટે યા પોતાની ફરજ બજાવવામાં ગાફેલ રહેવાને યા બરોબર વખતે પત્રકો નહીં મોકલવાને માટે રાવબહાદુર નેટીવ આસીસ્ટંટ સાહેબ રૂ. ૨ સુધી દંડ કરી શકશે. તેમજ મોસમના વખત સિવાય જમી ખાતાના કોઈ પણ માણસને છ દિવસ સુધીની કેજ્યુઅલ રજા આપી શકશે.

તા. ૧૭મી જુન ૧૮૯૨.

(ઇંગ્રેજીમાં સહી) **ડબલ્યુ. સ્કોટ, કર્નલ,**

પોલી. સુપ્રી. પાલણપુર.

---

*The following rules detailing the duties and powers of Native Assistant to the Political Agent with regard to managed estates have been framed for their guidance.*

1. The Native Assistant shall keep supervision over the Managers and Japtidars of the managed estates in this superintendency. The Managers and Japtidars should forward their reports addressed to the Political Superintendent through the Native Assistant and as regards the questions regarding revenue &c they should correspond direct with the Native Assistant who should forward important matters for approval and sanction of the Political Superintendent while the routine work and minor work should be disposed of by him.

2. The Native Assistant should visit at least three times if not four in one year during his tour, every managed estate. His chief duties are that he should supervise the income and expenses of the estate, should carefully examine the amount of income, should ascertain by local investigation whether the amount of income is in proportion to the land cultivated and that while encouraging culti-

vation of waste land he should carefully see that no land is encroached upon, he should also see that proper attention is paid te land under cultivation and should take care that the resources of the State likely to produce income are not wasted.

3. The Native Assistant should put a stop to all useless expenditure and he should see that the Budgets are prepared and sent for approval before the end of the Revenue year.

The reports and accounts which were used to be examined up to now by the Native Assistant, henceforth should be sent to the Political Superintendent but before they are sent, the Native Assistants should make such endorsement below them as they think proper and necessary.

The said account after being perused shall be sent back to the Native Assistant for his Record.

(4) The Native Assistant is hereby empowered to sign the leases given to the kheduts, or other documents concerning land or documents allowing people to build on, or similar other documents. After carefully enquiring about the rate he should give permission to sell the produce. He should inspect the pay bills of the Japtidars and is empowered to sanction the farming of the revenue of octroi and excise duties, the amount of which does not exceed Rs 400/ and to sanction any amount not exceeding Rs. 25/ spent on items for which no provision has been made in the Budgets.

(5) The Native Assistant is also empowered to dismiss any Peon in the employ of the managed estates and to appoint new ones. He is also empowered to fine the Japtidar or any person in his employ for carelessness in the performance of his duties or indifference, or for not sending returns in due time to the extent of Rs. 2/ and to sanction casual leave for not more than six days to any employee of the Japtidar.

Dated 17th June 1892.

Sd/ W. SCOTT, Colonel,
Political Superintendent, Palanpur.

---

## સરક્યુલર.

જમીઓમાં પૈસા ભરનાર તરફથી પ્રથમ એવડાં ચલણો રજુ કરવા રીવાજ હતો તે ફેરવી ખેડુતો પાસે ચોપડી રખાવી તેમાં જમીદારે અગર પૈસા લેનાર અમલદાર તરફથી પહોંચ આપવા હુકમ કરવામાં આવ્યો છે. ખેડુતોની ચોપડીઓ રા. બા. નેટીવ આસીસ્ટંટ સાહેબ ડીસ્ટ્રીકટમાં જતાં જમીઓનાં દફતર સાથે મેળવશે પરંતુ થાણદારોને ડીસ્ટ્રીકટમાં કાયમ ફરવાનું હોનાં તેઓ નીમતાણો લેતાં તાત્કાળીક દગો અગર ભૂલ પકડાઈ આવે અને દેખરેખ વધારે રહેવા ફરમાવવામાં આવે છે કે આજમ થાણદારોનો મુકામ જયારે જમીના ગામે થાય ત્યારે ખેડુતો પાસેથી અમુક ચોપડીઓ મંગાવી તેમને રૂબરૂમાં કેટલી રકમ ભરી છે એમ પૂછી ખાત્રી કરી તેમના

હીસાબ સાથે મેળવી તેમાં જમે થયેલી રકમ અને ચોપડીમાં ભરી આપેલી રકમ અને ખેડુતે મોઢે કહેલી રકમ એ ત્રણે મળે છે કે નહિ તેની ખાત્રી કરવી બાદ જમીદારોએ ખાતાવહીમાં છેવટે ચાર પાંચ પાનાં કોરાં રાખેલાં હોય તેમાં ખાતાવહીના જેટલા નંબરની પહોંચ બુકોની રજુઆત કરી હોય તેટલા નંબર નાખી તારીખ નાખી પોતાની સહી કરવી તેમજ ખેડુતની ચોપડીમાં પણ શેરો મારવો આ પ્રમાણે થવાથી પૈસા ભરવા અને જમે થવાની બાબતમાં દગો થવાનો સંભવ ઓછો રહેવાનો. જમીદારોએ આપેલી સઘળી પહોંચની ચોપડીઓની રજુઆત આજમ થાણદારોએ કરવાથી તેઓ પોતાના કામને પહોચી શકે નહિ પરંતુ સેંકડે દસ ચોપડીઓની રજુઆત કરી નીમતાણો લેવાનો છે. વારાહી મોટી જમીમાં તલાટીઓ પહોચો આપે છે તેથી ચોપડીઓની રજુઆત તે જમીમાં આજમ થાણદારે નહિ પણ જમીદારે કરવાની છે.

તા. ૨૪ એપ્રીલ સને ૧૮૯૩.

ડબલ્યુ. સ્કોટ, કર્નલ,
પો. સુપ્રી. પાલણપુર

---

## સરકયુલર.

જમીનું વરસ પ્રથમ એપ્રિલથી ગણવામાં આવતું તેથી સાલની આવદાની એકજ સાલના હીસાબમાં ન આવવાથી તથા જમીનદાર લોકોને જમી ઉરતાં જાગીર સોંપતાં તેમનો વહીવટ અસાડી વરસનો હોતાં જમીનો વહીવટ તેમને બીનઉપયોગી થાય માટે અશાડ સુદ ૨ થી જમીનું વરસ ગણવા મારજીને બતાવેલ નંબર તારીખનો સરક્યુલર કરેલો છે. સંવત વરસ પ્રમાણે વહીવટ રહેતાં મેળવણી વિગેરેની કેટલીક હરકતો જણાય છે. અને તેથી દેશી સંવતસર પ્રમાણે વરસ ન ગણતાં તેને અનુસરી વરસ રહેવા ફરમાવવામાં આવે છે કે આ વરસ અધિક અશાડ વદ ૧ તા. ૩૦ જુન સને ૧૮૯૩ના રોજ જમીનું વરસ પૂરૂં થયું ગણી તા ૧ જુલાઈ સને ૧૮૯૩થી તા. ૩૦ જુન સને ૧૮૯૪ સુધીનું જમીનું વરસ ગણવું અને ત્યાર બાદ તેજ પ્રમાણે વરસ ગણવું.

નં. ૨૪ તારીખ ૧૮-૮-૯૧

તા. ૨૪ એપ્રીલ સને ૧૮૯૩.

ડબલ્યુ. સ્કોટ, કર્નલ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

**સ. બુ. નં. ૧૭.**

## સરકયુલર.

જમીનના માલીકને વજે ભાગ આપ્યા સિવાય ખેતરની ઉપજ ખેડુત લઈ જશે તેનો અમારી મંજુરીથી બમણી રકમ સુધી દંડ કરવા અહીંથી સરક્યુલર નંબર ૫ તા. ૧૫ મે સને ૧૮૯૧ નો કહાડવામાં આવેલ છે. આ સરકયુલરનો અમલ જે જાગીરો સુપ્રીન્ટેન્ડેન્સીની મેનેજમેન્ટમાં હોતાં તેની રેવન્યુ મેનેજમેન્ટ સુપ્રીન્ટેન્ડેન્સી કરે છે તેને લાગુ પાડવામાં આવે છે.

સદહું સરકયુલર મુજબ તજવીજ અખત્યારવાળા માજીસ્ટ્રેટે કરવાની છે. અને તજવીજના કાગળ મંજુરી માટે અમારી તરફ રા. બા. નેટીવ આસીસ્ટંટ સાહેબ મારફતે મોકલવા.

જમીની જાગીરો તથા ગામો સિવાય આ સરકયુલર પ્રમાણે અમલ કરવાનો નથી.

તા. ૩ મે સને ૧૮૯૩.

ડબલ્યુ. સ્કોટ કર્નલ,
પો. સુપ્રી. પાલણપુર.

## સરક્યુલર.

મહેરબાન આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની કોર્ટની અપીલ નંબર ૨૦ સને ૧૮૯૧-૯૨ સામે બીજી અપીલ અમારી પાસે આવતાં જાહેર થયું કે જે જાગીરો જમીમાં છે તે કોઇ કામમાં પક્ષકાર કોર્ટે તેવા કામમાં જાગીર વિરૂદ્ધ ઠરાવ થાય ત્યારે અપીલ કરવા જમીદાર મંજુરી માગે છે અને તે મંજુરી આપવામાં લાંબો વખત જવાથી અપીલની મુદત જતી રહે છે. અપીલ કરવાથી જાગીરને ફાયદો છે કે નહિ તે અપીલ કરતા પહેલાં કંટ્રોલીંગ ઑથોરીટીએ નક્કી કરવું જોઇએ કેમકે ખાલી લીટીગેશનમાં જાગીરનો પૈસો ખરાબ ન થવો જોઇએ એમ અમારો હેતુ છે. પરંતુ તેવે પ્રસંગે મંજુરી મેળવવામાં વગર જરૂરની લખા પડી થતાં અટકાવવાને મુદત અંદર ખાલી લખાણુ થઈ શકે તેનો નીયમ કરવાની જરૂર જણાતાં ફરમાવવામાં આવે છે કેઃ—

૧. કોઇપણ ઇન્સાફની કોર્ટે જાગીરની વિરૂદ્ધ ફેંસલો કર્યો છે એમ જમીદારના જાણુવામાં આવેથી વગર ઢીલે પોતાની પરસનલ એડવાન્સમાંથી નકલ ફીના પૈસા વળતી ટપાલે ઇન્સાફની કોર્ટને મોકલી ઠરાવની નકલ તરત મેળવી તે નકલ અને અપીલના સાથે કંઈ પણુ નીયમ નહિ ખોતાં રા. બા. નેટીવ આસી. સાહેબને તરત મંજુરી માટે રિપોર્ટ કરવો.

૨. તેનો રિપોર્ટ મે. રા. બા. નેટીવ આસી. સાહેબ તરફ આવતાં તેમણે ઠરાવ ઉપરથી જોવું કે અપીલ કરવાને માટે વ્યાજબી સબબ છે અને અપીલનું ખર્ચ રૂ. ૧૦૦ અંદર હોયતો તેવે પ્રસંગે અમારી મંજુરી માટે ન કરતાં તરત પોતાની તરફથી જમીદારને અપીલ દાખલ કરવાનો હુકમ આપવો અને મંજુરી આપ્યાના ખબર અમને તેજ વખતે આપવા એટલે તે ઉપરથી અમે તે નીચે તરત ફોરમલ સેન્કશન લખી મોકલીશું.

૩. કોઇ અપીલમાં રૂ. ૧૦૦ થી ઉપર ખર્ચ થવાનું હોય તેવે પ્રસંગે વગર ઢીલે કાગળો અમને મંજુરી માટે તેઓ સાહેબે મોકલી દેવા.

જમીદારોએ જાણવું જોઇએ કે જે કામમાં અપીલ કરવામાં જાગીરનું હિત રહેલું છે તેવા કામમા જમીદારની સુસ્તી અગર ગફલતથી જાગીરને ખમવું પડશે તો જમીદારને તે માટે જવાબદાર ગણી સખ્ત નોટીસ લેવામાં આવશે માટે આવા પ્રસંગે જમીદારોએ ઘણીજ ત્વરાથી જાગીરનું હિત જાળવવા ઘટતા ઇલાજ તાત્કાળીક લેવા જોઇએ.

તા. ૩૧ અગસ્ટ સને ૧૮૯૩.

ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીમાંના થાણાઓમાં તથા જમીઓમાં હીસાબનું ધોરણ દાખલ કરવામાં આવ્યા ઉપરથી થાણદારો, અવલકારકુનો તથા જમીદારોના નીચે મુજબ જામીન લેવા.

થાણદારનો રૂ. ૧,૦૦૦ નો જામીન, દરેક થાણાના અવલ કારકુનનો રૂ. ૫૦૦ નો જામીન,

અને બીજા દરેક નાની જમીના જમીદારોનો રૂ. ૨૦૦ નો જામીન.

તા. ૨૩ સપ્ટેમ્બર સને ૧૮૯૩.

(સહી) એચ. એચ. જેકબ,
(ફેર) પો. સુપ્રી. પાલણપુર.

## સરકયુલર.

બજેટ વરસની આમદ તથા ખરચ વરસની શરૂઆત થતાં અટળકવામાં આવે તે માટે છે. વરસની તમામ જરૂરીયાત બરાબર ખ્યાલમાં લઇ બજેટ કરવામાં આવે તો ભાગ્યેજ સપ્લીમેન્ટરી બજેટ કરવાની જરૂર પડશે. તે માટે થાણદારો તથા જમીદારોએ નોટ રાખવી જોઇએ, તેમાં વખતો વખત જે ખરચની જરૂર તાલુકામાં અગર જમીના ગામે ફરતાં અગર કાગળોથી તેમને જણાય તેની નોંધ રાખે, અને બજેટ તે નોંધ સાથે મેળવી કરે તો બજેટ કરવા સુધીની તમામ જરૂરીયાત તેમાં દાખલ થઈ શકશે; અને ત્યાર બાદ કોઇ ન ધારેલું ખરચ આવી પડશે તો, તે માટે ચોકસ રકમ બજેટમાં રાખવામાં આવે છે તેમાંથી તેવું ખરચ અપાશે. તેમ છતાં કાંઇ એવું ન ધારેલું ખર્ચ આવી પડશે કે જે તેમાંથી આપી શકાય તેમ નથી તો તે માટે પણ રીએપ્રોપ્રીએશન સ્ટેટમેન્ટ કરતાં પણ ખરચનો સમાવેશ નથી થઈ શકતો એમ જણાશે ત્યારે, પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ મંજુરી આપી શકે છે. પરંતુ હાલ જેમ થાય છે તેમ કેટલીક બાબતો જે બજેટ કરતી વખત અધિકારીઓ સામેલ કરે તો બજેટમાં દાખલ થાય પણ ફક્ત તેમની એકાળજીથી બજેટમાં ન નાંખવામાં આવે, અને તે માટે સપ્લીમેન્ટરી બજેટ થશે તો અમે મંજુર કરીશું નહિ; કેમકે તેમ થવાથી બજેટની સીસ્ટમ નકામી થાય છે. માટે તે મુજબ થાણદારોને ખબર અપાઇ આપને દફતરે દાખલો રાખી તુમાર પરત આપવા મહેરબાની થવી.

તા. ૬ માર્ચ સને ૧૮૯૪.

(સહી) ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરકયુલર.

જમીઓનાં દફતર અમે તપાસ્યાં તે ઉપરથી માલૂમ પડે છે કે જમીદારો વેરા, મસવાડી વિગેરે હકોમાં પોતાની મેળે કમી જાદે કરી શકે છે તેમજ ખાતાં બદલી ફેરફાર કરે છે અને મંજુરી પણ મેળવતા નથી. આથી કરીને કેટલીક બાબતમાં શક લેવાનું કારણ રહે છે. સબબ હુકમ કરવામાં આવે છે કે કોઈ ખાતેદાર પાસેથી નવીન વેરા વિગેરે કોઇ બાબ લેવો હોય અગર વેરા હોય છતાં વધારો કરવો હોય તેમજ કમી કરવો હોય (મતલબ નવીન ઉપજ ચડાવવી અગર કમી કરવી હોય) તો અહીંની મંજુરી સીવાય કંઈ પણ કરવું નહિ અને અમુક નામમાં પણ ફેરફાર કરવો હોય તો અહીંની મંજુરી વિના નામ પણ બદલવું નહિ.

તા. ૨૫ એપ્રિલ સને ૧૮૯૪.

જેઠાલાલ વ્રજભાઈ,
નેટીવ આસીસ્ટંટ.

---

## MEMO.

With respect to the orders passed on the 17th June 1892, relative to the powers and duties of the Native Assistant (Ditrict Deputy Assistant) in connection with the attached estates, the undersigned is pleased to order that, whenever any special sanction for expenditure,

not budgetted for, is required by the Japtidars up to Rs. 25/ an estimate for the work proposed to be done shall be prepared by the Japtidar and submitted to the District Deputy Assistant who shall have power to sanction the proposed outlay up to Rs. 25/ and order the carrying out of the work. The estimates for all works which are to cost more than Rs. 25/ are to be sent to the Political Superintendent.

Palanpur 20th June 1895.

Sd/ F. H. JACKSON, LT. COL,
Ag. Political Superintendent, Palanpur.

---

**સ. નં. ૧૮.**

## ઓફીસ ઓર્ડર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીના થાણાઓમાં તથા વારાહીના મલેક જોરાવરખાનજીની જપ્તી જાગીરમાં હાલ રૂ. ૫૦૦ શીલીક રાખવામાં આવે છે. થાણા તથા જપ્તીઓમાં વખતસર પગાર કરવા તે રકમ પુરત.. જણાઈ નથી. આ બાબત બંન્ને ડેપ્યુટી આસીસ્ટંટ સાહેબોએ રૂ. ૧૦૦૦-૦-૦ સુધી શીલક રાખવા ભલામણ કરેલી છે, સબબ હવેથી થાણાંઓમાં તથા મલેક જોરાવરખાનજીની જપ્તી જાગીરમાં રૂ. ૧૦૦૦-૦-૦ સુધી સીલક રાખવા મંજુરી આપવામાં આવે છે. થાણદારોના જમાત રૂ. ૧૦૦૦-૦-૦ મુજબ લેવા હુકમ છે. જપ્તીદારના તે મુજબ જમાન લેવા.

તા. ૧ માહે સપ્ટેમ્બર સને ૧૮૯૬.

(સહી) **એફ. એચ. જેકસન,**
પોલી. સુપ્રી પાલણપુર.

---

**સ. બુ. નં. ૧.**

## ઓફીસ ઓરડર.

જપ્તીદારો તથા જપ્તી ખાતાના કારકુનોને પોતાની ડીસ્ટ્રીકટની હદ છોડી જપ્તીના કામ માટે જવું થતાં તેઓને ભથ્થુ આપવાને કંઈ નીયમ નથી પરંતુ અમારા અભિપ્રાયમાં તેવા નોકરોને પોતાના તાલુકાની હદ છોડી જપ્તીના કામે જવું થાય તો રૂલ મુજબ ભથ્થુ અને રેલવે મુસાફરી કરે તો રેલ્વે ફેર મળવું જોઇએ અને તે ખર્ચ જપ્તી ખાતે પાડવામાં આવશે.

તા. ૩ એપ્રિલ સને ૧૮૯૭

**એફ. એચ. જેકસન,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

*Rules for the sale of Vaje &c of Japti Talukas under Palanpur Superintendency.*

1. The produce of Vaje of every estate which is under attachment will be sold by public auction in the presence of the Japtidar and the Taluka Thandar unless the Japtidar has special leave to sell without the presence of the Thandar. The last registered bid will be considered as final unless there is sufficient reason to believe that the sale has not been conducted fairly or if the rates obtained by the sale are palpably lower than the current Bazar rates of the surrounding market towns. The sale will be confirmed by the Political Superintendent or by any officer to whom he may deligate the power. If once the confirming officer gives his assent, the contract becomes a sale which is not avoidable under ordinary circumstances.

2. The purchase money shall be recovered in British coin.

3. The purchasers must take the grain at the village of which it is the produce and the value of it shall be recovered as soon as the sale is confirmed by the Political Superintendent or by the confirming officer.

4. In the villages in which the "Khalwad" system is observed the purchaser is to take the grain from the "Khalwad". In villages in which the "Kaltar" system is in force the cultivator is to give security for giving grain of the produce of the current year before being allowed to remove his crops to his house.

5. The last Registered bidder must for the due performance of the terms of the contract give at the time the auction proceedings are closed, security in the person of a resident of this Superintendency or he must deposit a sum not less than $\frac{1}{4}$ of the aggregate value of the produce for which the bid is registered.

6. For any breach of contract the purchaser or his security shall be held liable to pay any amount that may be fixed by the Political Superintendent as damages.

7. The orders of the Political Superintendent in connection with all questions regarding sale under these rules shall be final.

8. The grain will be handed over to the purchaser on his paying the full amount of purchase money, minus the amount already deposited by him.

9. As soon as the sale is confirmed, the Japtidar or the Talati who is in charge must give a written notice to the purchaser to pay the purchase money within 8 days, and to take the grain in the presence of a Japti officer from the village of which it is the produce. After that period the grain will remain at the risk of the purchaser and if he fails to pay the money and take delivery of the grain for a full period of one month the grain will be sold at the risk and responsibility of the purchaser.

Palanpur. June 18th 1897. } Sd/ F. H. JACKSON, Lt. Col, Political Superintendent.

---

No. 2314 of 1897.

Palanpur 18th June 1897.

Copy forwarded for information and guidance to the District Deputy Assistant with reference to his letter No. 150 of the 23rd April 1897.

Sd/ F. H. JACKSON, Lt. Col.
Political Superintendent.

---

**પાલણપુર જીલ્લાના મહેરબાન પોલીટીકલ સુપ્રીન્ટેન્ટેન્ટ સાહેબના ઇંગ્રેજી નંબર. ૨૩૧૪ તા. ૧૮ જુન સને ૧૮૯૭ સાથે પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્ટસી તાબાની જપ્તીના વજે વિગેરેની હરાજીના નીયમ મંજુર થઈ આવેલા તેના તરજુમો નીચે પ્રમાણે.**

૧. દરેક જાગીર જમીમાં હોય તેની વજેની પેદાસ થાણુદારની ગેરહાજરીમાં હરાજી કરવાને ખાસ પરવાનગી જમીદારને મળી હોય તે સિવાયના પ્રસંગે જમીદાર અને આજમ તાલુકા થાણુદારની રૂબરૂ જાહેર લીલામથી હરાજી કરવી જોઇએ. હરાજી પક્ષપાતથી થએલી નથી એવું માનવાને સબળ કારણ ન હોય ત્યારે અથવા હરાજીમાં ઉપજેલ ભાવ આજુબાજુના ગામોના બજારમાં ચાલતા ભાવ કરતાં ઘણો ઓછો નહિ આવતો હોય તો છેવટની માગણી કાયમ કરવામાં આવશે. હરાજી પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ અથવા તેઓ સાહેબ જે અધિકારીને સત્તા આપે તે અધિકારી મંજુર કરશે. હરાજી કાયમ:કરનાર અમલદાર એક વખત મંજુરી આપે ત્યારે કોન્ટ્રેક્ટ વેચાણ ખત થાય છે, અને તે વખત સાધારણ રીતે રદ થઇ શકે નહિ.

૨. હરાજીમાં ઉપજેલ નાણા સરકારી ચલણીમાં લેવા જોઇએ.

૩. જે ગામની જે પેદાસ હોય તે ગામે ખરીદદારે તે દાણા લેવા જોઇએ. અને તેની કિંમત જ્યારે પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ અથવા મંજુર કરનાર અધિકારી તે હરાજી મંજુર રાખે ત્યારે તુરત વસુલ કરવી જોઇએ.

૪. જે ગામોમાં ખળવાડનો રીવાજ હોય તે ગામોમાં ખરીદદારે ખળવાડમાંથી દાણા લઈ જવા જોઇએ. જે ગામોમાં કળતર સીસ્ટમ અમલમાં હોય ખેડુતને પોતાને ઘેર માલ લઇ જવા રજા આપતા અવલ ચાલુ વરસનું ધાન આપવા માટે ખેડુતે જામીન આપવા જોઇએ.

૫. છેવટ માગણી કરનાર માણસે કોન્ટ્રેકટની સરતનો બરોબર અમલ થવા માટે જ્યારે જા-

હેર લીલામનું કામ પૂરૂં થાય ત્યારે આ સુપ્રીન્ટેન્ડેન્સીનો રહેવાસી હોય એવા માણસને જામીન આપવો જોઇએ અથવા જે પેદાસને માટે માગણી થઈ હોય તે પેદાસની કુલ્લ કિંમતનો ૪ ભાગથી ઓછી રકમ નહિ હોવી જોઇએ એવી રકમ તે માણસે ડીપોઝીટ રાખવી જોઇએ.

૬. કંટ્રાકટની સરત તોડયા માટે ખરીદનાર અથવા તેનો જામીન નુકશાની બદલ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ જે કંઇ રકમ ઠરાવે તે રકમ આપવાને જવાબદાર ગણાશે.

૭. આ નીયમો મુજબ હરાજીને લગતા બધા સવાલોના સંબંધમાં પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબના હુકમો છેવટના ગણાશે.

૮. ઉપજેલ કિંમતની પૂરેપૂરી રકમ તેમાંથી ડીપાઝીટ રાખેલ રકમ બાદ કરીને બાકી ખરીદદાર ભરશે, ત્યારે તેને અનાજ સોંપવામાં આવશે.

૯. હરાજી મંજુર થઈ કે તુરત જમીદાર અથવા તલાટીએ ખરીદદારને આઠ દિવસની અંદર એકંદર રકમ ભરી જવા લેખી નોટીસ આપવી જોઇએ અને જે ગામની તે પેદાસ હોય તે ગામમાંથી જમી અમલદારની સમક્ષ દાણા લઈ જવા જોઇએ. તે મુદત થયા પછી દાણા ખરીદનારને જોખમે રાખવામાં આવશે અને એક માસની પૂરેપૂરી મુદત સુધીમાં તે રૂપિઆ ભરશે નહિ તો અને દાણા લઈ જશે નહિ તો ખરીદનારના જોખમે ને જવાબદારી ઉપર દાણા વેચવામાં આવશે.

તા. ૨૯ જુન સને ૧૮૯૭.

( ઇંગ્રેજીમાં સહી ) F. H. JACKSON, Lt. Col.
પોલી. સુપ્રી. પાલણપુર.

## ઓફીસ ઓર્ડર.

જમીદારો અને તેમના તાબાના કારકુનોને જે શરતોથી ભથ્થુ આપવા, ઓર્ડર તા. ૩ માહે એપ્રીલ સને ૧૮૯૭ નં. ૧ નો કરવામાં આવેલ છે તે સરતે જમીખાતાના પટાવાળાને એક આના મુજબ ભથ્થુ આપવા મંજુર કરવામાં આવે છે.

તા. ૨૮ અગસ્ટ સને ૧૮૮૭.

(સહી) એફ. એચ. જેકસન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

નંબર. ૩૬૮૬ સને ૧૮૯૮.

## મેમોરેન્ડમ.

આ ઓફિસના નંબર ૩૦૦૨ તા. ૧૦-૬-૯૮ ના હુકમના અનુસંધાણમાં આ ઉપરથી ઠરાવવામાં આવે છે કે આયંદેથી મેનેજમેન્ટમાં લીધેલી જાગીરોની પેદાસનાં વેચાણ જ્યાં તે વેચવાની હશે તેની આસપાસનાં મ્હોટાં ગામોના ચાલતા બજાર ભાવ ઉપર સરત રાખી ડીસ્ટ્રીકટ ડેપ્યુટી આસીસ્ટંટ મંજુર કરશે

આવી સઘળી મંજુરીઓ તેમણે પ્રથમથી મંજુર કરાવેલ ફાર્મમાં તેઓ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટને જાહેર થવા મોકલશે. આ ફાર્મમાં દરેક ચીજની અંદાજી પેદાસ કેટલી અને આસપાસના ગામડાંમાં અથવા નજીકના બજારમાં શું ચાલતો ભાવ છે તે તથા દર મણે શું ભાવથી માગણી થઈ અને શું ભાવથી મંજુરી આપવામાં આવી તે બતાવવું.

તા. ૧૭ એપ્રીલ, ૧૮૯૮.

(સહી). એમ. ટી. લાઇડ, મેજર,
એક્ટીંગ પો. સુપ્રી. પાલણપુર.

## Order No. 3002 of 1898.

## ESTATES IN JUPTI.

*Pending the issue of rules which will shortly be published it is hereby directed that*

Expenses other than permanent though provided for in the budget should not be incurred and paid by Juptidars without the previous sanction of the Distict Deputy Assistant who is empowered to sanction expenditure for sums to the extent of fifty rupees beyond which the sanction of the Political Superintendent must be obtained through the District Deputy Assistant.

The above does not empower the District Deputy Assistant to sanction any sum for the liquidation or partial liquidation of debts contracted prior to the estates being taken under management.

The expenses on account of marriage and funeral should always be made after previously obtaining the sanction of the Political Superintendent through the District Deputy Assistant.

Palanpur. 10–6–98 } Sd/ M. T. Lyde, Major. Ag: Political Superintendent, Palanpur.

---

**સ. નં. ૧૨.**

## સરક્યુલર.

જમીવાળી જાગીરોમાં ભથ્થુ ખર્ચ સિવાય બીજાં ખર્ચ બજેટમાં મંજુર કરવામાં આવે છે તોપણ તેવાં ખર્ચ જમીદારોએ રા. બા. ડી. ડે. આસી. સાહેબ પોલી. સુપ્રી. પાલણપુર જેઓને રૂ. ૫૦ સુધીનું ખર્ચ કરવાને મંજુર કરવાને સત્તા મળેલી છે તેઉ સાહેબની પરવાનગી મેળવ્યા સિવાય તેવાં ખર્ચ કરવાં નહિ અથવા કોઇને પૈસા આપવા નહીં અને તે ઉપરાંતના ખર્ચ માટે તેઉ સાહેબની મારફતે પોલીટીકલ સુપ્રી. સાહેબની પરવાનગી મેળવવી જોઇએ.

જાગીર હકુમતમાં (જમીમા) લીધા પહેલાં જે દેવું થએલું હોય તે ફડા કરવાને અથવા થોડું ફરા કરવાને કોઇ પણ રકમની મંજુરી આપવાને સત્તા રા. બા. ડી. ડી. આસી. સાહેબને ઉપરનાથી મળતી નથી.

લગ્ન તથા મરણ ક્રિયા સંબંધી જે કાંઇ ખર્ચ કરવાની જરૂર પડે તે માટે પોલીટીકલ સુપ્રી. સાહેબની પરવાનગી મેળવ્યા બાદ ખર્ચ કરવું.

તા. ૧ જુલાઇ સને ૧૮૯૮.

(સહી) **એમ. ટી. લાઇડ, મેજર,**
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

No. 3683 of 1898.

## MEMORANDUM.

In continuation of this office order No. 3002 dated 10-6-98 it is hereby ruled that the District Deputy Assistant will in future sanction the sale of produce of managed estates after taking into consideration the rates prevailing in the principal places near, in which such produce is sold.

All such sanctions will be reported by him to the Political Superintendent in a form to be approved by, and submitted by himself for approval and which will show the approximate amount of each kind of produce and the prevailing rates in the adjacent villages or nearest market besides the rate per maund (40 lbs) bid and sanctioned.

Palanpur. 14-7-98. } Sd/ M. T. LYDE, MAJOR. Ag: Political Superintendent, Palanpur.

## NOTICE.

The regulation that Cross Endorsements are strictly prohibited which is published on the reverse of every Government Promissory Note, and forms one of the conditions on which it is issued, being constantly disregarded, it is hereby notified that, whenever Notes, bearing such endorsements are tendered for renewal, the Public Debt Office will disclaim all responsibility for delay in the delivery of the renewed Notes. Flagrant cases, where the writings are so intermingled that the endorsements are difficult to decipher, will be submitted to the Comptroller General for orders.

By Order,
E. HILDRETH,
Offg. Superintendent.

Public Debt Office, Calcutta,
1st August 1899.

સર્વે લોકોને ખબર થવા માટે નીચેની જાહેર ખબર પ્રસીદ્ધ કરવામાં આવે છે.

(સહી) એચ. એલ. ઠાકર,
ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ ઇનચાર્જ ટ્રેઝરી.
કાઠીઆવાડ પોલીટીકલ એજન્સી,

રાજકોટ તા. ૧૪મી ઓગસ્ટ સને ૧૮૯૯.

## જાહેર ખબર.

ઉભી સહીઓ ઉપર આડી સહીઓ કરવાની સખ્ત મનાઇ કરવામાં આવે છે.—એવો કાનુન દરેક સરકારી પ્રોમીસરી નોટની પાછલી બાજુએ પ્રસિદ્ધ કરવામાં આવેલ છે, અને જે સરતોથી તે કાઢવામાં આવેલી છે તે શરતો માંહેની તે એક શરત છે, તેમ છતાં પણ તેનો હમેશાં અનાદર કરવામાં આવે છે. તેટલા માટે આ ઉપરથી એમ જાહેર કરવામાં આવે છે કે જ્યારે જ્યારે આવી સહીઓવાળી નોટો ફરીથી કરાવવા માટે રજુ કરવામાં આવશે ત્યારે ફરીથી કરી આપેલી નોટો મળવામાં વિલંબ થશે, તો તે બાબતની કાંઇ પણ જવાબદારી પબ્લીક ડેટ ઓફીસ (એટલે સરકારી કરજની હાફીસ) ઉપર રહેશે નહિ. જે સહીઓમાં અક્ષરો એક બીજા જોડે એવી રીતે મેળવી દીધેલા હશે કે તે સહીઓ બંધ બેસાડવી મુશ્કેલ પડે, તેવા અતી નીંદવા જોગ કેસો હુકમ થવા માટે કંટ્રોલર જનરલ સાહેબ પાસે રજુ કરવામાં આવશે.

પબ્લીક ડેટ ઓફીસ,

હુકમથી

(સહી) ઈ. હીલડ્રેથ,

કલકત્તા, તા. ૧ લી ઓગષ્ટ સને ૧૮૯૯.

ઓફીશીએટીંગ સુપ્રીનટેન્ડન્ટ.

---

સ. જા. નં. ૩૩.

## પાલણપુરના મે. ટ્રેઝરી ઓફીસર સાહેબ.

અજ તરફ હજુર સદર સ્ટેશન અમદાવાદ સલામ દીગર ઉત્તર વિભાગના મહેરબાન કમીશનર સાહેબ બહાદુરે હજુર તીજોરીની હિસાબી ઓફિસની તપાસણીમાં કલમ કાઢી કે, કારકુન ભુપતરાય લલ્લુભાઇની સર્વીસ બુકમાં આસન ૧૨ માં તેમની ચાલચલગત સંબંધી તાલુકામાંથી સર્ટીફીકેટ લખાએલું, તે સી. સ. રે. ની આર્ટીકલ ૮૨૦ વિરૂદ્ધ હોવાથી લખવાનું કે આવી રીતે સર્વીસ બુકમાં ચાલચલગત સંબંધી સર્ટીફીકેટ નામદાર સરકારની મંજુરી વગર લખવાનો રીવાજ બંધ કરશો.

( સહી ઈંગ્રેજી )

હ. ડે. કલેકટર,

---

સ. નં. ૬.

## સરક્યુલર.

જમી તાલુકા નમુના નંબર ૨ માં એક કોલમ વધારવા મહુવા જમીદારનો રિપોર્ટ આવ્યા લગત મે. ડી. ડે. આસી. સાહેબનો શેરો નંબર ૧૬ તા. ૧૦ જુલાઇ ૧૯૦૭ નો આવ્યાથી ફરમાવવામાં આવે છે કે બજેટમાં, વાર્ષીકમાં, માસિકમાં, નંબર ૩ નું લહેણું વસુલ આવ્યાનું કોલમ છે તે કોલમ જમી તાલુકા નમુના નંબર ૨ માં ન હોવાથી હીસાબની મેળવણી કરવા ગુંચવાડો આવે છે, માટે હવેથી તે બાબતનું એક કોલમ વધારવા મંજુરી આપવામાં આવે છે. માટે તે મુજબ અમલ થવા લાગતા વળગતા જમીદારો તરફ લખાઇ જવા આની નકલ એક મે. ડી. ડે. આસી. સાહેબ તથા હજુર ડી. આસી. સાહેબને મોકલવી.

તા. ૩૦ જુલાઇ સને ૧૯૦૭.

( સહી ) જી. ઇ. લોઇડ કેટસ,

પોલી. એજંટ. પાલણપુર.

# Locusts.

## તીડો સંબંધી સરકયુલરો.

---

### સરકયુલર.

એમ માલુમ પડે છે કે પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્સીમાં જે ઠેકાણે તીડો બેઠાં હતાં તેમાંની ઘણી ખરી જગોએ તેઓ ઇંડાં મૂકી ગયાં છે. માટે જે જે જગોએ એનાં ઇંડાં કે કીડાં માલુમ પડે તેનો નાશ કરી દેવા તમામ રીતના ઉપાય લેવા જોઇએ. સારો રસ્તો એ છે કે જે ખેતરમાં એવાં ઈંડાં કે કીડાં હોય તેને સેઠે એક લાંબી ખાઇ ખોદવી, જે તેમાં ઘસડીને તમામ ઇંડાં તથા કીડાં નાખવાં, ને પછી તે ખાઇ ધુળથી દબાવી દબાવી પૂરી દેવી.

તા. ૨૩ અકટોબર સને ૧૮૭૮.

(સહી) પી. એચ. લીજેટ,
આક. પોલી. સુપ્રીં પાલણપુર.

---

### સરકયુલર.

નામદાર મુંબાઇ સરકારનો રેવન્યુ ખાતાનો ઠરાવ નંબર ૨૧૫૨, તા. ૧૫ માર્ચ સને ૧૮૮૩ નો નામદાર સરકારના પોલીટીકલ ખાતાના ઠરાવ નંબર ૧૫૩૭, તા. ૨૮ મીનહુની સાથે આવતાં તેના બીજા પેરેગ્રાફમાં લખેલ છે કે ગામડાના આધિકારીઓ ઉપર સખત હુકમ કરવા જોઇએ કે તેમના ગામની હદ અંદર તીડો આવે તો તે બાબત તેમણે એકદમ રિપોર્ટ મામલતદારોને કરવો જોઇએ. તે મામલતદારોએ એ હકીકત બિલકુલ ઢીલ કર્યા વગર મહેરબાન કલેકટર સાહેબોને લખી જણાવવી જોઇએ અને એપ્રીલ, મે, તથા જુન માસમાં તેઓ ઘણું કરી ઇંડાં મૂકે છે તે વખતે તેને નાશ કરવાના બનતા ઇલાજ લેવડાવવા જોઇએ. ઇંડાં એકઠાં કરી નાશ કરાવવા બાબતના હુકમ આગળ કરવામાં આવેલ છે. તે રીતે આવતાં આ સરકયુલરથી આ સુપ્રીન્ટેન્ડેન્ટસીના તમામ દરબારો તથા અખત્યારી થાણદારો તથા અખત્યારી તાલુકદારોને ફરમાવવામાં આવે છે તે તેમણે પોત પોતાની દેખરેખના મુલકમાં ઉપર ફરમાવ્યા પ્રમાણે બંદોબસ્ત કરવો ને તીડો તેઓના મુલકમાં દેખાવ દેતો તે વિષેનો રિપોર્ટ અમારી તરફ તુરત કરવો જોઇએ ને તેમને નાશ કરવા શા ઇલાજ લેવામાં આવ્યા છે તે પણ સદરહુ રિપોર્ટમાં દર્શાવવું જોઇએ.

તા. ૩ એપ્રીલ સને ૧૮૮૩.

(સહી) પી. એચ. લીજીટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

### તીડાનાં ઇંડાંનો દેખાવ તથા તેમને ઓળખી કહાડવા વિષેની સુચના.

તીડનું ઇંડું આશરે ઇંચનો પાંચમો ભાગ લાંબું હોય છે, અને તેનો વ્યાસ જાડામાં જાડી જગોએ આશરે ઇંચનો પંદરમો ભાગ હોય છે. આકારમાં તે લાંબું અને થોડુંક વાંકુ વળેલુ હોય છે. તેનો રંગ પીળાશ પડતો સફેદ હોય છે. ઇંડાનો સાધારણ દેખાવ જ્યારે બે ત્રણ ફીટ છેટેથી

જોવામાં આવે છે ત્યારે તે વાંકા ચુકા ચોખાના દાણા જેવો દેખાય છે. માદા જ્યારે ઇંડાં મૂકે છે ત્યારે તે તેની પૂછડી જમીનની સપાટીમાં એક બે ઇંચ સુધી ખોસે છે અને ત્યાં તે ઇંડાં મૂકે છે. ફક્ત એક ઇંડું મૂકતી નથી, પણ જથાબંધ સરાસરી ૩૩ ઇંડાંની હાર મૂકે છે. આ જથાબંધ ઇંડાં ઉપર તે થોડોક ચીકણો પદાર્થ નાખે છે. તે જ્યારે સુકાઇ જાય છે ત્યારે તે ઇંડાંને એકઠાં બાંધે છે, અને તેથી માટી દરેક ઇંડાંનાં જથાને ચોટી જાય છે. ને તેનું તેની આસપાસ દર બંધાય છે. આવી તરેહ ઇંડાંનો તપાસ કરવામાં પ્રથમ આપણને માટીની નળી જેવું માલુમ પડે છે, અને તે લંબાઇમાં આશરે દોઢ ઇંચ હોય છે ને તેનો વ્યાસ પા ઇંચ હોય છે, અને તેનો રંગ અડખા પડખાની માટી જેવો હોય છે. આ માટી ઘણી બડકણ હોય છે ને તે માટી ખોલતાં આપણને ઇંડાં કાટખુણાના આકારમાં ગોઠવેલ માલૂમ પડે છે. ને તે પ્રમાણે નળીના મધ્ય ભાગ સુધી હોય છે. માદા ઘણું કરીને ઇંડાં મૂકવાની કઠણ ખેડાણ થયા વગરની ચઢીયાણ જમીન શોધે છે. તેમાં ભાજીપાલો ક્વચિતજ હોય છે. ને તે ખેડવા લાયક માટી જમીન ઊંડાણમાં ચાર અથવા પાંચ ઇંચ ફક્ત હોય છે. અમારા જોવામાં વારંવાર આવેલ છે કે મહાબળેશ્વરની આસપાસ જેવી રાતી માલુમ પડે છે તેવી જમીન ઇંડાં મૂકવા ઘણી પસંદ કરે છે. ઇંડાં મૂકવાની ઋતુમાં જમીનથી પાણી બે માઇલને છેટે હોય છે. અને તીડો વારંવાર પાણી તરફ આવતાં જતાં જોવામાં આવે છે. સાધારણ જમીનમાં સારી રીતે જલદીથી ઇંડાં શોધી કાઢવાનો રસ્તો એ છે કે જે ખેતરમાં ઇંડાં મૂકવાનું ધારવામાં હોય તે ખેતરની જમીનની સપાટી કઠણ સાવરણી વતી સારી પેઠે વાળી કાઢવી. જ્યારે છુટી ધુળ આવી તરેહવાળી કાઢી કે તે જમાનને સંભાળથી તપાસવી અને જો ત્યાં ઇંડાં હશે તો નાનું કાણું માલુમ પડશે ને તે જે જગોએ ઇંડાં હોય છે ત્યાં સુધી હોય છે પછી માટીના પડને ચકુ વતી અથવા બીજા હથિયાર વતી ઉખેડી નાખવું એટલે માટીની નળીનું દર માલુમ પડશે. કોઈ ખેતરમાં સાધારણ તીડોનાં ઇંડાં હોય છે ત્યાં ઇંડાંનો પોપડો દરેક છ ચોરસ ઇંચે એવી જમીનમાં માલુમ પડશે.

તા. ૨૫ મે સને ૧૮૮૩

(સહી) જે. એમ. બાર,
ઓન સ્પેશીયલ ડ્યુટી.

તરજુમો.

પી. એચ. લીજીટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરકયુલર.

નામદાર મુંબાઇ સરકારના રેવન્યુ ખાતાનો ઠરાવ નંબર ૪૬૩૯, તા. ૧૯ જુન સને ૧૮૮૩ નો નામદાર સરકારના પોલીટીકલ ખાતાના ઠરાવ નંબર ૩૦૭૩, તા. ૨૯ જુન સને ૧૮૮૩ ની સાથે આવતાં તેની મતલબ કે નામદાર સરકારના જાણવામાં આવ્યું છે કે સતારા જીલ્લામાં જો કે તીડોનાં મોટાં ટોળાં આવેલ જતાં રહ્યાં હતાં તોપણ તેની ઘણી ખરી સંખ્યાઓ જીલ્લાના મુલકમાં જુદી જુદી જગોએ ફેલાઇ ગએલ છે, અને આ તીડોની હાલ જોડ બંધાએલ છે, અને આશા રાખવામાં આવે છે કે તેઓ તેમનાં ઇંડાં જલદીથી મૂકશે. એજ પ્રમાણે સતારા સિવાય સો વસા બીજા જીલ્લામાં થએલ છે અને થાય છે, માટે બીજી વખત આ સાલમાં ભયંકર તીડો

આ મુલકમાં આવવા ન પામે તે સારૂ બનતી સાવધાનીઓ લેવાની ઘણીજ અગત્ય જાણી, નામદાર ગવર્નર ઇન કાઉન્સીલ તમામ પ્રકારના તીડ એક શેર તોલમાં નાશ કરે તેને દર શેરે અર્ધા આના પ્રમાણે ઇનામ આપવાનું તથા તીડોનાં ઇંડાં એક શેર નાશ કરે તેને દર શેરે ત્રણ આના મુજબ ઇનામ આપવાનું મંજુર કરે છે. માટે આ હુકમ તમામ જગોએ પ્રસિદ્ધ થવો જોઇએ. દરેક કલેક્ટર સાહેબે આ બાબત વિષે દર અઠવાડીયામાં તેમના જીલ્લાની અંદર કેટલું ખર્ચ થયું તેનો દર અઠવાડીયે રિપોર્ટ કરતા રહેવું.

૨. તમામ ગામડાના રહેવાશીઓ તથા ગામડાના અમલદારોએ તેમના મુલકની અંદર અડખે પડખે તીડો વીખરાઇ ગયેલ છે તેમનો નાશ કરવા સારૂ આ તીડોનાં ઇંડાં એકઠાં કરવા સારૂ ઘણા આગ્રહથી પ્રયત્ન કરવો, અને તેમને ચેતવણી આપવી કે આ કામમાં તેમની તરફથી બેપરવાઇ અને બેદરકારપણું કોઈ પણ પ્રકારે રાખવાથી તેમના માલને નુકસાન થશે, અને આગળ જતાં ઘણુંજ નુકસાન વેઠવું પડશે. એ રીતે આવતાં આ સરક્યુલરથી આ સુપ્રીન્ટેન્ડેન્ટસીના તમામ દરબારો, તાલુકદારો તથા થાણદારોને ફરમાવવામાં આવે છે કે જો તેમના મુલકમાં તીડો આવે તો તેમણે ઉપર બતાવ્યા પ્રમાણે અમલ કરતા રહેવું જોઇએ. અને દરેક અઠવાડીએ તેમણે તીડો તથા તીડોનાં ઇંડાં નાશ કરવામાં કેટલી રકમ ખરચ કરી તેનો અમારી તરફ દર અઠવાડીએ રિપોર્ટ કરતા રહેવું. થાણદારોએ પ્રથમ જે દર નામદાર સરકારે મંજુર કર્યા મુજબ દરથી ઇનામ પોતપોતાના થાણા ફંડમાંથી આપવું, અને ત્યારબાદ તે રકમ જે તાલુકદારોની જાગીરોની અંદર તીડો માલુમ પડ્યાં હોય તથા તીડો નાશ થયાં હોય તેમની પાસેથી વસુલ લેવું, ને તીડો મુલકમાં દેખાવ દે કે દરેક અઠવાડીએ ઉપરની બાબત દરેકજણે કેટલી કેટલી રકમ ખરચ કરી તેનો દર અઠવાડીએ પ્રાંતના આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની મારફત અમને રિપોર્ટ કરતા રહેવું.

તા. ૩ જુલાઈ સને ૧૮૮૩.

(સહી) **પી. એચ. લીજીટ,**
પોલી. સુપ્રી. પાલણપુર.

## સરક્યુલર.

તીડો નાશ કરવાની બાબતમાં શા શા ઇલાજ લેવા તે વિષે નામદાર મુંબાઈ સરકારના રેવન્યુ ખાતાનો ઠરાવ નંબર ૪૮૦૨, તા. ૨૬ જુન સને ૧૮૮૩ નો, નામદાર સરકારના પોલીટીકલ ખાતાના ઠરાવ નંબર ૩૧૬૭, તા. ૫ જુલાઇ સને ૧૮૮૩ ની સાથે આવતાં તેના પહેલા, બીજા તથા ત્રીજા પેરેગ્રાફની મતલબ આ સુપ્રીન્ટેન્ડેન્સીના તમામ દરબારો, તાલુકદારો તથા થાણદારોને જો તેમના મુલકમાં તીડો દેખાવ દે તો તે વખત તે મુજબ અમલ કરવા વિષે આ નીચે ટાંકવામાં આવે છે.

આ ઇલાકામાં હજુ સુધી જે તીડો રહેલ છે તેઓ હાલ ઉછરે છે. હાલ આ બાબતમાં જે કાંઇ કરવાનું છે તે દેશમાં પ્રસરી ગયેલ તમામ તીડોને નાશ કરવા તથા તેમનાં ઇંડાંને એકઠાં કરવા સારૂ બનતી કોશીશ કરવાની છે. ઇંડાં મૂકવા બાદ તીડોનાં માબાપ મરી જશે અને કેટલાક અઠવાડીયાં સુધી કોઈ પણ પ્રકારનાં તીડો સો વસા કોઈ પણ ઠેકાણે માલુમ પડશે નહિ. નામદાર સરકારે પાકી ઉમ્મરનાં તીડો તથા તેમનાં ઇંડાંને મારી નાંખવા બદલ ઇનામ આપવા મંજુર કરેલ છે. અને તે વિષે હવે કાંઇ વધારે સમજુતી આપવાની રહેતી નથી.

૨. જુલાઇ માસની આખરે અથવા તો આગસ્ટ માસની શરૂઆતમાં ખેતરો તથા પડતર જમીનમાં ઘણાં તીડોએ ઇંડાં મુકેલ છે, તે સિવાય તેનાં બચ્ચાં દેશમાં માલુમ પડવાને ઘણું કરીને દહેસત રહે છે. કલેકટર સાહેબોએ એવી રીતે બંદોવસ્ત કરાવવો જોઇએ કે તીડો નાંખત્રાં માલુમ પડે કે તે સામે હકીકતનો ગામડાના અમલદારોએ મામલતદારને તુરત ખબર થવા રિપોર્ટ કરવો જોઇએ, અને મામલતદારોને એ ખબર મળે કે તેનો તેમણે તુરત રિપોર્ટ કલેકટર સાહેબો તરફ કરવો જોઇએ. તીડોનાં બચ્ચાં પ્રથમ દેખાય કે તુરત તેમને નાશ કરવા વિષે સખ્ત ચાંપતા ઇલાજ લેવા જોઇએ. જમીનના મહેસુલ ખાતાના, રેજીસ્ટ્રેશન ખાતાના, તથા પોલીસ ખાતાના ચીપ કોન્સટેબલથી મામલતદારો સુધીના હોદ્દાવાળા તમામ એ કામ સારૂ નીમી શકાય એવા અમલદારોને અગત્યના કામમાં કામે લગાડવા જોઇએ. ગામડાના લોકોને ઘણી બનતી સખત રીતે કહેવું જોઇએ કે ઇંડાંનાં બચ્ચાં નિરાધાર હોય તે વખતે તેનો જથાબંધ એકદમ નાશ કરવો જોઇએ. અને જો તેઓને પડ્યાં રાખવામાં આવશે અને તેમને કાંઇપણ હરકત ન થાય તો છેવટે તેઓ તેમના ખેતરના મોલનો તદ્દન નાશ કરશે. ગામડાના અમલદારોને ચેતવણી આપવી જોઇએ કે આ કામમાં તેમના તરફથી બનતી મદદ કરવામાં ખામી પડશે તો તે બાબતના તેમને જવાબદાર ગણવામાં આવશે. ગામડાના લોકોએ તીડોને મારી નાખવા જોઇએ. અને ખેડુતોને સાફ રીતે સમજાવવું કે જેઓ બેદરકારપણાથી આ કામ કરવાનો ઇનકાર કરશે અને પોતાના મોલનું નુકસાન પોતાના હાથે શોધશે, તેમને જેઓ આ કામમાં સારી રીતે મદદ કરેલ હશે તેના કરતાં ઘણીજ કમતી છુટ આપવા વિષે વિચાર થશે. પટેલો તથા ગામડાના બીજા અમલદારો જેઓ તીડોનો નાશ કરવા પોતાના બીજા જાતીલાથી હોંસથી દીલોજાનથી મદદ કરશે તેને પાઘડીઓ વિગેરેનું ઇનામ મળશે. પટેલો તથા બીજા ગામોના અમલદારોને ચેતવણી આપવી જોઇએ કે, જો તેઓ ખેતીવાડીના રક્ષણની બાબતમાં બેદરકારી તથા ગફલતી માલુમ પડશે તો તેઓની ગફલત અને સરકારના હુકમનું અપમાન કર્યા ખાતે તેઓની મોટી તકસીર ગણવામાં આવશે, અને તેથી તેઓ બરતરફ થવાની શીપારસને પાત્ર થશે.

૩. સરકાર આશા રાખે છે કે આસિ. સાહેબો તથા ડેપ્યુટી કલેકટર સાહેબો તેમના હવાલાના પરગણામાં તીડોનાં નાનાં બચ્ચાં દેખ્યાની ખબર મળે કે તુરત તેઓએ એ ગામે જવું જોઇએ, અને તેઓએ તેમને નાશ કરવાના કામ ઉપર દેખરેખ રાખવી જોઇએ.

તા. ૨૩મી જુલાઈ સને ૧૮૮૩.

(સહી) પી. એચ. લીજીટ,

પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

નામદાર મુંબાઇ સરકારના રેવન્યુ ખાતાનો ઠરાવ નંબર ૫૪૮૧, તા. ૨૫ જુલાઈ સને ૧૮૮૩ નો નામદાર સરકારના પોલીટીકલ ખાતાના ઠરાવ નંબર ૩૭૮૯, તા. ૭ અગસ્ટ સને ૧૮૮૩ ની સાથે આવતાં આ સરક્યુલરથી આ સુપ્રીન્ટેન્ડેન્સીના તમામ દરબારો, તાલુકદારો તથા થાણદારોને ફરમાવવામાં આવે છે કે જ્યારે તીડો તેમના મુલકના કોઇ ગામમાં આવે કે તેની ખબર થવા અમારી તરફ તુરત લખાણ કરવું જોઇએ, અને જ્યાં નાના તીડો જે કે ઉડી ન શકે તેવા હોય

પણ ફક્ત કુદકા મારતા હોય તેવા દેખાય ત્યારે ગામના તમામ આશામીઓએ ગામોના આગેવાનોની તથા અમલદારોની દેખરેખ નીચે ધોતીયાના પડદા કરીને તેનાથી એવા નાના તીડોને હાંકી કાઢવા ઇલાજ લેવા અને પછી તેનો નાશ કરવો જોઇએ. આ પ્રમાણે તમામ તીડોનો નાશ થઇ જાય ત્યાં સુધી જારી રાખવું જોઇએ.

તા. ૧૫મી આગષ્ટ ૧૮૮૩.

(સહી) પી. એચ. લીસ્ટર,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## BRIEF NOTES ON LOCUSTS.

*Points of Distinction between Bombay and other Locusts, Males and Females, and brief Instructions to destroy them.*

The insects which threaten the Bombay Presidency are the Bombay locusts as distinguished from the Rajputana locusts.

2. How to distinguish the Bombay Locusts? The Bombay locust is 2½ to 3¼ inches long and resembles the common grasshoppers in general appearence, the principal points of difference in the Bombay locusts at the present time being its.

(1) striking red colour,

(2) long and slender form,

(3) wings much longer and narrower,

(4) peculiar colour marks:–( i ) a distinct black or brown mark leading from the eye down the side of the head to the mouth; ( ii ) two black or brown longitudinal stripes on the side of the neck ( pro-notum ) ( Note. The above marks appear on some other grass hoppers but in such cases their bodies are much thicker ); ( iii ) an irregular longitudinal line of narrow, oblong, faint, dark blotches on the cross veins of the outer part of the fore wings ( Note.—The above marks are very characteristic and should be carefully observed. Those grasshoppers which resemble these locusts in other colour marks also have wing blotches, but the blotches are larger, rounder, deeper coloured and differently arranged, they being on the wing substance and not on the veins ).

3. How to distinguish males from Females.—If a locust is examined at the lower side of the end of the body it will be found that, if it is a male, there is a short pointed tail, but if it is a female this region will appear divided into two lateral parts which can again be separated into an upper and lower part, each bearing a hook.

4 How to know whether Female is in the condition to lay eggs.

(1). The posterior portion of the body or abdomen will appear large and swollen.

(2) If she is about to lay eggs her abdomen when cut into pieces will show fully formed eggs in considerable numbers. These eggs are about an eightth of an inch long and as thick as a pin and light yellow or whitish in colour.

5. Egg-laying-By means of the four hooks provided on the extremity of her body the female insect forces that portion into the ground and deposits her eggs in a cluster as big as a ground nut seed. Egg laying takes some time, during which the female can be approached more easily than usually. The eggs are held together by a sticky secretion poured over them. At first these eggs are light yellow or whitish and later they become grey or brown. After a time these eggs are hatched into tiny locusts which are without wings. These eat voraciously and grow through several intermediate stages into fully formed winged adults. They are tender and more easily killed in their younger stages than in the flying stage.

6. Ways of destroying young Locusts. At this age they may be successfully attacked with brooms of twigs or with stampers of wood. In some places where there is abundances of dry grass they may be burnt by setting fire to the grass. Another successful method of destroying young locusts is to lightly skim the tufts of grass or young crops with dhotars held in a slanting direction so as to allow the young locusts to jump on to them. When they are full the dhotars should be twisted and the locusts squeezed to death. Instead of a dhotar a bag 5 or 6 feet deep and 8 or 10 feet long may be used.

J. B. KNIGHT, M. Sc.
Special Assistant Agricultural
Department, Bombay.

# Mail Robberies.

*Extract para 2 from Government Resolution No. 5301 of the 13-11-79, Political Department re the responsibility of Native States for all Mail robberies is published below:—*

The principle of enforcing the responsibility of Native States for all mail robberies which occur within their limits is one which in the interests of the postal service must be firmly adhered to. Every State is responsible for the secure passage of the Government mail and parcel post through its territory, and whenever loss occurs through a robbery of the mail within its territory, the State must pay to Government the full amount of the loss quite independently of any considerations as to the efficiency of its police, or the amount of vigilance displayed by the Darbar officials and subordinates in endeavouring to bring the offenders to justice.

---

**મુંબાઇ સરકારના પોલીટીટલ ખાતાના ઠરાવ નંબર ૫૩૦૧ તા. ૧૩ મી નવેમ્બર સને ૧૮૭૯ માંથી કલમ બીજીના ઇન્તેખાબનો તરજુમો ટપાલની લુંટ સંબંધીમાં દેશી રાજ્યોની જવાબદારી બાબત નીચે પ્રગટ કરવામાં આવે છે.**

"૨ દેશી સંસ્થાનોની હદમાં ટપાલની જેટલી લુંટ થાય તે તમામની જવાબદારી તેમની પાસેથી લેવાનું જે ધોરણ છે તેને ટપાલના કામનો હક સંબંધ જાળવી રાખવા સારૂ મજબુત રીતે વળગી રહેવું જોઇએ. સરકારી ટપાલ તથા બેંગી ડાક જે સંસ્થાનની હદમાં થઇને જાય તેની સલામતીના જવાબદાર તે દરેક સંસ્થાન છે, અને જ્યારે જ્યારે તેમની હદમાં ટપાલની લુંટ થાય ત્યારે થએલ નુકસાનીની પુરેપુરી રકમ તે સંસ્થાને સરકારને ભરી દેવી જોઇએ. તે પ્રસંગે તે સંસ્થાનની પોલીસ ખામી ભરેલી છે કે નહીં, અથવા ગુન્હેગારોને ઇન્સાફે પહોંચાડવા માટે દરબારી અમલદારો અને તાબેદારોએ મહેનત કરી જે ચપળતા બતાવેલી હોય તે બાબતના વિચાર ઉપર કાંઇ પણ લક્ષ દેવાની જરૂર નથી."

---

Government Resolution Political Department No. 5245, dated the 27th August 1885.

The following revised Rules regarding mail robberies in Native States prescribed by the Government of India in their Resolution in the Foreign Department No. 2495 I, dated the 29th July 1895 in supersession of those laid down in their Resolution No. 1095, dated the 18th July 1866, Foreign Department,

which form an accompaniment to Government Resolution No. 5245, dated the 27th August 1888 are given below:—

× × × × × ×

1. Every Native State is responsible for the secure passage through its territory of the Imperial mail and parcel post; and every Native State in the territory of which the Imperial mail or parcel post is robbed is *prima facie* liable.

(1) to pay to the British Government the value of whatever is taken or destroyed by the robbers; and

(2) to pay such compensation as the British Government requires, to carriers of the mail or other persons or to their families, in the event of the carriers or other persons being injured or killed in connection with the robbery.

EXPLANATIONS.—

(a). The term "mail" includes any letter, parcel or other article conveyed under the provisions of the Indian Post Office Act of 1866, as well as any box, bag, or other articles, person, or any carriage, horse messenger, or other person employed or used by the Post Office for the conveyance or safe custody of mails.

(b). No exemption shall be allowed in estimating the above mentioned payment or compensation on account of bullion, jewellry, or other articles of great intrinsic value.

(c). This rule does not affect the liability of the British Post Office to make good, under its Departmental rules of insurance, the value of insured articles committed to its charge.

II. If a mail robbery is committed in the territory of one State, and the tracks of the robbers are traced into the territory of another State or States, and there lost, the *prima facie* liability for the robbery shall generally be shared in equal proportions by the State in which the robbery occurs, and the State or States into which the robbers are finally tracked.

EXPLANATION:—This rule shall not be held to necessitate minute or inconvenient apportionment of liability between several States; or if doubts or complications arise, the *prima facie* liability

વેલી જગામાં, જગાની અંદર, નીચે અથવા આરપાર રહેલા અથવા પડેલા કોઇપણ ખનીજપદાર્થ અથવા ખનીજ તેલ માટે ખોદવાનો, ખણવાનો, ભોંક પાડવાનો, શોધ કરવાનો, ખેંચી કાઢવાનો, કામ કરવાનો તથા લઈ જવાનો હક મળે છે.

(૨) ખોદી બહાર કાઢવાનો પરવાનો, જે જમીનમાં ખાણો, ખનીજ પદાર્થો અથવા ખનીજ તેલો સરકારની માલકીનાં હોય તે જમીનના સંબંધમાંજ આપવામાં આવશે અને તે પરવાનામાં લખેલા પ્રદેશનાજ સંબંધમાં તે લાગુ પડશે.

૧૦ સ્થાનિક સરકાર પસંદ કરે તે શિવાયના બીજા કોઈ પણ શખસને ખોદી બહાર કાઢવાનો પરવાનો આપવામાં આવશે નહિ, અને એવા શખસે, એવો પરવાનો આપવામાં આવે તે અગાઉ, દરેક પરવાનાના સંબંધમાં કલેકટર ઠરાવે તેટલું ઓછામાં ઓછું રૂપિયા ૧૦૦ નું તારણુ આપવું પડશે અથવા કલેકટરને પસંદ પડે તેવા તેટલી રકમના જામીન આપવા પડશે. આ કાનુનની રૂયે અનામત મુકેલી રકમ, સપાટીને થયેલા નુકસાન બાબત અથવા બીજી રીતના કોઈપણ નુકસાન બાબત જે મોબદલો આપવાનું કલેકટર ઠરાવે તે રકમ બાદ કરીને, જો એવી રકમ મુકનાર શખસ કોઇ પણ ખાણુ ખોદવાનો પટો લે તો, તે પટાની રૂયે જે ભાડું અથવા રાજભાગ આપવાનો હોય તેને પેરે તેને ખાતે જમે કરવી અને જો તે એવો પટો લેવાની ના પાડે અથવા તેને ન મળે તો તે તેને પાછી આપવી.

૧૧. (૧) ખોદી બહાર કાઢવા માટેના પરવાના બાબતની દરેક અરજી, સરકાર કોઇપણ બાબતમાં બીજી રીતે ન ફરમાવે તો, જે જમીનના સંબંધમાં પરવાનો માગ્યો હોય તે જમીન અથવા તેનો કાંઇ ભાગ જે જીલ્લામાં આવેલો હોય તે જીલ્લાના કલેકટરને કરવી જોઇયે.

(૨) એવી દરેક અરજીમાં નીચેની વિગતો લખવી જોઇયે, એટલેઃ—

(અ) અરજદારનું નામ, રહેવાનું ઠેકાણું તથા ધંધો;

(બ) જે જમીનના સંબંધમાં એવો પરવાનો જોઇતો હોય તે જમીનના ઠેકાણાનું, ચતુરસીમાનું તથા ક્ષેત્રફળનું બનતાં સુધી ખરૂં વર્ણન તથા કાચો નકશો; અને

(ક) જે ખનીજ પદાર્થ અથવા પદાર્થો માટે અરજદાર શોધ વિગેરે કરવા માગતો હોય તેની યાદી.

(૩) અરજદાર સ્થાનીક સરકારને પસંદ છે એવી મતલબનો સરકારના એકાદા સેક્રેટરીની સહીનો દાખલો દરેક અરજીની સાથે હોવો જોઇએ.

૧૨. એવી કોઇ પણ અરજી માહે એટલે અરજીમાં લખેલી જમીન સાર્વજનિક કામ સારૂ જોઇશે એ સબબને લીધે અથવા બીજા કોઈ સબબને લીધે માગેલો પરવાનો આપવો યોગ્ય નથી એ બાબતની કલેકટરે બનતી તાકીદે ચોકસી કરવી.

૧૩. (૧) જો કલેકટરનો એવો મત થાય કે પરવાનો આપવો ઇષ્ટ નથી તો, અથવા જો તેને એમ માલમ પડે કે પરવાનાવાળો શખ્સ સ્થાનિક સરકારને પસંદ નથી તો, તેણે તે બાબતનો રીપોર્ટ યોગ્યદ્વારા સ્થાનિક સરકારને તાબડતોબ કરવો, અને સ્થાનિક સરકારે પછી પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

સ્થાનિક સરકારના નિર્બંધને પાત્ર, કલેકટર, જો તેને એમ લાગે કે માગેલો પરવાનો આપવામાં કોઇપણ જાતનો વાંધો નથી અને જો અરજદાર સ્થાનિક સરકારને પસંદ પડયો હોય તો, ઠરાવેલા નમુના પ્રમાણે અરજદારને પરવાનો આપવાને મુખત્યાર છે, અને તેણે તે બાબતનો રિપોર્ટ સ્થાનિક સરકારને અથવા તે સરકાર ફરમાવે તેવા બીજા અધિકારીને કરવો.

૧૪. ખોદી બહાર કાઢવા માટેના પરવાનાનું રજિસ્ટર કલેકટરની કચેરીમાં અંગ્રેજીમાં રાખવું અને તેમાં નીચેની વિગતો લખવી, એટલેઃ—

(૧) અરજદારનું નામ,

(૨) તારીખ.

(૩) અરજદારનું રહેવાનું ઠેકાણું.

(૪) જમીનનું ઠેકાણું.

(૫) ચતુરસીમા.

(૬) અજમાસે ક્ષેત્રફળ.

(૭) સ્થાનિક સરકારે અરજદારને પસંદ કર્યાની તારીખ.

(૮) પરવાનાની તારીખ.

(૯) આપવાનું ભાડું તથા રાજભાગ.

(૧૦) પરવાનાની મુદત.

૧૫. દરેક વિશેષ બાબતમાં જરૂરની જણાય તેવી શરતો દરેક ખોદી બહાર કાઢવા માટેના પરવાનામાં લખવી જોઇએ, અને તે ઉપરાંત તે પરવાનામાં દરેક બાબતમાં હેઠળની શરતો હોવીજ જોઇએઃ—

(૧) પરવાનો આપવાની મુદત એક વર્ષની અથવા અરજદાર જેટલી ઓછી મુદત કહે તેટલી ઓછી મુદત હોવી જોઇએ. પરવાનાવાળાની કસુર શિવાય બીજા કોઈ પણ કારણથી જમીનમાં શોધ પુરી કરવાનું પરવાનાવાળાથી બન્યું નથી એવી કલેકટરની ખાત્રી થાય ત્યારે કલેકટર એવો પરવાનો વત્તાંમાં વત્તા બે વર્ષની બીજી મુદત સુધી નવો કરી આપવાને મુખત્યાર છે.

(૨) પરવાનામાં સમાયલી જમીન માટે દર એકર દીઠ વત્તામાં વત્તા એક રૂપિયા સુધીનું સાધારણ ભાડું આપવું પડશે.

(૩) પરવાનાવાળો કહાડીને લઇ જાય તે સઘળા જવેરાત ઉપર સેંકડે ૧૫ ટકા રાજભાગ આપશે અને બીજા બધા ખનીજ પદાર્થો કહાડીને લઈ જાય તે ઉપર ક પરિશિષ્ટમાં લખેલા દરે રાજભાગ આપશે. માત્ર એવા ખનીજ પદાર્થોમાંનો જેટલો ખનીજ પદાર્થોમાંનો ખનીજ પદાર્થ કલેકટર સ્થાનિક સરકારના હુકમને પાત્ર અખતરો કરવા સારૂ લઇ જવા દે તેના ઉપર કાંઈ પણ રાજભાગ આપવો પડશે નહિ.

(૪) એકાદ શખસના ભોગવટામાં હોય એવી જમીન ઉપર એવા ભોગવટો કરનારની સંમતિ વગર જવું નહિ, તેમજ કોઇ પણ ઝાડ, ઉભાં તુન્ન અથવા બીજી ખાનગી મિલકત તેના ધણીની સંમતિ વગર કાપવાં નહિ અથવા તેને બીજી રીતે નુકસાન કરવું નહિ.

(૫) આ પરવાના ઉપરથી મળેલા અધિકાર ચલાવતાં પરવાનાવાળા તરફથી જે કાંઇપણ નુકશાન થાય તે સઘળા નુકશાનનો વાજબી બદલો અથવા વળતર તેણે આપવું જોઇએ અને એવા કોઇપણ નુકશાન અથવા ઇજા બાબત તીજા પક્ષકારો સરકાર ઉપર જે દાવા કરે તે તેણે ભરી આપવા જોઇએ.

(૬) કલેકટરની લેખી પરવાનગી લીધા વગર વગર ભોગવટાની તથા રાખી મુકેલી ન હોય

એવી જમીન ઉપરનું ઝાડ પરવાનાવાળાએ કાપવું નહિ અથવા તેને ઇજા કરવી નહિ.

(૭) સ્થાનિક સરકારની સંમત્તિ વગર એવો પરવાનો બીજાને અસૈન કરી શકાશે નહિ અથવા તે ઉપરથી મળેલો કોઈ પણ હક અથવા હિતસંબંધ તબદીલ કરી શકાશે નહિ.

(૮) તરત ઉપરની છેલ્લી પાંચ રકમોમાંની કોઇ પણ રકમનું પરવાનાવાળો ઉલ્લંઘન કરશે તો, પરવાનો સંક્ષિપ્ત રીતે પાછો લઈ લેવાનો કલેકટરને અધિકાર છે, અને ત્યાર પછી તે પરવાનાની રૂયે મળેલા અથવા ભોગવેલા સઘળા હક બંધ પડશે.

(૯) પરવાનાવાળાએ, પરવાનો પુરો થયા પછી અથવા પોતે માથે લીધેલું કામ છોડી દીધા પછી, એટલે એ બેમાંનું જે કૃત્ય પહેલું થાય તે મુદત પછી છ મહિનાની અંદર સદરહુ જમીનમાં પોતે પાડેલા કાણાંને કલેકટર ફરમાવે તેટલે સુધી મજબુત અથવા સદરહુ જમીનમાં પોતે જે કાંઇ પણ બાકોરા અથવા ખોદાણ કર્યું હોય તે, કલેકટર ફરમાવે તેટલે સુધી પુરી દેવાં જોઇયે, અથવા તેને વાડ ભરવી જોઇયે, અને એવી રીતે ખોદાણ કરીને શોધ કરતી વખતે સદરહુ જમીન તથા તે ઉપરની ઇમારતોની જે સપાટીને પોતે નુકસાન કર્યું હોય તે પણ તેટલીજ હદ સુધી પાછાં હતાં તેવાં કરવાં જોઇયે: પણ એવું ઠરાવ્યું છે કે આ રકમ, ખોદવાના પટાની રૂયે ધારણ કરેલી જમીનને લાગુ પડશે નહીં.

(૧૦) જો સદરહુ પરવાના બાબત અથવા તેને લગતી કોઇ પણ વાત અથવા ચીજ બાબત અથવા તે પરવાનાની રૂયે પરવાનાવાળાના અધિકાર બાબત અથવા તેની રૂયે આપવાના ભાડા અથવા રાજભાગની રકમ અથવા ભરણા બાબત કાંઇપણ તકરાર ઉઠે, ત્યારે તે તકરારી બાબતનો નીકાલ સ્થાનિક સરકારે કરવો, અને તેનો નીકાલ આખરનો ગણાશે.

૧૬. પરવાનાવાળાને પોતાનો પરવાનો પુરો થાય ત્યારે અથવા તે અગાઉ, હવે પછી ઠરાવેલી કાનુનોને પાત્ર નીચે પ્રમાણે કરવાનો અધિકાર છે–

(અ) ખનીજ તેલ અથવા જવેરાત શિવાય બીજા ખનીજ પદાર્થોની બાબતમાં, ખાણ ખોદાવાના પટા માટે ઠરાવેલી કાનુનોમાં લખેલી શરતો મુજબ ખાણ ખોદવાનો પટો મેળવવાને;

(બ) જવેરાતની બાબતમાં, ગવર્નર જનરલ ઇન કોંસિલ આપવાને યોગ્ય ધારે તેવા ખાણ ખોદવાના પટા માટે પહેલી માંગણી કરવાને;

આવા પટામાં, આ કાનુનોને જોડેલા અ પરિશિષ્ટમાં ખાણ ખોદવાના પટાના સંબંધમાં જે ક્ષેત્રફળ લખ્યું છે તેના કરતાં વધારે ન હોય એટલી જમીનનોજ માત્ર સમાવેશ થઈ શકે. પછી તે જમીનમાં, ખોદી બહાર કાઢવાનો પરવાનો જેને માટે આપ્યો હોય એવું સઘળું ક્ષેત્રફળ અથવા તેનો કોઇ પણ ભાગ સમાતો હોય અથવા ન હોય તેની હરકત નથી.

## ખાણ ખોદવાના પટા.

૧૭. (૧) જવેરાતની ખાણના પટા શિવાય ખાણ ખોદવાનો પટો મળવા માટેની દરેક અરજી, એવો પટો જે જમીન માટે હોય તે જમીન અથવા તેનો ભાગ જે જીલ્લામાં આવેલો હોય તે જીલ્લાના કલેકટરને કરવી જોઇયે. કલેકટરે સદરહુ અરજી યોગ્યદ્વારા સ્થાનિક સરકારને મોકલવી

સદરહુ સ્થાનિક સરકાર, સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે અમુક બાબતમાં અથવા અમુક વર્ગની બાબતોમાં એવી અરજી ઉપર વિચાર કરવામાં આવે તે પહેલાં અરજદારે વત્તામાં વત્તા ૫૦૦ રૂપિયાની રકમ અનામત મુકવી.

(૨) જે જમીનમાંની ખાણો, ખનીજ પદાર્થો અથવા ખનીજ તેલ સરકારની માલકીનાં હોય તે જમીન શિવાય બીજી કોઇ પણ જમીનના સંબંધમાં ખાણુ ખોદવાનો પટો આપવામાં આવશે નહિ.

૧૮. ખાણુ ખોદવાના પટા માટેની દરેક અરજીમાં નીચેની વિગતો લખવી જોઇયે—

(અ) અરજદારનું નામ, રહેવાનું ઠેકાણું તથા ધંધો;

(બ) જે ખનીજ પદાર્થ માટે અરજદાર ખણુવા માગતો હોય તે પદાર્થનું નામ;

(ક) એવો પટો જેટલા ક્ષેત્રફળ માટે હોય તેનો નકશો.

૧૯. એવી કોઇપણુ અરજી મળેથી સ્થાનિક સરકારને, જો એવો અરજદાર ૧૬ મી કાનુન પ્રમાણે પટો મેળવવાને હક્કદાર હોય તો, અથવા જો પોતાને એમ લાગે કે અરજદારને ખાણુ ખોદવાનો પટો આપવો જોઇએ તો, સ્થાનિક સરકારને યોગ્ય એવા એક અથવા વધારે બ્લાકના સંબંધમાં તે અરજી આ કાનુનો મુજબ મંજુર કરવાનો અધિકાર છે. માત્ર એવો દરેક બ્લાક આ કાનુનોને જોડેલા અ પરિશિષ્ટમાં લખેલા પ્રદેશ કરતાં વધારે મોટો હોવો ન જોઇએ.

પણુ એવું ઠરાવ્યું છે કે આ કાનુનોની રૂએ સ્થાનિક સરકાર ખાણુ ખોદવાનો કોઇપણુ પટો આપે તે એવો ન હોવો જોઇએ કે તે પટાવાળાએ અથવા તેની સાથે સામાઇક હિત સંબંધ ધરાવનારા શખસોએ ખાણુ ખોદવાના પટાઓની રૂએ ધારણુ કરેલું એકંદર ક્ષેત્રફળ દસ ચોરસ માઇલ કરતાં વધારે થાય.

એવો કોઇપણુ પટો પ્રાંત માટે નિમાયલો એડવોકેટ જનરલ અથવા કાયદાની સલાહ આપનાર બીજો કોઈ અમલદાર (જો હોય તો તે) પસંદ કરે ત્યાં સુધી તે ઉપર સહી કરવી નહિ.

૨૦. ગવર્નર જનરલ ઇન્ કૌંસિલની અગાઉથી સંમત્તિ લીધા શીવાય કોઈ પણુ બ્લાકની લંબાઇ તેની પોહોલાઇથી ચોગણી કરતાં વધારે હોવી જોઇએ નહિ.

૨૧. ખાણુ ખોદવાનો પટો આપવાની મુદત ૩૦ વર્ષ કરતાં વધારે હોવી ન જોઇએ, અને તે નવો કરી આપવાની કોઇપણુ જાતની શરત ગર્નવર જનરલ ઇન્ કૌંન્સિલની મંજુરી વગર દાખલ કરવી નહિ.

૨૨. એવા દરેક પટામાં સ્થાનિક સરકારને દરેક બાબતમાં જરૂરની જણાય તેવી શરતે તથા બોલીઓ લખવાનો અધિકાર છે; પણુ તેમાં દરેક બાબતમાં નીચેની શરતો તો આવવીજ જોઇયે, એટલે:—

(૧) પટાવાળાએ પટામાં જણાવેલા દર પ્રમાણે રાજભાગ આપવો પડશે; અને તે દર, પરિશિષ્ટ ક માં સદરહુ ચોકસ ખનીજ પદાર્થ સારૂ ઠેરવેલો દર હોવો જોઇએ. અને જો તે બીજો કાંઇ ખનીજ પદાર્થ શોધી કાઢે તો, એવા પદાર્થ સારૂ જ્યાં સુધી તેણે ખોદવાનો પટો મેળવ્યો ન હોય ત્યાં સુધી તેના સંબંધમાં સ્થાનિક સરકાર ઠરાવે તે દરે રાજભાગ આપવો પડશે, અને એવો દર એવા પદાર્થની કિંમતના સેંકડે ૨૦ ટકાથી ઓછો હોવો નહીં જોઇયે; પણુ એવા પટાવાળાને, ઉપર કાનુન

૧૬ માં જણાવેલી શરતો પ્રમાણે, તેના મુળ પટાની તે વખતે બાકી રહેલી મુદત સારૂ, એવો પટો માંગવાનો તથા મળવાનો હક પ્રાપ્ત થશે;

( ૨ ) સદરહુ પટાવાળાએ પહેલા વર્ષ પછી દરેક વર્ષ સારૂ પરિશિષ્ટ બ માં લખેલા દરથી ઓછા નહીં હોય એવા દરે ડેડરેંટ ( અમથું ભાડું ) પણ આપવું જોઈયે; પણ એવું ઠરાવ્યું છે કે કોઈ પણ પટાવાળાએ એકજ પટા સારૂ રાજભાગ તેમજ ડેડરેંટ આપવું નહીં. પણ તે એમાંથી જે રકમ વધારે હોય તેજ આપવી;

( ૩ ) પટાવાળો જે સઘળી જમીન ખાણને સારૂ લે વાપરે અથવા ભોગવટામાં લે તે બાબત તેણે પરિશિષ્ટ બ માં લખેલા દરે ભોંય ભાડું પણ આપવું જોઇએ;

( ૪ ) પટાવાળાએ, પોતાના અંગત ખર્ચે, પોતાના પટાની સાથે જોડેલા નકશામાં બતાવેલી હદ પ્રમાણે હદ નિશાન તથા થાંભલા ઉભા કરીને તે હમેશ ટકાવી રાખવાં જોઇયે તથા સારી હાલતમાં રાખવાં જોઇયે;

( ૫ ) એવા પટા ઉપરથી આપેલા અધિકાર ચલાવતાં પટાવાળો જે કાંઇપણ નુકસાન કરે તે બાબત તેણે વાજબી બદલો તથા નુકસાનીનો અવેજ આપવો જોઇયે અને એવા કોઇપણ નુકસાનના સંબંધમાં ત્રાહિત શખસો સરકાર સામે જે દાવા કરે તેમાંથી સરકારને મુક્ત કરવી જોઇયે;

( ૬ ) પટાવાળાએ પેટામાં રાખી મુકેલું હોય એવું કોઇપણ ઝાડ કાપવું નહિ અથવા તેને ઇજા કરવી નહિ;

( ૭ ) પટાવાળાએ અથવા તેની વતી અથવા તેની મારફત દાવો કરનારા કોઈપણ શખસે, સ્થાનિક સરકારની સંમતિ પ્રથમ મેળવ્યા તથા લીધા વગર, પોતાનો પટો અસૈન કરવો નહિ અથવા તે મુજબનો કોઇપણ હક અથવા હિતસંબંધ બીજાને નામે તબદીલ કરવો નહિ અથવા એવા પટામાં સમાયલી કોઇપણ આખી જગા અથવા તેનો ભાગ પેટા ભાડે આપવો નહિ.

( ૮ ) પટાવાળાએ પટા ઉપર સહી થયાની તારીખથી બે વર્ષની અંદર કામ શરૂ કરવું જોઇયે, અને તેણે ત્યારપછી તે કામ યોગ્ય, કાબેલ અને ખાણ ખોદવાની રીત પ્રમાણે પરીપૂર્ણ રીતે ચલાવવું જોઇયે; પણ જો કોઇ અનિવાર્ય કારણને લીધે તેમ કરવાનું બને એમ ન હોય તો જુદી વાત છે;

( ૯ ) પટાવાળાએ, ખાણમાંથી કેટલા અને કેવી જાતના ખનીજ પદાર્થ નીકળ્યા છે તેનો તથા તેમાં કેટલા માણસો કામે લગાડયા છે તેનો વગર ભુલનો હિસાબ રાખવો જોઇએ. તેમજ ખાણના પુરેપુરા પ્લાન રાખવા જોઇએ, અને તેણે સરકાર તરફથી એવા કામ સારૂ અધિકાર આપવામાં આવેલા કોઇપણ અમલદારને એવા હિસાબ તથા પ્લાન કોઇપણ વખતે જોવા દેવા જોઇએ અને તેણે ઉપરની બાબતોના સંબંધમાં સ્થાનિક સરકાર ઠરાવે તેવી સઘળી ખબર આપવી જોઇએ તથા તેવાં પત્રકો પુરાં પાડવાં જોઇએ;*

---

* આ રકમની રૂએ મળેલા અથવા પુરા પાડવામાં આવેલા સઘળા પત્રકો તથા માહિતી ખાનગી છુપી રાખવા જોગ છે એમ ગણવું.

(૧૦) સ્થાનિક સરકાર તરફથી જે કોઇપણ અમલદારને અધિકાર આપવામાં આવે તેને પટાવાળાએ પટામાં લખેલી જગા તપાસવા સારૂ તે જગા ઉપર જવા દેવો જોઇએ;

(૧૧) સદરહુ જગા પાસે અથવા તે ઉપર જે કોઇપણ અકસ્માત થાય તેનો રિપોર્ટ કલેક્ટરને પટાવાળાએ વગર ઢીલે કરવો જોઇએ તેમજ પટામાં લખેલા ન હોય એવા કોઇપણ ખનીજ પદાર્થ તેમાં જડે તે બાબત પણ એવો રિપોર્ટ કરવો જોઇએ.

(૧૨) પટામાં લખેલો અથવા તે ઉપરથી આપવા જોગ થયેલો કોઇપણ રાજભાગ અથવા ભાડુ આપવા માટે પટામાં જે તારીખ લખી હોય તે તારીખથી બે મહિનાની અંદર આપવામાં નહિ આવે તો, સ્થાનિક સરકાર તે જમીનમાં દાખલ થવાને તથા તેમાંના સઘળા અથવા કોઇપણ ખનીજ પદાર્થ અથવા જંગમ મિલકત જપ્ત કરવાને તથા એવો રાજભાગ અથવા ભાડું તથા તે ન આપવાને લીધે થયેલો સઘળો ખરચ પુરેપુરો આપવામાં આવે ત્યાં સુધી તે લઈ જઇને અટકાવી રાખવાને મુખત્યાર છે; અને, કોઇ પણ રાજભાગ અથવા ભાડું લેણું થાય તે તારીખથી ૭ અંગ્રેજી મહિના સુધી કોઇ પણ વખતે અપાયા વગર રહે તો, સ્થાનિક સરકાર તે પટાની મુદત પુરી કરવાને તથા તેમાં લખેલી જગાનો કબજો લઈ લેવાને મુખત્યાર છે;

(૧૩) પટામાં લખેલી કોઇ પણ શરત અથવા કબુલત પટાવાળો તોડે તો, સ્થાનિક સરકાર તે પટાની મુદત પુરી કરવાને તથા સદરહુ જમીનનો કબજો લઇ લેવાને મુખત્યાર છે;

(૧૪) પટાની મુદત પુરી થાય ત્યારે, અથવા તે અગાઉ પુરી કરવામાં આવે ત્યારે, પટાવાળાએ સદરહુ જગા તથા તેમાં ખોદેલી સઘળી ખાણો યોગ્ય તથા કામ કરવા જોગ હાલતમાં સ્વાધીન કરી દેવી જોઇયે, પણ જે કામના સંબંધમાં સરકારે મુકી દેવાનું ફરમાવ્યું હોય તે કામ એવી હાલતમાં સોંપી દેવાની જરૂર નથી.

(૧૫) પટાના સંબંધમાં અથવા પટે આપેલી ખાણો તથા ખનીજ પદાર્થોને લગતી કોઈ પણ વાત અથવા બાબતના સંબંધમાં અથવા તે ચલાવવાના અથવા ન ચલાવવાના સંબંધમાં અથવા તે પટા ઉપરથી નકી કરેલા અથવા આપવાના રાજભાગ અથવા ભાડાની રકમના અથવા તેના ભરણાના સંબંધમાં કાંઈ પણ તકરાર અથવા વાંધો ઉઠે તો, એવી બાબતનો નિકાલ સ્થાનિક સરકારે કરવો, અને તેનો નીકાલ આખરનો સમજવો.

૨૩. કિંમતી જવેરાતની ખાણનો પટો ગવર્નર જનરલ ઇન કૌંસિલ શિવાય બીજા કોઇએ આપવો નહિ. એવો પટો મેળવવાની રીત તથા તેની શરતો ૧૭ થી ૨૨ સુધીની કાનુનોમાં ઠરાવ્યા પ્રમાણેની સમજવી; માત્ર એટલુંજ કે તેમાં "સ્થાનિક સરકાર" એ શબ્દો જ્યાં જ્યાં આવે છે ત્યાં ત્યાં તેમને બદલે "ગવર્નર જનરલ ઇન કૌંસિલ" એ શબ્દો દાખલ કરવા.

## પરવાના તથા પટા બાબતના સામાન્ય ઠરાવો.

૨૪. (૧) રાખી મુકેલા જંગલની અંદર આ કાનુનોના આધારથી ચલાવેલાં સઘળાં કામ સ્થાનિક સરકાર વખતો વખત સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને ઠરાવે તેવી શરતોને પાત્ર રહેશે.

(૨) આ કાનુનોની રૂયે આપેલા દરેક પરવાનાની એક શરત એવી સમજવી કે, રાખી મુકેલા જંગલમાં (પ્રસંગ પ્રમાણે) શોધવાની અથવા ખોદીને બહાર કાઢવાની શરૂઆત કરતાં પહેલાં એવાં કામ કરવાની નોટીસ ડિસ્ટ્રિકટ ફોરેસ્ટ આફિસરને આપવી જોઇયે, અને અગ્નિ વાપરવાના સંબંધમાં એવો ઓફિસર જે કાંઇપણ શરત ઠરાવે તેને અનુસરીને એવું કામ કરવું જોઇયે.

(૩) ખાણુ ખોદવાના જે પટામાં રાખી મુકેલાં જંગલના કોઈ પણ ભાગનો સમાસ થતો હશે તે પટા ઉપરથી ખાણુ ખોદવાના કામ સારૂ ઇમારતી લાકડાં કાપવાનો અધિકાર આપ્યો હશે તો, એવા પટાવાળાએ કેટલા ક્ષેત્રફળની અંદર, કેટલી હદ સુધી અને કઇ શરતે તથા બોલીએ તે કાપવા તે તેમાં લખવું જોઇએ.

૨૫. ખોદીને બહાર કાઢવા માટેના પરવાના માટે અથવા ખાણુ ખોદવા માટેના પટા માટે અરજી કરનાર કલેકટરને એમ લખે કે કલેકટર તેને માટે કાનુન ૨ (૨) (બ) મુજબના સ્કેચ અથવા કાનુન ૧૮(ક) મુજબનો પ્લાન તૈયાર કરવો અથવા જો અરજદારે રજુ કરેલો સ્કેચ અથવા પ્લાન અપુરતો હોય તો કલેકટર જોઇતો સ્કેચ અથવા પ્લાન તૈયાર કરવાને મુખત્યાર છે અને જો તે તે પ્રમાણે હુકમ કરે તો, દર એકરે ચાર આના કરતાં વધારે ન હોય એવા દરે અરજદાર પાસેથી ખરચ વસુલ કરવાને મુખત્યાર છે. જો સ્થાનિક સરકારે આ કાનુનો મુજબ પરવાના અથવા પટા માટે અરજ કરનારાની સગવડ માટે કોઈ પ્રદેશના નકશા ખાસ તૈયાર કર્યા હોય તો અને જો કોઇ પણ અરજદાર ઉપર કહેલા પ્રકારના સ્કેચ અથવા પ્લાનને બદલે એવા નકશાનો ઉપયોગ કરે તો, સ્થાનિક સરકાર, એવો નકશો તૈયાર કરવાના ખરચનો જેટલો ભાગ એવા અરજદાર પાસેથી વસુલ કરવો યોગ્ય ગણે તેટલો ભાગ તેની પાસેથી ઉપર પ્રમાણે વસુલ કરવાને તે મુખત્યાર છે.

૨૬. જો એકાદા પરવાના અથવા પટા માટે જે તારીખે રજા આપી હોય તે તારીખથી છ મહિનાની અંદર તેની ઉપર સહી કરવામાં નહીં આવે તો, અરજદારનો એવા પરવાના માટે અથવા પટા માટેનો હક જતો રહ્યો છે એમ ગણવામાં આવશે. પણ જો સ્થાનિક સરકાર, એવી ઢીલ છતાં, તે આપવાની મંજુરી આપે તો જુદી વાત છે.

---

## પરિશિષ્ટ અ.

( કાનુનોમાંની ૧૯ મી કાનુન જુઓ. )

ખાણુ ખોદવાના પટામાટે ચોરસ માઇલમાં વત્તામાં વત્તું ક્ષેત્રફળ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| કોલસો | ... | ... | ... | ... | ૨ |
| તેલ | ... | ... | ... | ... | ૬ |
| સોનું અથવા ચાંદી | ... | ... | ... | ... | ૧/૪ |
| ધાતુ | ... | ... | ... | ... | ૧/૬ |
| કિંમતિ ઝવેરાત | ... | ... | ... | ... | * |

---

* દરેક બાબતમાં તેના ગુણદોષ પ્રમાણે હિંદુસ્તાન સરકાર નક્કી કરશે.

## પરિશિષ્ટ બ.

( કાનુનોમાંની કાનુનો ૧૫ (૨), ૨૨ (૨), અને ૨૨ (૩) જુઓ. )

| | ખોદી બહાર કાઢવા માટે. | ખણવા માટે. | |
|---|---|---|---|
| ભાડું— | | દર એકર દીઠ ભોંય ભાડું. | દર એકર દીઠ ઓછામાં ઓછું ડેડરેન્ટ. |
| કોલસા માટે ... | દર એકરે એક રૂપિયા કરતાં વધારે ન હોય એટલું સાધારણ ભાડું. | તે તે પ્રાંતના મુલકી અથવા ભાડા બાબતના કાયદા પ્રમાણે આકારવા લાયક ભાડાનો દર; અથવા જો એવો કોઇ દર એવીરીતે આકારવાલાયક ન હોય તો, કરાર ઉપરથી ઠરાવવામાં આવે તે દર, પણ તે વત્તામાં વત્તો એક રૂપિયો હોવા જોઇયે. | ૪ આના. |
| તેલ માટે ... | | | ૧ રૂપિયો. |
| સોના ચાંદી માટે... | | | ૧ આનો. |
| લોખંડ માટે ... | | | ૧ રૂપિયો. |
| બીજી ધાતુ માટે... | | | |

## પરિશિષ્ટ ક.

( કાનુનોમાંની કાનુનો ૧૫ (૩) તથા ૨૨ (૧) જુઓ. )

| | ખોદી બહાર કાઢવા તથા ખણવા બાબત. |
|---|---|
| રાજભાગ— | |
| કોલસો, ભુકી તથા કામ ઉપર વપરાતા કોલસા શિવાય ... | દર ટને એક આનો. |
| તેલ ... ... ... ... | ૪૦ ગ્યાલને આઠ આના અથવા પડતર (ગ્રોસ) કિંમત ઉપર સેંકડે ૫ ટકા. |
| સોનું અથવા ચાંદી ... ... ... | દરેક વર્ષના જુદા જુદા નક્કી નફા ઉપર સેંકડે ૭½ ટકા. |
| લોખંડ ... ... ... | દર ટન કાચા લોઢાના પથરે અડધો આનો. |
| તાંબું, કલાઈ, સીસું અથવા બીજી ધાતુ... | સાફ કરેલી કાચી ધાતુ અથવા ધાતુની ખાણને મ્હોડે અથવા સપાટી ઉપર વેચવાની કિંમત ઉપર સેંકડે અઢી ટકા. અથવા પટાવાળાની મરજી મુજબ દર ટને સહરહ પ્રમાણે જેટલો આકાર આવે તે. આ આકાર દર વર્ષે ઠરાવવો અથવા અમુક મુદત માટે ઠરાવવો. |

કિંમતી ઝવેરાત ... ... દર વર્ષના જુદા જુદા ગણેલા નફી નફા ઉપર ૩૦ ટકા.

( ખરો ઇન્તેખાબ. )

(સહી) એચ. ફીન્યુકેન,

ઓફિશિયેટીંગ સેક્રેટરી નિસબત હિંદુસ્તાન સરકાર"

આલિજા નામદાર ગવર્નર સાહેબ બાહાદુર ઇન કૌન્સિલના હુકમથી,

જે. ડબ્લ્યુ. પી. મ્યુર મેકેન્ઝી.

સેક્રેટરી નિસબત સરકાર.

(True Translation.)

SYED SHAMSUDDIN KADRI,

Oriental Translator to Government.

---

## MISCELLANEOUS.

## પરચુરણ સરક્યુલરો.

નંબર ૨૬૪૨.

### જાહેરનામું.

વિલાયત સરકારના હુકમથી પાલણપુર એજન્સી તાબાના સર્વે લોકોને જાણ કરવામાં આવે છે કે જાદુ તથા ટાંણાં કરવાની ચાલ જે આ દેશમાં છે તે ઘણીજ ખોટી છે માટે આ જાહેરનામું પ્રસિદ્ધ થયા પછી જે કોઇ શખસ આવાં કામ કરશે તો તેને દગો, જાસ્તી કરવી અને બીક દેખાડવી એવો અન્યાય સાબિત થવાથી તેને સજા કરવામાં આવશે માટે હરકોઇ શખશે જાદુ, ટાણા યા કામણ કરવાના ફેલ સદહું લખ્યા મુજબ ન કરવા અગર કરશે તો તેને નિશ્ચે સજા થયા વિના રહેશે નહિ. તા. ૧૭ સપ્ટેમ્બર સને ૧૮૫૯.

(સહી) મેજર કાયલી સાહેબ,

પોલી. સુપ્રી. પાલણપુર.

---

### ઓફીસ ઓર્ડર.

× × × × × ×

હવેથી ફરમાવવામાં આવે છે કે, ટીકીટો, હુંડીઓ અગર નાણાં વિગેરે ક્યાંય મોકલવાં હોય તો નેટીવ આસીસ્ટંટ અથવા શિરસ્તેદારને બતાવી રજીસ્ટર બુકમાં દાખલ કરી સહી કરાવી તેમની સમક્ષ પાકીટ બંધ કર્યા પછી રવાને કરવાં. આ રીતે બંદોબસ્ત રાખવો.

તા. ૨૯ જુલાઈ સને ૧૮૭૩.

(સહી) જે. ડબલ્યુ. વોટસન,

આ. પોલી. સુપ્રી. પાલણપુર.

મુ. સ. નં. ૫૭.

## સરકયુલર.

નામદાર મુંબાઈ સરકારના જનરલ ખાતાનો ઠરાવ નં. ૩૭૮૧, તા. ૧૮ ડીસેમ્બર સને ૧૮૭૮ નો નામદાર સરકારના પોલીટીકલ ખાતાના નં. ૬૦૪૫, તા. ૨૮ ડીસેમ્બર સને ૧૮૭૮ની સાથે આવતાં તેની મતલબ કે નકસીદાર ઇમારતી નવા જુના કામ બાબતની તપાસ મુંબાઇ એશિયાટીક સોસાઇટી તરફથી થએલ હોય અથવા સરકારી અધિકારીએ કરેલ હોય અથવા કોઇ ખાનગી માણસે કરેલ હોય તેની ખબર પ્રથમ આરકીઓલોજીકલ સરવૈયર સાહેબ તરફ આપવી અને તેઓ મંજુર કરે ત્યાં સુધી જુના કામ બાબત કાંઇ પણ ખોદાવવાનું કામ કરવું નહિ. આ વાત મી. બગેસ સાહેબને માલુમ થાય જે તમામ સરકારી આધકારીઓ ખાલસા મુલકનાને વાકેફ તથા અમલ થવા સારૂ મોકલવામાં આવશે અને નામદાર સરકારને ભરૂંસો છે કે દરબારો પોતાના મુલકમાંના આવા કામ સારૂ મદદ આપશે અને સંસ્થાનોના પોલીટીકલ એજંટ સાહેબોએ આ વાતની ખબર તેમના લાગતા વળગતા દરબારોને કરવા એ વિગેરે મજમુનનો આવતાં આ સરકયુલરની નકલ તમામ થાણુદારો તથા સંસ્થાન પાલણપુર, રાધનપુર, થરાદ, વાવ તથા બીજા અખત્યારી તાલુકદારોને ખબર આપવા.

તા. ૩૧ ડીસેમ્બર સને ૧૮૭૮.

(સહી) **પી. એચ. લીજેટ,**

આ. ક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

No. 1 of 1882–83.

Paper Currency Department.

From,

The Commissioner of Issue,
Bombay.

To,

The Political Agent,
Kathiawar (Rajkot).

Bombay, 4th April 1882.

Sir,

Under intructions from the Head Commissioner, I have the honour to invite your attention to the following rules which will from

this date regulate my decision, in sanctioning payment of the value of mutilated notes, or of those notes of which one half has been lost.

I have also to request you will be good enough to make the new rules as publicly known as possible in order to warn the public that no value can hereafter be attached to a mismatched note.

I have &c,
Sd./ A. COTTERELL TUPP.
Commissioner of Issue.

Claims on Half or Mutilated Currency Notes.

To,

ALL CURRENCY OFFICES.

The Undersigned has the honour to communicate the following new instructions regarding the disposal of claims to the value of half or mutilated currency notes. The instructions are issued under F. D. No. 914, dated 15th February 1882, and should be brought into operation at once.

March 23rd 1882.

J. WESTLAND,
Head Commissioner.

1. Any person who has a claim upon the Currency Department in respect of a Currency note which is not in such a condition as to admit of immediate payment across the counter ( i. e. which is mutilated, or half of which has been lost ), should address his claim to the Currency Office from which the Note is issued.

2. Before any steps are taken, the applicant will be required to deposit the note, or part note, in respect of which he makes the claim. It is not necessary to advertise in the Gazette or otherwise, claims which are made upon half or mutilated notes.

3. When the claim is received, a paper will be issued ( See Form A ) requiring the claimant, within fourteen days of its receipt, to give full particulars on the following points, and any other points that may arise out of the enquiry.

## સરક્યુલર.

કેટલીક વખત કામો અમારી પાસે આવે છે તેમાંથી દેખાઇ આવે છે કે કેટલીક અરજી અથવા બીજા તરફથી આવેલ કાગળ ઉપર પહોંચ્યા તારીખ ભરેલ હોતી નથી તથા વગર શેરે કામમાં રાખેલ હોય છે. આવી રીતે કરવું દુરસ્ત નથી, માટે ફરમાવવામાં આવે છે કે—હરકોઈ કોર્ટમાં જે રોજ કાગળ લખાણ પહોંચે અથવા મળે ત્યારે તેને મથાળે પહોંચ્યા તારીખ ભરવી જોઇએ, અને કોર્ટને મુનાસબ જણાય તે શેરો લખી સહી થવી જોઇએ; બાદ બારનીશી બુકમાં નંબર ચડાવવા અને તેવી રીતે દફતરમાં રાખવા માટે રીત રાખવી જોઇએ.

કેટલાક કાગળો તથા અરજી ટપાલ મારફત આવે છે અને કેટલીક અરજી તથા કાગળ કોર્ટના રૂબરૂ આવે છે. તે બે પ્રકાર માલુમ પડવા સારૂ જે રૂબરૂમાં આવે તે નીચે અમારી રૂબરૂ આપી એમ લખી પહોંચ્યા તારીખ નાખવી જોઇએ જેથી બાકીનાં બીજી રીતે આવેલ જણાઈ આવશે. માટે તે પ્રમાણે કરવું.

તા. ૨૦ અકટોબર સને ૧૮૮૫.

(સહી) **સી. વુડહાઉસ,**
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

## ઝાડ વાવવાનો તથા બીજ રોપવા ઉપર મેમોરેન્ડમ.

ઘણું કરી વરસાદની થોડી અગાઉની રૂતુ ઉત્તમ છે. ઝાડ વાવવાને અથવા બીજ રોપવાને પસંદ કરવા લાયક ઉત્તમ જગ્યાઓ એ છે કે:—

૧. રસ્તાની બાજુઓ.
૨. ખેતરો વચ્ચેના સેઢાઓ.
૩. નદી તથા તળાવના કાંઠા.
૪. પડતર જમીન.

ફક્ત પસંદ કરેલી જગ્યાઓ પસંદ કરવી જોઇએ છીએ કે જેથી કરીને કંઇ હરકત થાય નહીં અથવા ઉપર થઇને કોઇ જાય નહિ. ખેડુતો કુદ્રતિ તેમના પોતાના ખેતરોની સરહદ પસંદ કરશે.

બીજી જાતો કરતાં જો બની શકે તો ફળવાળાં ઝાડો પસંદ કરવાં જોઇએ.

બધી ગોઠવણ સ્ટેટના ડીપાર્ટમેન્ટમાંના એક ડીપાર્ટમેન્ટના ઉપરીને સોંપવી જોઇએ. રેવન્યુ અથવા જો ફોરેસ્ટ ડીપાર્ટમેન્ટ હોય તો તેને તે બીજની અથવા નાના છોડ તમામ જોઇતી મદદ આપી શકશે. તેમજ તાલુકા અથવા ગામમાં મુખી તરફથી મદદ આપી શકાશે. રોપા તૈયાર ન મળે તો બીજ તથા તૈયાર ઝાડની ડાળીઓ કે જે ઉછરી શકે તેવી પણ લગાવી શકાએ. તે માટે પહેલેથી તૈયારી કરવી જોઇએ કે ઠરાવેલ દિવસે વાવતાં હરકત આવે નહિ.

દરેક ગામના માટે ગામના પટેલો, પોલીસ પટેલ, હવાલદારને જુમેદાર રાખી તેની દેખરેખ નીચે બંદોબસ્ત રાખવો અને જ્યાં ગામવાળા એકત્ર થઈ નીમેલી સંખ્યા જેટલા ઝાડો વાવી ઉછેરવાનું માથે લે ત્યાં તેની જવાબદારી ઉપર રહેવા દેવા, પણ જોવું કે ખરેખર તેમ અમલ થવામાં આવે.

લોકોને આ કામ લોકપ્રિય થવામાં હરેક લાલચો આપવી જોઇએ અને ઉચી જાતોના દાખલાથી તેઓના નમ્ર બાઇઓને ઘણું ઉત્તેજન મળશે.

જો આ કામમાં તમામ અંતઃકરણ પૂર્વક સામીલ થાય તો કેવા સારા ફાયદા થાય, તે અજ્ઞાન માણુસોને સમજાવવામાં કંઈ પણ તક ખોવી ન જોઇએ.

જો રાજા, તાલુકદાર, ઠાકોરો, થાણદારો તથા કારકુનોમાં તે ઝાડ વાવે અગર બીજ રોપે તો સ્ટેટમાં કોઇ પણ માણુસ આ કરવું એ તેમના દરજ્જા કરતાં ઉતરતું છે તેમ કરી શકશે નહીં. જો તે એમ કહે તો તે તેમાં પોતાનોજ તિરસ્કાર કરે છે.

તા. ૨૫ માહે મે સને ૧૮૮૯.

(સહી) **એચ. એલ. નટ,**
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

Bombay Castle, 1st July 1891.

No. 5158.—With reference to the Notification of the Political Department dated 12th January 1848, published in the supplement to the Bombay Government Gazette dated 17th January 1848, it is hereby notified that British subjects, Native or European, intending to embark for a foreign country, and the subjects of native States entitled to British protection will, after due enquiry, be provided with passports on application as follows:—

In Bombay, at the office of the Secretary to Government, Political Department: In Sind, at the office of the Commissioner in Sind Karachi; In Aden at the office of the Resident at Aden.

The powers conferred in 1848 on the Magistrates of Broach, Surat, Ratnagiri and Thana, are hereby cancelled as being no longer required.

× × × × ×

By order of His Excellency the
Right Honourable the Governor in Council,
W. LEE-Warner,
Secretary to Government.

---

કિલ્લે મુંબાઇ, તા. ૧ જુલાઇ ૧૮૯૧.

નંબર ૫૧૫૮—મુંબાઈ સરકારી ગેઝીટ તા. ૧૭ જાન્યુઆરી ૧૮૪૮ ના વધારામાં પ્રસિધ્ધ કરેલાં પોલીટીકલ ખાતામાંના તા. ૧૨ જાન્યુઆરી ૧૮૪૮ ના જાહેરનામાં સંબંધી અત્રેથી જાહેર

કરવામાં આવે છે કે પરદેશ જવા માટે વહાણ ઉપર ચઢવાની ઇચ્છા કરતી દેશી કે યુરોપીયન બ્રિટિશ રૈયત, તથા બ્રિટિશ આશરાને લાયક થયલી દેશી રાજ્યોની રૈયતોને, પુરતી તલ્લાસ કર્યા પછી નીચે જણાવેલા ઠેકાણે અરજી કીધાથી પાસપોર્ટ આપવામાં આવશે.

મુંબાઇમાં—સરકારના પોલીટીકલ ખાતાના સેક્રેટરીની ઓફિસમાંથી,

સિંધમાં—કરાંચીમાં સિંધના કમીશનરની ઓફિસમાંથી.

એદનમાં—એદનના રેસીડંટ સાહેબની ઓફિસમાંથી.

સને ૧૮૪૮ માં ભરૂચ, સુરત, રત્નાગીરી અને થાણાના મેજીસ્ટ્રેટોને બક્ષેલી સત્તા વધુ વખત જરૂરની ન હોવાને લીધે રદ કરવામાં આવે છે.

× × × × × ×

નામદાર હાકેમ દર ઇજલાસ કાઉન્સીલના સાહેબના હુકમથી. } (સહી) ડબલ્યુ. લીવારનર, સરકારના સેક્રેટરી.

---

**સુ. સ. નં. ૪૪.**

## સરકયુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં આજ સુધી એવો રીવાજ પડી ગયેલો છે કેઃ—

૧ હજુર ઓફિસમાંથી કરવામાં આવેલા જાવક હુકમો નીચે આજમ થાણદારો અને જમીદારો તથા અખત્યારી તાલુકદારો તરફથી રિપોર્ટ કરવામાં આવે છે, તથા

૨ હજુર રિપોર્ટ કરવામાં સારાં ફુલ્સકેપ કાગળો ન વાપરતાં ઘણી વખતે ચીનાઈ, ફ્રેંચ કાગળો ઉપર રિપોર્ટ કરવામાં આવે છે, અને

૩ સાંધણોના કાગળો ટાંકણી અગર દોરાથી ન સાંધતાં છુટા મોકલવામાં આવે છે.

આ રીવાજ અમે નાપસંદ કરી તે તાકીદે બંધ કરવો જોઇએ એમ દુરસ્ત ધારીએ છીએ. અને તેથી ફરમાવવામાં આવે છે કે, આયંદેથી અહીંના આ સરકયુલરની વિરૂદ્ધ કર્યાનું કોઈ પણ થાણદાર વિગેરે તરફથી ચાલ્યાનું જણાશે તો અમારે નાખુશીની સાથે તેમની નોટીસ લેવાની જરૂર પડશે. તા. ૨૧ જાનેવારી સને ૧૮૯૩.

**(સહી) ડબલ્યુ. સ્કોટ,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

**સ. બુ. નં. ૧૮**

## સરકયુલર.

કોઈ પણ કેદી પાસેથી કોઇપણ ખાતાના અમલદારે ખાનગી કામ કરાવવું નાદુરસ્ત છે. સબબ ફરમાવવામાં આવે છે કે હવેથી તેવી વર્તણુંક બંધ કરવી. અને આયંદે તેથી વિરૂદ્ધ વર્તણુંક કોઈની જાહેર થશે તો સખ્ત નોટીસ લેવામાં આવશે.

તા. ૧૦ મે સને ૧૮૯૩.

(સહી) W. SCOTT,
આ. પોલી. સુપ્રી. પાલણપુર.

---

સુ. સ. નં. ૨૨.

## ઓફિસ ઓરડર.

આજમ થાણુદારોએ ઓફિસ કરવા થાણાઓમાં ઓફિસના મકાનો બાંધેલાં છે; તમામ જ્યુડિશીયલ કામ આજમ થાણુદારોએ પોતાના ખાનગી મકાનમાં ન ચલાવતાં; ઓફિસ માટે બાંધેલ મકાનમાં ચલાવવું જોઇએ. અને તેથી બીજી રીતે જ્યારે કોઇ પણ થાણુદારે વર્તણુંક ચલાવેલી જાહેર થશે તો તેને નોકરીમાંથી કમી કરવા જરૂર પડશે.

તા. ૧ જુલાઇ સને ૧૮૯૩.

(સહી) W. A. SALMON,
પોલી. સુપ્રી. પાલણપુર.

## સરકયુલર.

થાણુદારો ડીસ્ટ્રીકટમાં ફરતાં તેમની ટપાલ પહોંચાડવા બાબત છેવટ રા. બા. નેટીવ આસી. સાહેબના શેરા નં. ૯૯ તા. ૮-૭-૯૩ નું લખાણુ આવતાં તમામ હકીકત વિચારમાં લઈ ફરમાવવામાં આવે છે કે, અવલ કારકુનને હીસાબના કામ માટે હમેશાં હેડકવાર્ટરમાં રહેવું થાય છે એટલે થાણુદાર ડીસ્ટ્રીકટમાં હોય અને જે ટપાલ આવે તે અવલ કારકુને ફોડી થાણુદારની ગેરહાજરીમાં તાત્કાળીક અમલ કરવાનો હોય તે કરે અને થાણુદારે પોતેજ કરવાનું જરૂરી કામ હોય તેવે પ્રસંગે રનર હોય તો તેની સાથે કાગળ મોકલવા અગર ખાસ જરૂરને પ્રસંગે પોલીસની મદદ માગવામાં આવે તો તેમણે તરત આપવી જોઇએ અને તે સિવાય ચોકીયાતથી કામ લેવું જોઇએ.

થાણુદાર તાલુકામાં નીકળતાં પ્રથમના હુકમ પ્રમાણે તેમની સાથે સ્વાર તથા પટાવાળો જવાનો તેઓ ડીસ્ટ્રીકટમાં જે થોડા પૈસા આવેલ હશે તે સંભાળશે અને કેદી હમેશાં જે પોલીસ પાર્ટી લાવશે તે છેવટ થતાં સુધી તેને સંભાળશે. તા. ૨૦ જુલાઇ સને ૧૮૯૩.

(સહી) W. A. SALMON,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## GENERAL DEPARTMENT.

Bombay Castle, 1st December 1896.

No. 5263.—It having been brought to the notice of His Excellency the Governor in Council that some of the pilgrims proceeding to the Hedjaz do not appreciate the advantage of supplying themselves with passports which are required by the Turkish Passport Regulations in force in the Hedjaz, His Excellency in Council wishes it to be generally known that, although it is left entirely optional with intending pilgrims to supply themselves with passports or not, passports are obtainable from all local authorities in India without payment of any fee, and that the consequence to a pilgrim of arriving at the Hedjaz without a passport will be that, under the Turkish Passports Regu-

lations he will be required, at Jedda, to pay a double fee of 40 pistres (about four rupees ten annas) before he can get one from the British Consulate, and that if he neglects to get one there, he runs the risk of being debarred from visiting the places considered holy in Turkish territory. It is therefore to save pilgrims from the trouble, inconvenience and needless expense which they will incur that Government wish to impress upon them the desirability of supplying themselves with passports before they leave India.

It is also desirable that intending pilgrims should possess return tickets and money sufficient to defray all expenses for the journey to and fro. Government do not insist upon the possession of adequate means and of return tickets, but pilgrims must bear in mind the disadvantages of finding themselves in the Hedjaz in a destitute condition and without the means of returning to their homes.

By order of His Excellency the Right
Honourable the Governor in Council,
J. D. C. ATKINS,
Secretary to Government.

---

## જનરલ ડીપાર્ટમેંટ.

### કિલ્લે મુંબાઇ, તારીખ ૧ લી ડીસેંબર ૧૮૯૬.

નાં. ૫૨૬૩–પરવાના બાબતના તુર્કસ્તાનના કાનુનો, જે હેડજાઝ પ્રાંતમાં ચાલે છે, તે મુજબ જે લોકો હેડજાઝમાં હજ કરવા જાય તેમણે પોતાની પાસે પરવાના રાખવા જોઇએ, તેમ છતાં પણ કેટલાક હજ કરવા જનાર શખ્સો પોતાની પાસે પરવાના રાખવાનો લાભ સમજતા નથી, એવી વાત નામદાર ગવરનર દર ઇજલાસ કાઉન્સીલના સાહેબની નીઘા નીચે મુકવામાં આવતાં તે નામદાર સર્વ લોકોને એમ જણાવવાની ઇચ્છા રાખે છે કે હજ કરવાનો ઇરાદો રાખનાર શખ્સોએ પોતાની પાસે પરવાના રાખવા કે નહીં એ વાત જો કે તદન તેમની ખુશી ઉપર રાખવામાં આવેલી છે, તો પણ પરવાનાઓ હિંદુસ્તાનમાં સઘળા સ્થાનીક અધીકારીઓ પાસેથી કાંઇ પણ ફી આપ્યા વગર મળી શકે છે અને જે હાજીઓ પરવાના વગર હેડજાઝમાં આવે છે તેનું પરિણામ એ થાય છે કે બ્રીટીશ એલચી ખાતા તરફથી તેને પરવાનો મળે તે પહેલાં, પરવાના સંબંધી તુર્કસ્તાનના કાનુનો મુજબ, તેણે જેદ્દા ગામમાં ૪૦ પીઆસટીઝ (એટલે આશરે ચાર રૂપિઆ દસ આના) ની બેવડી ફી આપવી જોઇએ. અને જો તે શખ્સ ત્યાં તે (પરવાનો) મેળવવાની કસુર કરે તો તુર્કસ્તાનના મુલકમાં જે પવિત્ર ધામો ગણાય છે તેની હજ કરવામાંથી બાતલ રહેવાનું જોખમ તેણે વેઠવું જોઇશે. તેટલા માટે હાજીઓને જે મહેનત, અગવડ તથા નકામો ખર્ચ થાય તેમાંથી તેમને બચાવવા સારૂ, નામદાર સરકાર તેમના દીલ ઉપર એવી વાત ઠસાવવાની ઇચ્છા રાખે છે કે હિંદુસ્તાન છોડતાં પહેલાં તેઓએ પરવાના લેવા એ ઉચીત છે.

૨. વળી હજ કરવા જવાનો ઇરાદો રાખનાર શખ્સોએ પોતાની પાસે રીટર્ન ટીકીટો તથા આવતાં જતાં પુરી થાય એટલી મુસાફરીની ખર્ચી રાખવી એ પણ ઉચીત છે. પુરતા પઇસા અને રીટર્ન ટીકીટો રાખવી એવો સરકાર કાંઈ આગ્રહ કરતા નથી, પરંતુ પોતાના સ્વદેશમાં પાછા આવવાના દ્રવ્યના સાધન વગર લાચાર સ્થીતીમાં હેડજાઝમાં આવી પડવાથી કેવા ગેરફાયદા થાય છે તે હાજીઓએ યાદ રાખવાનું છે.

નામદાર ગવર્નર દર ઇજિલાસ કાઉન્સીલના સાહેબના હુકમથી,

(સહી) જે. ડી. સી આટકીન્સ,
સરકારના સેક્રેટરી,

---

એ. મુ. જા. નં. ૨૨૪.

## શેરો.

જ્યારે જ્યારે કોઇ થાણા સરકલ અથવા તાલુકાઓમાં વરસાદ એક ઇંચ ને તેથી વધારે થાય ત્યારે તે બાબતનો અમને લાગતા વળગતા અધિકારીઓએ તુરત પરભાર્યો રિપોર્ટ મોકલવો એમ ખબર તથા અમલ થવા આ શેરાની એક એક નકલ આજમ થાણદારો તથા મેનેજરો તરફ મોકલવી, તથા બીજા જમીદારોને આ મુજબ ખબર આપવા એક નકલ મે. ડી. ડે. સાહેબ તરફ મોકલવી.

તા. ૧૭ મી સપ્ટેમ્બર ૧૯૦૩.

(સહી) જી. ઇ. હાઇડકેટસ, લેફ્ટનન્ટ કર્નલ,
પોલી. એજંટ. પાલણપુર.

---

એ. મુ. જા. નબર ૩૨૯

## સરકયુલર.

આ હુકમ જ્યાં સુધી ખાસ કરીને રદ કરવામાં ન આવે ત્યાંહાં સુધી કોઈ થાણદારે, મેનેજરે, અથવા પેટી જુરીસડીકસનલ તાલુકદાર અથવા નાંન જુરીસડીકસનલ તાલુકદારે અમારી પ્રથમ મંજુરી લીધા સીવાય કોઇ વીડ ઇજારે આપવુ નહી તેમ હુકમ કરવામાં આવે છે. તા. ૧૬–૧૦–૦૪. માઉન્ટ આબુ.

(સહી) એચ. ડી. મેરીવેધર, મેજર.
પો. એજંટ, પાલણપુર.

---

સ. મુ. નં. ૬.

## સરકયુલર.

અમોએ જે ગામોનાં જન્મ મરણની નોંધનાં પત્રકો જોયાં તેમાં મરણ શાથી થયું તેનું કારણ લખેલ નથી. માટે આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે, દરેક ગામના મરણના પત્રકમાં એક આસન વધારી મરણનું કારણ તેમાં દર્શાવવું. માટે ખબર તથા અમલ થવા સરકયુલરની એક એક નકલ તમામ થાણદારો તથા મેનેજરો તથા થરાદ સ્ટેટ તરફ મોકલવી.

તા. ૧૪ નવેમ્બર ૧૯૦૪.

(સહી) એચ. ડી. મેરીવેધર, મેજર,
પોલી. એજંટ, પાલણપુર.

No. 203 of 1905.

Palanpur, 12-1-1905.

MEMO.

The rates fixed in this Office Memo No. 6889 of the 26th November 1903 for sheep and goats etc, required by Government Officers on Tour in this Agency are modified as follows.

| | Rs. | A. | P. |
|---|---|---|---|
| Lamb under 1 year............ | 1 | 8 | 0 |
| If skin returned............ | 1 | 0 | 0 |
| Sheep............ | 2 | 8 | 0 |
| If skin returned............ | 2 | 0 | 0 |
| He goats under 1 year............ | 1 | 0 | 0 |
| Do over one year............ | 2 | 0 | 0 |

2. The Political Agent directs that when animals are not procurable no obligation rests on the Thandars to procure them from a distance.

Sd./ H. D. MEREWETHER, MAJOR,
Political Agent.

---

મુ. જા. નં. ૮૬.

## નોટીસ.

વિકટોરીયા મેમોરીયલ રેસ્ટ હાઉસ આ એજન્સીના તાલુકદારો વિગેરે માટે પાલણપુરમાં મીરાંના દરવાજા પાસે એજન્સી તરફથી બાંધવામાં આવેલ છે તે તૈયાર થઇ ગયેલ છે. ને તે તમામ તાલુકદાર વિગેરેને ઉતરવા માટે ખુલ્લુ મૂકેલ છે. માટે જે તાલુકદારો વિગેરે અહીં કામ અર્થે આવે તેમને આ મકાનમાં ઉતરવા માટે તમામ તાલુકદાર વિગેરે તરફ ખબર આપવા આ શેરાની એક નકલ તમામ થાણદારો તરફ મોકલવી.

તા. ૧૪-૬-૦૫.

(સહી) એચ. ડી. મેરીવેધર, મેજર,
પોલી. એજંટ, પાલણપુર.

---

## OFFICAL CORRESPONDENCE.

Use of Service stamps for replies sent by Government Officers in their official capacity to communications received from private individuals or associations.

No. 2610.

Financial Department,
Bombay Castle, 4th August 1905.

Letter from the Deputy Secretary to the Government of India Home Department (Public) No. 2387 dated 11th July 1905:—

"I am directed to inform you that in supersession of all previous instructions on the subject, the Government of India have decided that in future all letters sent by Government Officers in their official capacity in reply to communications of any kind received from private individuals or associations shall be despetched "Service paid".

2. "I am to add that Article 344 (1) of the Postal Guide will shortly be amended in accordance with this decision".

RESOLUTION.--Copies of the letter from the Government of India should be forwarded to all Heads of offices, for information and guidance, with reference to Government Circular No. 792 dated 3rd March 1882.

Sd. G. F. KEATINGS,
Under Secretary to Government.

---

સ. નં. ૩.

## સરકયુલર.

જ્યારે ટપાલ લાવવા તથા લઇ જવા માટે જે કાયમ હલકારો રાખેલો હોય, તે માંદો પડી જાય અગર તો બીજા કોઇ સબબથી રોકાઇ જાય તેવા વખતમા સ્થાનીક અમલદાર તરફથી પોસ્ટલ ખાતું મદદ માગે ત્યારે ખાસ મદદ આપવાની સ્થાનિક અમલદારની ફરજ છે, જેથી ટપાલને અડચણ થાય નહિ અને વેપારી વગેરેને ને સરકારી કામને નુકસાન થાય નહિ. જ્યારે કાયમ હલકારાની અવેજીમાં માણસો હલકારા તરીકે રાખવામાં આવે ત્યારે તેઓનો પગાર જેટલા દિવસ કામ કરે તેટલા દિવસ કાયમના હલકારાનો પગાર હોય છે તેના પ્રમાણમાં ગણીને પોસ્ટ ખાતા તરફથી આપવામાં આવશે.

તા. ૨૪-૪-૦૭.

(સહી) જી. ઈ. હાઇડ-કેટસ,
પોલી. એજંટ, પાલણપુર.

---

No. 3025 of 1907,
Palanpur 24th May 1907.

## CIRCULAR.

It has come to the notice of the Political Agent, that the Agency pleaders and possibly others frequently come into the offices in contravention of the Agency circular No. 464 dated the 5-6-1887 go

to the clerks for any inquiry they have to make. It is hereby ordered that they should not go into any office unless they are called there on business. They should wait in the Jackson Hall Room and if they have anything to ask they should make reference to the head of the particular office they require information from. No unauthorised person will on any pretext whatever be allowed in the Record Room and the Record Clerk is held responsible for this and will be at once suspended should the rule be broken.

Sd/. G. F. HYDE CATES, Lt. Col.
Political Agent, Palanpur.

---

## STAMPS.

Limit of the period within which the refund of the value of unused stamps returned by licensed stamp vendors should be made.

No. 7064.

Revenue Department,
Bombay Castle, 13th July 1908.

× × × × ×

Resolution.—The Governor in Council is pleased to direct that if the sanction for the value of unused stamps, returned by a licensed stamp vendor who resigns his license or whose license is cancelled by a competent authority, or by the legal heir or representative of a deceased stamp vendor, is not acted upon within 12 months, it should be considered to have lapsed, unless it is renewed by the Collector on sufficient cause shown.

Sd/. J. E. C. JUKES,
Under Secretary to Government.

---

# MOHSAL.

# મોહસલ બાબત સરક્યુલર.

સરક્યુલર બુક નં. ૧૨

## સરક્યુલર.

અમારી હજુરથી મોસલી બાબતના જે હુકમો કાહાડવામાં આવે છે, તેમાં જે હુકમ અમલમાં લાવવા મોસલ કર્યો હોય તે અમલમાં આવે અને મોસલીની રકમ ભરાઇ રહે ત્યાં સુધી મોસલી હુકમ જારી રહેશે એમ ફરમાવવામાં આવે છે. પરંતુ જે હુકમો માટે મોસલ કર્યો હોય તે અમલમાં આવેથી મોસલી હુકમ બંધ થાય તો વધારે સારૂં; કારણ કે હુકમનો અમલ થયા બાદ મોસલીના રૂપીઆ વસુલ થતાં સુધી મોસલી જારી રહે તો લોકોને બોજા રૂપ થાય છે. અને મોસલીની જુજ રકમ વસુલ થવી બાકી રહે તો તે બદલ મોસલીનાં રૂપીયા કરતાં પણ જ્યાદે રકમ થાય છે. આ રીવાજ ચલાવવો દુરસ્ત નહી લાગવાથી ફરમાવવામાં આવે છે કે,—

હવેથી જેઓના ઉપર જે માટે મોસલ કરવામાં આવે તે કામનો અમલ થવાથી મોસલી હુકમ બંધ થશે ને મોસલી હુકમ બંધ થવાની તારીખથી મોસલીની લેણી રકમ વસુલ થતાં સુધી દરસેંકડે દર માસે એક ટકા પ્રમાણેના વ્યાજ સહીત રકમ વસુલ લેવી. વ્યાજ સહીતની રકમ મોસલી બંધ પડયાની તારીખથી બે માસની મુદત સુધી વસુલ નહી કરે તો તેની મીલકતથી તે રકમ વસુલ લેવી.

મોસલીની રકમ ઉપરાંત વ્યાજની રકમ આવે તે જનરલ ફંડના પરચુરણના હેડમાં જમે કરવી.

તા. ૨૫ જુન સન ૧૮૯૭.

(સહી) એફ. એચ. જેકસન,
પોલીટીકલ સુપ્રી. પાલણપુર.

# Native Chiefs.

No. 2897 of 1874.

Political Department,
Bombay Castle, 26th May 1874.

RESOLUTION OF GOVERNMENT.

His Excellency the Governor in Council directs that the attention of the Political Agents and other officers holding appointments of a similar character be called to the circular letter addressed to them on the 8th June 1859, respecting communications addressed to Government by Native Chiefs, and which is re-published in the margin.

"I am directed to intimate to you that the Right Honourable the Governor in Council is clearly of opinion that no Native Chief should be allowed to address Government through a Vakil.

2. Any Native Chief who may adopt the course pointed out in the 2nd paragraph of that letter should, at the time of addressing Government, furnish the officer appealed against with a duplicate of his letter signed by himself.

"2. The Government should be addressed through its own officers and if at any time Native Chiefs are dissatisfied with those officers the Chiefs should write in their own names and send their representations to Government direct".

C. GONNE,
Secretary to Government.

**નંબર ૨૮૯૭, સને ૧૮૭૪.**

પોલીટીકલ ખાતું.

કિલ્લે. મુંબાઇ, તા. ૨૬ મે સને ૧૮૭૪.

## સરકારનો ઠરાવ.

દેશી રાજાઓ સરકાર ઉપર લખાણ કરે તે બાબત પોલીટીકલ એજંટ સાહેબો તથા તેવી જાતના હોદ્દાવાળા અમલદારો ઉપર તા. ૮ જુન સને ૧૮૫૯ નો સરક્યુલર લખવામાં આવ્યો છે, અને જે હાંશીયામાં ફરીથી પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે ઉપર તેઓ સાહેબનું ધ્યાન ખેંચવા નામદાર ગવર્નર ઇન કાઉન્સીલના સાહેબ ફરમાવે છે.

"આપને જણાવવાને મને ફરમાન થયું છે કે, નામદાર ગવર્નર ઇન કાઉન્સીલના સાહેબનો સારો અભિપ્રાય છે, કે કોઇ દેશી રાજાને વકીલ મારફત સરકાર ઉપર લખાણ કરવા છુટ આપવી નાહે.

૨. સરકાર ઉપર તેના અમલદારો મારફત લખવું, અને તે અમલદારોથી દેશી રાજાઓ કોઇ વખત નારાજ થયા હોય ત્યારે રાજાઓએ પોતાના નામથી લખાણ કરવું, અને પોતાની અરજીઓ પરબારી સરકારને મોકલવી."

સદરહુ કાગળની બીજી કલમમમાં બતાવેલા રસ્તા મુજબ કોઈ દેશી રાજા ચાલે તો તેણે સરકારમાં લખાણ કરતી વખતે જે અમલદાર સામું લખાણ કર્યું હોય તે અમલદારને પોતાની સહીથી તે કાગળ ... પ્રત મોકલવી.

(સહી) **સી. ગોન,**
સેક્રેટરી નીસ્બત સરકાર.

---

No. 6317.

Political Department.
Bombay Castle, 16th October 1885.

## RESOLUTION OF GOVERNMENT.

The Political Agents should be requested to intimate to the Chiefs in their respective Agencies that His Excellency the Governor in Council desires that a Chief should not leave his State for more than days without informing the Political Agent of his address, so that Political Agent may be able to communicate with him, if he con- s that the arrangements made for the management of the State his absence are unsatisfactory, or that for any other reason ef's return is necessary.

J. B. RICHEY,
Chief Secretary to Government.

---

..મહાર મુંબાઇ સરકારનો રેઝોલ્યુશન નંબર ૬૩૧૭, તા. ૧૬ મી અકટોબર સને ૧૮૮" આવ્યો છે તેમાં જણાવે છે કે,

પોલીટીકલ એજંટોએ પોતાની એજન્સીમાંના દેશીરાજાઓના તથા તાલુકદારોને જણાવવું કે, પોતાનું શીરનામું પોલીટીકલ એજંટ સાહેબને જણાવ્યા સિવાય કોઇ રાજાએ પોતાનું સ્વસ્થાન પંદર દિવસ કરતાં વધારે મુદત વાસ્તે છોડવું નહિ, કેમકે આથી જો પોલીટીકલ એજંટને માલુમ પડે કે તે રાજાની ગેરહાજરીમાં રાજ્યના બંદોબસ્ત વાસ્તે સંતોષકારક ગોઠવણ થઇ નથી, તો તેને તે બાબત લખી શકે; અગર કોઇ કારણસર તેને પાછા બોલાવવાની જરૂર પડે તો તેમ કરવા લખી શકાય.

(સહી) સી. વુડહાઉસ,
આ. પોલી. સુપ્રી. પાલણપુર.

---

પાલણપુર, રાધનપુર, થરાદ ઠાકોર, વાવ રાણાજી તથા બીજા હકુમતી તાલુકદારોને પોતાનું સ્વસ્થાન અગર તાલુકો પંદર દિવસ કરતાં વધારે મુદત વાસ્તે છોડી જવું હોય ત્યારે પોતાનું શીરનામું પોલીટીકલ એજંટ સાહેબને જણાવવા બાબત નામદાર મુંબાઈ સરકારનો ઠરાવ આવેલો તેની મતલબ જણાવી હતી; તેના સંબંધમાં જણાવવાનું કે, આજ બાબત નામદાર સરકારનો બીજો ઠરાવ આવ્યો છે, તે ઉપરથી જણાવવામાં આવે છે કે, પંદર દિવસ કરતાં પણ થોડી મુદત વાસ્તે ગેરહાજર થવું હોય તો પણ પોતાના સ્વસ્થાન અગર તાલુકાનો પોતાની ગેરહાજરીમાં કામકાજ વિષેનો બરાબર બંદોબસ્ત રહે એવી ગોઠવણ કરવાની જુમેદારી તેઓ ઉપર રહેશે, અને તેઓએ તેટલા સારૂ તે મુજબ ગોઠવણ કરવી એવી મતલબનો આવેલ છે તે વિદિત થાય.

તા. ૧૦ માહે ડીસેમ્બર, સને ૧૮૮૫.

(સહી) સ. વુડહાઉસ,
આ. પોલી. સુપ્રી. પાલણપુર.

---

**મુ. જા. નં. ૫૯૮**

દેશી રાજાઓએ નામદાર સરકારમાં કોઇ બાબત વિષે જાહેર કરવું હોય તે વિગેરે તેમના પોલીટીકલ એજંટ સાહેબ મારફત કરવું જોઇએ વિગેરે મતલબનો રેઝોલ્યુશન નંબર ૧૮૩૮, તા. ૨૪ મી માર્ચ ૧૮૮૫ નો આવ્યો હતો તેની મતલબના ખુલાસામાં હાલમાં રેઝોલ્યુશન નંબર ૩૦૬૩, તા. ૨૯ મી મે ૧૮૮૬ નો આવ્યો છે તેના બીજા પેરેગ્રાફમાં નામદાર સરકાર નીચે મુજબ જણાવે છેઃ—

નામદાર ગવર્નર સાહેબ અને સરકારના બીજા મેમ્બરો રાજાઓ સાથે મુલાકાત લેવા તથા પાછી મુલાકાત આપવા હમેશ ખુશી થશે, અને તેઓની સાથે અગર તેઓના એજંટો સાથે તેઓની આબાદી તથા સ્થિતિને લગતી તથા તેઓના કુટુંબ અને રાજ્યના લગતી બાબતો વાતચીત કરવા રાજી થશે; પરંતુ આ સાધારણ ધારાને બે અપવાદો છે કે જેનું વ્યાજબ નામદાર ગવર્નર ઇન કાઉન્સીલને ખાત્રી છે કે રાજાઓ તરત કબુલ કરશે.

પહેલો અપવાદ ઇનસાફી અગર ઇનસાફી જેવાં કામોના સંબંધમાં છે એટલે કોઈ બીજા માણસ વચ્ચે કાંઇ તકરાર હોય અને જેમાં સરકારને ફેંસલો આપવાનો હોય, એ સરકાર ન્યાયની પદવી ઉપર છે અને તેટલા સારૂ લાગતા વળગતા પક્ષકારોના સ્વાર્થને. જડજને પોતાની કોર્ટના દાવાવાળા તરફના વહેવારમાં જે સાવધ ભરેલો સંકોચ રાખવે. તેવો સંકોચ સરકારને રાખવો જરૂર છે. જે ધારાઓ તા. ૧ લી જાનેવારી સને ૧૮૮૪ ના [illegible]થી અમલમાં આવ્યા છે તેમાં અપીલમાં તમામ દલીલો પોલીટીકલ એજંટોએ નામદાર ગ[illegible]ની જાણને માટે સાંભળવાનું અને નોંધી રાખવાનો સમાસ કર્યો છે, તેટલા ન.

આવી બાબતોમાં રાજાઓ અગર તેઓના એજંટોને, સરકારના મેમ્બરોને જાહેર કરવા જરૂર રહેતી નથી. વળી બીજા પક્ષકારની ગેરહાજરીમાં તેમ કરવું યોગ્ય નથી.

બીજો અપવાદ જે દાવાઓ અગર અરજો કે જેમાં રાજાઓ સરકારનો રીતસર હુકમ અગર ઠરાવ મેળવવા ઇચ્છા રાખતા હોય તેને સંબંધ કર્તા છે. નામદાર હિંદુસ્થાન સરકારના જણાવ્યા મુજબ કામના કાગળો ઉપરથીજ સરકાર ફેંસલાઓ આપે છે. જ્યાં સુધી પોલીટીકલ એજંટનો અભિપ્રાય સરકારમાં આવેલ નથી ત્યાં સુધી સરકારના મેમ્બરો જો કે તેઓ પોલીટીકલ એજંટ સાહેબ કે જે રાજાઓની બાબતમાં સરકારના જુમેદાર સલાહકાર છે તેને ન ગણવા ખુશી હોય (કે જે તેઓ નથી) તો પણ રાજા અગર તેમના એજંટ સાથે તે બાબત વિષે વાતચીત કરવા સાધારણ રીતે શક્તિવાન હોતા નથી તેટલા વાસ્તે એ તો જરૂરનું છે કે આ બધા દાવાઓ અને અરજો લખાણમાં કરવી; અને તે પોલીટીકલ એજંટ સાહેબની મારફત, અને જ્યાં સુધી આમ થયું નથી ત્યાં સુધી સરકારના મેમ્બરોએ સાધારણ રીતે રાજાઓ અગર તેમના એજંટો સાથે આવી બાબતો વિષે વાતચીત કરવા ના પાડવી જોઇએ.

(સહી) સી. ડબલ્યુ. વુડહાઉસ,
આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

એ. મુ. જા. નં. ૬૫૫

## શેરો.

નામદાર સરકારના ફરમાનથી જણાવવામાં આવે છે કે દેશી સંસ્થાનો તરફથી મુબારકબાદીના તારો અથવા પત્રો નામદાર કૈસરેહિંદ સરકાર તથા બાદશાહી કુટુંબના મેમ્બરો તરફ મોકલવાના હોય તો તે આયંદે પરબારા નહી મોકલતાં રીતસર નામદાર હિંદુસ્થાનની સરકાર મારફત મોકલવા જોઇએ; કેમકે આવા તારો અથવા પત્રો નામદાર કૈસરેહિંદ સરકારને પરબારા મળવાથી કેટલીક વખત તેઓ નામદાર સરકારને અગવડતા નડેલ છે માટે આયંદે ઉપર મુજબ ખબર તથા અમલ થવા માટે આ શેરાની એક એક નકલ પાલણપુર, થરાદ તથા વાવ તરફ મોકલવી.

તા. ૨૦-૩-૧૯૦૧.

(સહી) પી. એસ. વી. ફીટઝરલ્ડ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Mulki Jawak No. 655.

## SHERO.

Under orders from His Majesty's Government, it is hereby ified that congratulating telegrams or letters meant for His Majesty King Emperor or for members of the Royal family from the Chiefs, instead of being sent direct, should henceforth be sent the India Government, because such telegrams or letters if ect have caused inconvenience to His Majesty. One copy of dorsement should be sent to the Chiefs of Palanpur, Tharad Wao for information and guidance for future.

Dated 20th March 1901.

Sd/. P. S. V. FITZ GERALD,
Political Superintendent, Palanpur.

# PROVISON RULES.

# મોદીખાનાની ચીજના ભાવ નકકી કરવાના કાનુનો.

## સરકયુલર.

વારાહીમાં સરકારી નોકરોને સીધુ સામાન વારા પ્રમાણે દે તેવો બંદોબસ્ત થવાની બાબતમાં અહીંના હુકમ મુ. વા. મુક. નં. ૪૭૪, તા. ૨૦ અગષ્ટ સને ૧૮૮૭ લગત આજમ વારાહી થાણદારનો રિપોર્ટ નંબર ૧૭૨૭, તા. ૧૨-૧૦-૮૭ નો આવ્યા ઉપરથી ફરમાવવામાં આવે છે કે, જ્યાં જ્યાં સરકારી નોકરો છે તેમને ખાવાને સીધુ સામાન દે તે પૈસે મળવું જોઇએ. કેમકે એ વખતસર ન મળે તો સરકારી નોકરીને હરકત આવે. સીધુ સામાન ગામની પેઠે ખુશ ખરીદથી સરકારી નોકરને આપતા નથી. અને તે સબબ એમ બતાવે છે કે તેઓ આટો, દાળ વિગેરે રાખતા નથી. પ્રથમ ગાયકવાડી સ્વારો રહેતા હતા ત્યારે તેમને મોદીખાનું પુરૂં પાડવા કેટલીક જગોએ વેપારીઓએ મોદીખાનાની દુકાનો કરી હતી, (જેવી કે વારાહી,) અને કેટલીક જગોએ ગામના વેપારીઓ વારા બાંધી અમુક મુદત સુધી દરેક જણ મોદીખાનું જોખતા.

હાલમાં પાછળની એટલે કે વારાથી મોદીખાનું જોખવાની સીસ્ટમ ચાલે છે. પરંતુ તે બાબત એવી ફરિયાદો વખતો વખત આવે છે કે:—

૧. નીરખના ભાવ બહુ આકરા થાય છે તેથી તે લેનારને નુકસાન થાય છે.

૨. સરકારી નોકરો સીધુ સામાન લેવામાં સતાવણી કરે છે. એવી રીતે કે ખપ ઉપરાંત ઘણો સામાન તૈયાર ન હોય તે માગે છે, તથા સામાન સારો નથી એમ કહી સતાવે છે, અને પૈસા પૂરે પૂરા આપતા નથી.

૩. જે લોકોને પોતાનો નિર્વાહ ચલાવવાને હરકત છે તેમને મોદીખાનું જોખવાનું કહેવામાં આવે છે.

આ પ્રમાણે ફરિયાદીઓ આવવામાં કાંઇ વખત હરકતો થતી હશે પરંતુ ઘણી વખત ગામના લોકોની અંદરના અણબનાવનું એ કારણ થઈ પડે છે. ગમે તેમ હોય તોપણ વારાથી મોદીખાનું જોખવાની સીસ્ટમ અમે પસંદ કરતા નથી. સરકારી નોકરોએ ખુશ ખરીદથી સીધુ સામાન રોકડા પૈસા આપી લેવું જોઇએ, અને ગામના વેપારી વર્ગ આપે તે પૈસે સરકારી નોકરોને સીધુ સામાન આપવું જોઇએ. માટે તેના માટે અમને બે રસ્તા જણાય છે.

૧ ગામના લોકોને જમા કરી મોદીખાનાના ભાવ નક્કી કરવા, (પછી તે એક મહિનાથી તે બાર મહિનાની મુદત સુધી જેમ સરકારી નોકરોને તથા ગામના લોકોને અનુકૂળ પડે તેમ.) અને તે ભાવે મોદીખાનું રાખનાર સીધુ સામાન સરકારી નોકરોને તે તે મુદત સુધી પૂરૂં પાડે.

૨ અગર તો ગામના લોકોએ ભેગા થઈ મોદીખાનાની દુકાનો ખોલવી, અને મહિને મહિને સ્થાનીક અમલદાર ગામના લોકોથી ચાલતા ભાવની તજવીજ કરી નિષ્પક્ષપાતપણે જે ભાવ ઠરાવે, તે મુજબ સીધું સામાન તે દુકાનેથી રોકડે લેવું.

માટે આની એક એક નકલ છ થાણદારોને મોકલી એ બાબત તેઓ શી સુચના તથા ધારેલા હેતુ મુજબ બંદોબસ્ત થવા શું કરે છે તે બાબતનો થાણદારોએ રિપોર્ટ કરવો.

તા. ૩૧ માર્ચ સને ૧૮૮૨.

(સહી) પી. એચ. લીજ્ટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

## સરક્યુલર.

જે લોકો મોદીખાનાની ચીજ વેચે છે તેમણે દરેક મહિને થાણદાર પાસે બજારમાં ચાલતા ભાવ બતાવી મોદીખાનું પરવડી શકે તેવા ભાવ નક્કી કરાવવા જોઇએ, અને તે ભાવથી મોદીખાનું તે મહિના સુધી આપવા આજમ વારાહી થાણદારને જુદા તુમારે મુ. વારાહી બુક નંબર ૫૮૩, તા. ૩૦-૮-૯૪ ના રોજ લખેલ છે, તે મુજબ થવા બાકીના પાંચ થાણદારોને લખવું. અને તે ખબર મહેરબાન પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબને લખવી.

તા. ૨૦ સપ્ટેમ્બર સને ૧૮૯૪.

(સહી) જી. ઈ. હાઇડકેટસ.

આક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

સરકારી નોકરોએ વ્યાજબી કિંમતે સીધુ સામાન આપવાની બાબતમાં તમામ થાણદારોના રિપોર્ટો આવ્યા ઉપરથી બધા થાણદારોએ એક નિયમ થવો જરૂર જાણી એ બાબત અભિપ્રાય લખાઈ આવવા મહેરબાન આસીસ્ટંટ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ તરફ લખતાં જવાબમાં તેમનું લખાણ નંબર ૬૨, તા. ૭ માહે જાનેવારી સને ૧૮૫૦ નું આવ્યું તેમાં લખે છે કે સરકારી નોકરોને માટે દરેક મહિને થાણદાર પોતાના તાલુકાના ગામોમાં ગામના ભાવ ઉપર નજર રાખી નીરખ ઠરાવી વારા કરી વેપારી ઠરાવવા. અને તે પ્રમાણે રોકડા પૈસે દરેક સરકારી નોકર તેને ત્યાંથી વગર તકરારે લે એમ થવા અમારા અભિપ્રાયમાં આવે છે. એ રીતે લખ્યાથી તમામ થાણદારોને ફરમાવમાં આવે છે કે એમાં લખ્યા મુજબ તમારે એ બાબત બંદોબસ્ત કરવો.

તા. ૧૭ માર્ચ સને ૧૮૫૦

(સહી) એચ. એલ. નટ,

એ. પોલી. સુપ્રી. પાલણપુર.

---

સ. બુ. નં. ૮.

## સરક્યુલર.

રેક થાણે અનાજનો નીરખ કરવાની બાબતમાં ફરમાવવામાં આવે છે કે આ સરક્યુલર પછી ધાન્યનો નીરખ દર મહિને નક્કી કરવો અને તે વખતે આજમ ચીફ કોન્સટેબલ બુકદારને પાસે રાખી નક્કી કરવો જોઇએ.

૧૯ મી ડીસેમ્બર સને ૧૯૦૪.

(સહી) એચ. ડી. મેરીવેધર, મેજર,

પોલી. એજંટ, પાલણપુર.

# Newspapers.

No. 5153.-The following Notification by the Government of India in the Foreign Department is republished for general information :—

Simla, the 25th June 1891.

No. 2651, 1.—An order respecting the publication of newspapers and other printed works in places administered by the Governor General in Council, but not forming part of British India.

Whereas some misapprehension has hitherto existed as to the regulations in force in territories under the administration of the Governor General in Council but beyond the limits of British India, with reference to newspapers published within such territory, the Governor General in Council has been pleased to make the following orders.

1. No newspaper or other printed work, whether periodical or other containing public news or comments upon public news, shall, without the written permission for the time being in force of the Political Agent, be edited, printed, or published after the 1st day of August 1891 in any local area administered by the Governor General in Council, but not forming part of British India.

2. If after the date aforesaid any person shall, without such permission as aforesaid, edit, print or publish any such newspaper or other work as aforesaid in any such local area as aforesaid, the Political Agent may by order in wrting

(a). require him to leave such local area within 7 days from the date of such order and,

(b). prohibit him from re-entering such local area without the written permission of the Political Agent.

3. If any such order as is mentioned in the last foregoing paragarph be disobeyed, the offender shall be liable to forcible ex plusion from such local area in pursuance of an order to be mad writing by the Political Agent.

4. Any written permission granted by a Political Ag the editing, printing or publishing of any such newspaper work as aforesaid may at any time be withdrawn by th Agent or any of his successors in office.

5. The expression "Political Agent" has in these meaning assigned thereto by the Foreign Jurisdiction and Ex Act, 1879, and the Code of Criminal Procedure 1882.

(Sd.) H. M. DURAND,

Secretary to the Government of In

## મુંબાઈ સરકારી ગેઝીટ, તા. ૨ જુલાઇ ૧૮૯૧ ભાગ ૧ લો, પાને ૫૨૮ અને ૫૫૯ માંથી ઈન્તેખાબ.

નંબર ૫૧૫૩—હિંદી સરકારનું પરદેશ ખાતામાંનું નિચેનું જાહેરનામું સામાન્ય ખબર થવા માટે ફરી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

સિમલા, તા. ૨૫ જુન ૧૮૯૧.

નંબર ૨૬૫૧—આઇ. નામદાર ગવર્નર જનરલ દર ઇજલાસ કાઉન્સીલના સાહેબના કારભાર તળેની પણ જે બ્રિટિશ ઇન્ડિયામાં ન આવેલી જગાઓમાં વર્તમાન પત્રો તથા બીજાં છાપેલાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા વિષેનો હુકમ.

નામદાર ગવરનર જનરલ દર ઇજલ્લાસ કાઉન્સીલના સાહેબના રાજ્યકારભાર તળેના પણ બ્રિટિશ ઇન્ડિયાની હદ બહારના મુલકમાં પ્રસિદ્ધ થતાં વર્તમાનપત્રોને લગતા ચાલુ અમલમાં આવતા ધારાઓ સંબંધી ખોટી સમજણ અત્યાર લગી ચાલતી આવી છે. તે ઉપરથી ગવર્નર જનરલ દર ઇજલ્લાસ કાઉન્સીલના સાહેબ હેઠળ આપેલો હુકમ કરે છે

૧. વર્તમાન પત્ર કિંવા બીજા છાપેલા ગ્રંથો, ચોકસ મુદતે છપાતા અથવા બીજા, જેમાં જાહેર વર્તમાન યા જાહેર વર્તમાન ઉપર ટીકા થયલી હોય તે, પોલીટીકલ એજંટ સાહેબના વખતો વખતના ચાલુ અમલમાં રહેલી લેખીત પરવાનગી વગર, ગવર્નર જનરલ દર ઇજલાસ કાઉન્સીલના સાહેબના રાજ્યકારભાર તળેના પણ બ્રિટિશ ઇન્ડિયાની હદ બહારના સ્થાનિક વિસ્તારમાં તા. ૧ અગસ્ટ ૧૮૯૧ પછી છપાશે અથવા પ્રસિદ્ધ કરાશે નહિ.

૨. જો કોઇબી સખ્સ સદરહુ દિવસ પછી ઉપર જણાવ્યા જેવી રજા વગર ઉપર જણાવ્યા માફકનાં વર્તમાનપત્ર અથવા કોઇ ગ્રંથ, ઉપર કહેલા કોઇબી સ્થાનિક વિસ્તારમાં છાપશે અથવા પ્રસિદ્ધ કરશે તો પોલીટીકલ એજંટ લેખીત હુકમ કરીને,—

(અ) સાત દિવસની અંદર તેને મજકુર સ્થાનિક વિસ્તાર છોડી જવાની ફરજ પાડશે. અને

(બ) મજકુર સ્થાનિક વિસ્તારમાં પોલીટીકલ એજંટની લેખીત રજા વગર તેને ફરીથી દાખલ થતો અટકાવશે.

૩. આગળ આપેલી છેલ્લી કલમમાં જણાવ્યા જેવા કોઇબી હુકમ તરફ નાફરમાની બતાવશે તો તે અપરાધી, મજકુર સ્થાનિક વિસ્તારમાંથી, પોલીટીકલ એજંટના લેખીત હુકમ મુજબ, જબરીથી હાંકી કાઢવાને લાયક થશે.

૪. ઉપર જણાવ્યા જેવું કોઇબી વર્તમાન પત્ર અથવા બીજું પુસ્તક છાપવા અથવા પ્રકરવા માટે આપેલી લેખીત પરવાનગી કોઇબી વખતે પોલીટીકલ એજંટ સાહેબ અથવા 'છીના તે ઓહ્દો ભોગવનારા સાહેબો માંહેલા કોઇબી પાછી લઇ શકે.

એ હુકમોમાં 'પોલીટીકલ એજંટ' નો અર્થ ફોરીન જ્યુરીસડીકશન અને એક્ષટ્રાડિશન ઃ, અને અપરાધીઓનું કામ ચલાવવાનો કાયદો, ૧૮૮૨ થી તેને લાગુ પાડેલા અર્થ સમજવો.

(સહી) એચ. એમ. ડ્યુરાન્ડ,

હિંદી સરકારના સેક્રેટરી.

# Opium.

## ABKARI.

Notification of the Governor of Bombay in Council of 7th May 1874 (published in the Bombay Government Gazette for 1874, Part 1, 398) declaring the Native States in the Bombay Presidency to be foreign territories for the purposes of Act XI of 1869 and that opium passing into or out of the said states is liable to the duty proposed by British Indian law.

Under section 4 of Act XI of 1869, an Act to make better provision for the collection of land customs on certain foreign frontiers of the Presidencies of Fort St. George and Bombay, the Honourable the Governor in Council is pleased to declare the Native States in this Presidency as given in the annexed list, to be foreign territories for the purposes of the said Act, and that all opium passing into or out of the said States and territories is liable to the duty specified in Schedule A of Act XIII of 1871 or any other law for the time being in force relating to the duties of customs on goods imported and exported by sea.

List of Native States connected with the Bombay Presidency.

× × × × × ×

PALANPUR.

| | |
|---|---|
| Palanpur. | Radhanpur. |
| Morwara. | Wao. |
| Varahi. | Santalpur and Charchut. |
| Deodar. | Terwada. |
| Suegaum. | Bhabhar. |
| Thara in Kankrej. | |

× × × × × ×

## સરકયુલર.

મહેરબાન કમીશનર ઓફ કસ્ટમ્સ ઓપીયમ તથા આબકારીના સાહેબનો ઇંગ્રેજી ૮૨૬૭ તા. ૭ ડીસેમ્બર સને ૧૮૮૨ નો સાહેબ મોસુફે મહેરબાન ડેપ્યુટી ઓપીયમ ગાળવાના સાહેબ ઉપર નંબર ૮૦૯૮ તા. ૫ ડીસેમ્બર સને ૧૮૮૨ નો કાગળ લખેલ તે નોખાબ સહીત આવતાં તેની મતલબ કે નામદાર હિંદુસ્થાન સરકારે તેમના કાગળ નંબર ૪૮

તા. ૪ મોનહુનો નામદાર મુંબાઇ સરકારના ઉપરનામાં ઠરાવેલ છે કે મુંબાઇ પ્રેસીડેન્સીના દેશી રાજાઓ જેમને જકાત માફ અફીણુ મળે છે તેમને આગળ માફક પોતાના ઉપયોગ સારૂ જ્યાંથી અફીણુ ખરીદ કરી લાવવામાં આવે તે જગોએ હાંસલ ભર્યા વગર અફીણુ લાવવું. જકાત માફી અફીણુ દેશી રાજાઓને મળે છે તે મહારાજા વડોદરા સંસ્થાનના ગાયકવાડ તથા ખંભાતના નવાબ તથા કેટલાક રેવાકાંઠા, મહીકાંઠા તથા પાલણપુર એજન્સીના દરબારો છે. સબબ આપને લખવા હાંસલ કે દરબારોના ઉપયોગ સારૂ અફીણુ આપની મારફત ખરીદથી તે જગાએ જકાત લીધા વગર દસ્તુર મુજબ પરવાનાથી મુકરર કરેલ રસ્તે લઇ જવા દેવું જોઇએ; પરંતુ એવી સરતની સાથે કે સદરહુ અફીણુ દરેક બાબતમાં પરવાનામાં જેટલું અફીણુ લઈ જવાની પરવાનગી મળી હોય તેટલુંજ લઈ જવા દેવું ને સદરહુ અફીણુ પોતાના દેશમાં લાવવા બાબતનો પરવાનો જે સ્વસ્થાનને અફીણુ લાવવું હોય તે સ્વસ્થાન જે પોલીટીકલ એજંટ સાહેબની નીધેબાની નીચે હોય તેઓ પરવાનો તે સ્વસ્થાનને અફીણુ લાવવા બદલ આપશે ને તેની નકલ પરભારી તેમણે આપની તરફ મોકલાવવી,

માટે ઉપર પ્રમાણે ખબર તથા અમલ કરતા રહેવા સારૂ આની એક એક નકલ સ્વસ્થાન પાલણપુર, રાધનપુરના દરબારો તથા વાવ અને થરાદના તાલુકદારો તરફ મોકલાવવી.

તા. ૧૩ ડીસેમ્બર સને ૧૮૮૨.

(સહી) પી. એચ. લીજેટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

**સ. બુ. નં. ૭૩.**

## સરકયુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્ટસીની ઓપીયમ ડીપોના ઈનચાર્જ ઓફિસર સાહેબના નંબર ૭૮, તા. ૨૭-૧-૮૫ની યાદથી જણાય છે કે દાણુ ચોરીનું પકડાયેલ અફીણુ જમ થઇ ડીપોમાં હીસાબમાં નોંધાવા અગર વ્યવસ્થા થવા આવે છે. તે સાથેની યાદીઓમાં ડીપો દફતરે જોઇતી હકીકત બરોબર લખાઇ આવતી નથી. તેથી કેટલીક વખત નાહક લખાણુ થાય છે માટે ફરમાવવામાં આવે છે કે, જ્યારે જમ થઇ અફીણુ ડીપોમાં મોકલવામાં આવે ત્યારે તે સાથેની યાદી સોબત પેટામાં રાખેલા નમુના મુજબનું પત્રક મોકલવું જોઇએ.

૨. નમુનાના પત્રકના આસન ૮ માં કીમત ભરવી તે બરોબર તપાસ કરાવી ભરવી જોઈએ. કેમકે બરેલી કીમત કરતાં જાદે કિંમત ઉપજશે તો અફીણુને બદલે કિંમતનાં નાણું મળશે, પણુ તે અફીણુ પાછું મળશે નહિ.

સદરહુ મુજબ અમલ થવા આ સરકયુલરની એકેક નકલ સ્વસ્થાન પાલણપુર તથા રાધન-[illegible] દરબારો અને તાલુકે થરાદના ઠાકોર તથા વાવના રાણાજી તરફ મોકલવી. સિવાય એક એક રાવ બહાદુર સીનીયર તથા રાવ બહાદુર જુનીયર આસીસ્ટંટ સાહેબ તરફ ખબર [illegible]લવી.

[illegible]ા. ૨૪ માહે ફેબ્રુઆરી સને ૧૮૮૫.

(સહી) P. H. LEGEYT,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## જાહેર ખબર.

મુબાઇ ઇલાકાના મહેરબાન કમીશનર ઓફ કસ્ટમ્સ સોલ્ટ, ઓપીયમ, તથા આબકારીના સાહેબ બહાદુરનું તા. ૨૭ મી માર્ચ સને હાલ નંબર ૨૩૬૭ નું ઇંગ્રેજી લખાણ આવ્યા ઉપરથી આ સુપ્રીન્ટેન્ડેન્ટસીમાંના સંસ્થાનો, તાલુકાઓ તથા થાણા તાબાના પરચુરણ અફીણ વેચનારાઓને બીજો હુકમ થતાં સુધી તેઓની ખુશી પડે તે ભાવે અફીણ વેચવાને માટે પરવાનગી આપવામાં આવે છે, પણ સદરહુ ભાવ નજીકમાં નજીકની સરકારી વખારમાં જે ભાવે અફીણ વેચવા ઠરાવ્યું હોય તે ભાવ કરતાં ઓછો હોવો ન જોઇએ; તેમ સદરહુ સરકારી વખારના ભાવ ઉપરાંત એક તોલે એક આના કરતાં વધારે હોવો ન જોઇએ.

તા. ૨૧ માહે એપ્રીલ સને ૧૮૮૫.

(સહી) **સી. વુડહાઉસ,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## NOTIFICATION.

Under the authority of letter No. 2367 of the 27th March 1885, received from the Commissioner of customs, salt, opium and Abkari of the Bombay Presidency, the opium retailces in the Native States, Talukas and Thana circles under this superintendency, etc permitted, pending further orders, to sell opium at any rates they please, the rates being not below that notified for the issue of opium from the nearest Government Depot, nor exceeding such rate by more than one anna per tola.

Sd/. C. WODEHOUSE,
Political Superintendent, Palanpur.

---

**ફો. સ. નં. ૯૨.**

## સરકયુલર.

સોલ્ટ, અફીણ અને આબકારી ખાતાના મહેરબાન ડેપ્યુટી કલેક્ટર સાહેબે દાણ ચોરીના અફીણના ગુન્હાઓ બહુ બને છે એ ઉપર અમારૂં ધ્યાન ખેંચ્યાથી આવા ગુન્હાઓ અટકાવવા પુરતી તજવીજ રાખવા અમે આ સુપ્રીન્ટેન્ડેન્ટસીના દેશી હકુમતી સંસ્થાનો, તાલુકદારો તથા અ ધિકારીઓને સુચના કરીએ છીએ કે, દાણ ચોરી અફીણના જે ગુન્હાઓ પકડાય તેના ગુન્હેગા નસીયત પહોંચે એવી રીતે ઇન્સાફ થવો જોઇએ; તથા તેવા ગુન્હાઓ પકડનારને ઉત્તેજન તેટલા સારૂ દાણ ચોરીતું અફીણ જે પકડવામાં આવ્યું હોય તેના પ્રમાણમાં ઇનામની ઓને આપવાનું થવું જોઇએ કે જેથી ગુન્હાઓ પકડવા તેઓની હોંસ કાયમ રહે.

તા. ૪ જાનેવારી સને ૧૮૮૬.

**(સહી) સી. વુડહાઉસ,**
આ. પો. સુપ્રી. પાલણપુર.

## CIRCULAR.

The Deputy Collector of Salt, Opium and Abkari having drawn my attention to the great occurence of smuggling, I instruct the jurisdictional Native States, Talukdars and authorities that criminals committing smuggling should, after their being captured, be very strictly dealt with in order that such crimes may be discouraged. At the same time as an encouragement, arrangements should be made to award prizes, in proportion to the opium seized, to those detecting such crimes in order that their zeal for detecting such crimes may ever be preserved.

Sd/. C. WODEHOUSE,
Acting Political Superintendent,
Palanpur.

---

## રેવન્યુ ડીપાર્ટમેન્ટ.

મુકામ જંજિરે મુંબાઇ, તા. ૨૪ ફેબ્રુઆરી સને ૧૮૯૪.

નંબર ૧૪૬૪—સન ૧૮૭૮ ના મુંબાઇના આબકારી આકટની ૧૧ મી કલમ ઉપરથી આપેલો અધિકાર ચલાવીને આલીજા ગવર્નર સાહેબ બહાદુર ઇન કાઉન્સીલે હેઠળ લખેલાં કેફ લાવનારાં વસાણાં ઉપરની જકાત માફ કરી છે, એટલે જે કેફ લાવનારાં વસાણાં અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત, પંચમહાલ તથા ખાનદેશ જીલ્લાઓમાં આવેલા બ્રિટિશ મુલકમાંના કોઇપણ ભાગમાં થઇને ગાયકવાડ માહારાજાના મુલકમાંના એક ભાગમાંથી બીજા કોઇ પણ ભાગમાં લઇ જવામાં આવતા હશે, અને એવી રીતે લઈ જવા બદલ પરવાનગી ચિઠ્ઠી આપવાનો આ ઉપરથી હેઠળ લખેલા અમલદારોને યોગ્ય રીતે અધિકાર આપ્યો છે તે અમલદારો પાસેથી જે બદલ પરવાનગી ચિઠ્ઠી લીધી હશે તે વસાણા ઉપરની જકાત માફ કરી છે. તે અમલદારો નીચે પ્રમાણે.

સુબા.
નાયબ સુબા.
ઓપિયમ, કસ્ટમ તથા આબકારી સુપ્રીન્ટેન્ડેન્ટ.
વહીવટદાર.
માજીસ્ટ્રેટ
મહાલકરી
અવલકારકુન

એવી પ્રત્યેક પરવાનગી ચીઠ્ઠીમાં હેઠળ લખેલી બાબતો નિર્દિષ્ટ કરેલી હોવી જોઇએ, એટલે:—

(અ) પરવાનગી ચિઠ્ઠીનો નંબર તથા તારીખ.
(બ) મોકલનારનું નામ.
(ક) જે પાકેજોમાં કેફ લાવનારાં વસાણાં હોય તેઓની સંખ્યા તથા વર્ણન.
(ડ) દરેક પાકેજમાં કેટલું કેફ લાવનારૂં વસાણુ છે તે.
(ઇ) જે જગાએથી જે જગાએ કેફ લાવનારાં વસાણાં લઇ જવાનાં હોય તે જગાનાં નામ.
(ફ) જે માર્ગે કેફ લાવનારાં વસાણાં લઇ જવાનો હોય તે માર્ગ.

(ગ) જે રીતે તે લઇ જવાનાં હોય તે રીત, અને
(હ) જે તારીખ સુધી પરવાનગી ચીઠ્ઠી અમલમાં રહેવાની હોય તે તારીખ નિર્દીષ્ટ કરવી જોઇએ.

અને જેમાં કેફ લાવનારાં વસાણું હોય તે પ્રત્યેક પાકેજ સજ્જડ બંધ કરી તેના ઉપર મોહોર કરવી જોઇએ અને તેમાં કેટલું કેફ લાવનારૂં વસાણું છે તે તેની ઉપર લખવું જોઇએ.

નામદાર ગવર્નર સાહેબ બહાદુર ઇન કાઉન્સીલના હુકમથી.

(સહી) **જી. ડબલ્યુ. વાઇડલ,**
આકટીંગ ચીફ સેક્રેટરી નિસ્બત સરકાર.
ખરો તરજુમો
**એમ. એ. બેગ,**
ઓરીઅન્ટલ ટ્રાન્સલેટર, ગવર્મેન્ટ.

---

**સુ. એ. જા. નં. ૧૪૩૪.**

## શેરો.

દીઓદર તાલુકાના અફીણના ઇજારદાર પોતાની એ તાલુકાની દુકાને થાણામાંથી અફીણ લઇ જાય ત્યારે પરવાના ચીઠ્ઠી ઉપર આજમ થાણદારની ગેરહાજરીમાં અવલ કારકુન સહી કરી આપતા નથી. આ મતલબની રા. બા. હજુર ડેપ્યુટી આસી. સાહેબ તરફ ફરિયાદ આવતાં રા. બા. હજુર ડે. આસી. સાહેબની યાદ તા. ૨૨ ડીસેમ્બર સને ૧૮૯૮ નં. ૧૨૪ ની થાણદારની ગેરહાજરીમાં તેવી પાસો ઉપર અવલ કારકુનને સહીઓ કરવાની પરવાનગી આપવા મતલબ લખે છે.

મહીકાંઠા એજન્સીમાં કેવો વહીવટ ચાલે છે તે માટે ત્યાંના મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ બહાદુરને પુછતાં તેઓ સાહેબ તેમના જવાબ નં. ૧૦૨૩ તા. ૧૪-૧-૯૯માં આજમ થાણદારની ગેરહાજરીમાં અવલ કારકુનોને તેવી પાસો ઉપર સહી કરવાનો વહીવટ છે.

આ ઉપરથી આ એજન્સીમાં તે મુજબ વહીવટ રહેવા બંદોબસ્ત થઇ લખાઇ આવવા તે તુમારે રા. બા. હજુર ડે. આસી. સાહેબને તા. ૧૬ માર્ચ સને ૧૮૯૯ થી લખ્યું છે માટે આ શેરો દાખલા માટે સરકયુલર ફાઇલે રાખવા. તા. ૧૭ માર્ચ સને ૧૮૯૯.

હુકમથી,
(સહી) **એ. એસ. ત્રાંબે,**
હ. ડી. આ. પો. સુ.

---

**એ. સુ. જા. નં. ૫૦૪**

## શેરો.

સેન્ટ્રલ પ્રોવીનસીસના મહેરબાન ચીફ કમીશનર સાહેબે તા. ૧-૪-૧૯૦૧ થી સેન્ટ્રલ પ્રોવીનસીસમાંથી ગાંજાની નીકાસ મુંબાઇ તથા નેટીવ સ્ટેટોમાં થાય તેના ઉપર દરશેર એ રૂ. ૪ ડયુટીના નાખ્યા છે એમ નામદાર સરકાર જણાવે છે માટે ખબર થવા આ એક નકલ રાધનપુરના મે. એડમીનીસ્ટ્રેટર સાહેબ તથા પાલણપુરના નામદાર દીવાન થરાદ ને વાવસ્ટેટ અને ૭ થાણદારો તરફ મોકલવી. તા. ૧૧-૧-૧૯૦૧.

(સહી) **પી. એસ. વી, રીટર**
પોલી. સુપ્રી. પાલણપુર.

J. No. 504.

ENDORSEMENT.

The Government of Bombay is pleased to inform that the Chief Commissioner of Central Provinces has imposed a duty of Rs. 4 per every seer of ganja imported into Bombay and Native States since 1st April 19 1. A copy of the said endorsement should be sent to the Administrator, Radhanpur, the Dewan of Palanpur and to the States of Wao and Tharad, and the 6 Thandars.

Dated 11-1-1901.

Sd/. P. S. V. FITZGERALD,
Political Superintendent, Palanpur.

---

## INTOXICATING DRUGS.

Proposal to exempt from prosecution under Sections 9 and 43 of the Abkari Act *bonafide* travellers coming from foreign territory and possessing ganja and bhang in quantities not exceeding two tolas.

No. 5948.

Revenue Department,
Bombay Castle, 22nd August 1901.

*Letter from the Commissioner of Customs, Salt, Opium and Abkari, No. 4622. dated 10th August 1901 :—*

"I have the honour to report that when the limit of possession of intoxicating drugs was 40 tolas, Government in their resolution No. 3995, dated the 4th June 1886, approved and sanctioned the Commissioner's proposal that *bonafide* travellers coming from foreign territory and possessing ganja and bhang in quantities not exceeding 10 tolas in each case should be exempted from prosecution under Sections 9 and 43 of the Abkari Act. But in view of the facts (1) that the limit of possession has now been reduced to 5 tolas of ganja and 20 tolas of bhang ( *vide* Government Resolution No. 4031, dated 12th June 1901 ), (2) that 5 tolas of ganja represent the quantity sed on an average by a consumer in 6½ weeks and (3) that e high rate of duty now imposed on intoxicating drugs will give a powerful stimulus to smuggling from foreign territory, it is highly desirable that the concession granted by Govern-

ment Resolution No. 3995, dated 4th June 1816, should be curtailed. I would, therefore, propose "that *bonafide* travellers coming from foreign territory and possessing ganja and bhang in quantities not exceeding 2 tolas should be exempted from prosecution under Sections 9 and 43 of the Abkari Act, unless there is reason to suppose that advantage is being taken of the concession to defraud the revenue".

RESOLUTION—The proposal made by the Commissioner of Customs, Salt, Opium, and Abkari is sanctioned. The Commissioner should be asked to forward the necessary notification for publication in the *Bombay Government Gazette.*

P. J. MEAD,
Under Secretary to Government.

---

*Extract from Letter No. 5681, dated 16-5-06 in P. D. from the Chief Secretary to Government of Bombay to the Resident Baroda.*

The orders in G. R. No. 8976, dated 29-11-93 in the R. D. referred by the Diwan, as amended by Government Notification No. 7334, dated 16-11-1897 provide that no person entering British Districts in the Bombay Presidency and bringing with them from foreign territory small quantities of opium not exceeding in weight *three* tolas shall be prosecuted under the opium act for importing of this opium unless there is clear evidence that the opium is otherwise contraband. This rule *is* in force in the Surat and Rewa Kantha Agencies and the Commissioner N. D., is taking steps to make sure that the orders are also current in the Palanpur and Mahi Kantha Agencies.

1. × × × × ×

Sd/. S. W. EDGERLY,
Chief Secretary to Government.

---

*Extract para 3 of the Commissioner N. D. No. 837 dated 4-7- addressed to Government.*

"3 As Government in para 3 of the letter under rep' that the practice enjoined for British territory should be ir into any Agency in which it is not already in force I a the Political Agents Palanpur and Mahi Kantha to take introduce it".

No. 833 of 1906.

Ahmedabad 4-8-06.

Forwarded to the P. A., Palanpur for information and guidance with reference to his No. 4173, dated 4-7-06.

Sd/. R. M. KENNEDY,
Commissioner N. D.

નામદાર મુંબઇ સરકારના ચીફ સેક્રેટરીએ બરોડાના નામદાર રેસીડન્ટ ઉપર લખેલા તારીખ ૧૬-૫-૦૬ ના ૮૬૫૬ નંબરના પત્રમાંથી ઉતારો,

## પોલીટીકલ ડીપાર્ટમેંટ.

× × × × × ×

પોલીટીકલ ખાતાનો તા. ૯ મી ૧૮૯૩ નો ૮૭૭૬ નંબરના નામદાર સરકારના ઠરાવનો દીવાન સાહેબે ઇશારો કર્યો તા. ૧૬-૧૧-૧૮૯૭ ની ટી. ૩૩૪ નંબરના નામદાર સરકારના જાહેરનામાથી એવું ઠરેલું છે કે મુંબઈ ઇલાકામાં ખાલસા મુલકમાં દાખલ થતા કોઇ પણ માણસ ઉપર, તેની પાસે ત્રણ તોલા અગર તેથી ઓછું અફીણુ હોય અને તે ખાલસામાં લઈ આવે તે માટે ઓપીયમ એકટ પ્રમાણે કામ ચલાવવામાં આવશે નહિ; પરંતુ મજકુર અફીણુ ગુનો કરવાના ઇરાદાથી આણ્યું છે એવો સ્પષ્ટ અને ખુલ્લો પુરાવો હોય તો તેના ઉપર કામ ચલાવવા ઉપરના નિયમથી બાધ નથી. આ જાહેરનામું સુરતની અને રેવાકાંઠા એજન્સીઓમાં અમલમાં આવેલ છે. અને મે. ઉત્તર વિભાગના કમિશ્નર ઉપરના હુકમો પાલણપુર અને મહીકાંઠા એજન્સીમાં અમલમાં આવ્યા છે કે કેમ તે બાબત ચોકસી કરવા પગલા ભરે છે.

(સહી) ડબલ્યુ. એડજરલી.
સેક્રેટરી મુંબઈ સરકાર.

ઉત્તર વિભાગના મહેરબાન કમીશનર સાહેબ બહાદુરના નંબર નં. ૮૩૭, તા. ૪-૮-૧૯૦૬ ના તીજા પેરાનો ઉતારો:—

"૩. નામદાર સરકારે ત્રીજા પેરામાં જેજે એજન્સીમાં આ કાનુન દાખલ નહી હોય તે એજન્સીમાં દાખલ કરવાની ઇચ્છા જણાવ્યાથી અમો પાલણપુર અને મહીકાંઠાના મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબોપર આ કાનુન દાખલ કરવા માટે પુછયે છીયે."

## નંબર ૮૩૩ સને ૧૯૦૬.

અમદાવાદ, તા. ૪-૮-૦૬.

ઉપરના ઠરાવની નકલ જાણુ થવા તથા અમલ થવા રવાના મહેરબાન પાલણપુરના પોલીટીકલ એજન્ટ સાહેબ તરફ તેઓના નંબર ૪૧૭૩, તા. ૪-૭-૦૬ ના અનુસંધાનમાં

(સહી) આર. એમ. કેનડી,
કમીશનર, ઉત્તર વિભાગ.

# CIRCULARS ABOUT PEONS.

# પ્યુન્સ અને પટાવાળા સંબંધી સરકયુલરો.

મુ. સ. નં. ૮૪૧.

## ઓફિસ ઓરડર.

તાલુકદારો વિગેરે પાસેથી કોઇ કોઇ વખતે પટાવાળા ઇનામ તરીકે લેછે એવું એક કામ ઉપરથી અમને જાહેર થયું અગર તે પ્રમાણે થતું હશે તો એ વાત ગેરવ્યાજબી છે અને તેવી વર્તણુંક બંધ પાડવા દુરસ્ત જણાયાથી હુકમ કરવામાં આવે છે કે આયંદે કોઇ પણ પટાવાળાએ ઇનામ તરીકે કોઇ પાસેથી લેવું નહિ.

તા. ૧૦ માહે નવેમ્બર સને ૧૮૮૦.

(સહી) પી. એચ. લીજેટ,
પોલીટીકલ સુપ્રી. પાલણપુર.

## સરકયુલર.

સરકારી નોકરોને અરજીઓ લખવાની મનાઇ છે માટે ફરમાવવામાં આવે છે કે, અમારા તાબાના પટાવાળા અથવા હલકારા કે કોઇએ પક્ષકારોની અરજીઓ લખવી નહિ.

(સહી) ઈ. ડબલ્યુ. વેસ્ટ,
આ. પોલી. સુપ્રી. પાલણપુર.

## સરકયુલર.

× × × × × ×

આ સરકયુલરથી ફરમાવવામાં આવે છે કે—પટાવાળા પાસે ખાનગી કામ લેવાની ફરિયાદ આવી વાસ્તે આજમ થાણદારો તથા કારકુનોએ થાણા પંડ યા એવા સરકારી નોકરો પાસે કંઈ જોર યા દબાણથી પોતાનું ખાનગી કામ ન કરાવવું. પોતાના ખાનગી કામમાં તેવા લોકોને ન રોકવા. આ હુકમ છતાં તેથી વિરૂદ્ધ વર્તણુંક થતાં ફરિયાદ થશે તો રીતસર કામ ચાલશે.

આ સરકયુલર નીચે થાણદારો તથા કારકુનોને તે હુકમની ખબર મળવા બદલ સહીઓ અહીં દફતરે રહેવા મોકલવો અને નકલ ત્યાંના દફતરે રાખવી

તા. ૫ અકટોબર સને ૧૮૮૯.

(સહી) ડબલ્યુ. સામન
આક. પોલી. સુપ્રી. પા

શ. નં. ૧

## સરકયુલર.

ઉત્તર વિભાગના મહેરબાન રેવન્યુ કમીશનર સાહેબનો મીમો નં. ૧૬૧, તા. ૨૮ માર્ચ સને ૧૮૯૩ માં સુચવે છે કે, થાણાઓમાં પ્રોસેસની બજવણી કરનાર નોકરોને "રનરો" નામ આપેલું છે તે બદલે હવેથી "પ્યુન્સ" (પટાવાળા) લખવા વહીવટ રાખવો. આ પ્રમાણે અમલ કરવાનો દાખલો રાખી અમલ કરવો.

તા. ૮ એપ્રિલ સને ૧૮૯૩.

(સહી) ડબલ્યુ. સ્કૅાટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરકયુલર.

હુકમનામાની બજવણીમાં યા બીજી રીતે જપ્તીમાં લીધેલ સામાન, બીન વારસી મિલકત, અને અતિક્રમણ કરતાં પકડાએલ જાનવર, માલિક પેદા ન થયાથી હરાજ કરવામાં આવે તે હરાજી કોર્ટના પટાવાળા કરે છે. તેમને હરાજી ફી આપવા

નંબર ૧૬, તા. ૧૬ જુન સને ૧૮૭૭
,, ૧૭, ,, ૧૯ ,, ,, ,,
,, ૨૬, ,, ૫ એપ્રિલ ,, ૧૮૭૫

બાબતને બતાવ્યા મુજબ સરકયુલર થયેલી જણાય છે. સદરહુ પટાવાળાઓને નોકરી બદલ પગાર મળે છે અને હરાજી બોલાવવી તે તેમની નોકરીનો ભાગ હોતાં ફરમાવવામાં આવે છે કે—તા. ૧ સપ્ટેમ્બર સને ૧૮૯૩ અને ત્યાર પછી તેવી ફી આપવી નહિ.

તા. ૨૮ આગસ્ટ સને ૧૮૯૩.

(સહી) ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

સુ. પા. જા. નં. ૨૦૨

## ઓફીસ ઓર્ડર.

પટાવાલાઓની એક થાણેથી બીજે થાણે બદલીઓ થતી પરંતુ હાલ સુધી તેવે પ્રસંગે પટાવાલાઓને કાંઈ પણ ખર્ચ મલતું નહીં. હાલ એ સંબંધમાં તુમાર ચાલતાં રા. બા. ટ્રેઝરી ઓફીસર સાહેબનું લખાણ નં. ૧૧૦ તા. ૧૦–૮–૯૫ નું આવેલ તેમાં પટાવાલાને ભથ્થું નહી પણ એક એગારીનું ખર્ચ આપવું જોઇએ એવો અભીપ્રાય બતાવેલો તે અભીપ્રાયને અમે મળતા આવી ફરમાવીએ છીએ કે પટાવાલાની ફેરફારી એક થાણેથી બીજે થાણે તે પટાવાલાની કસુર સિવાય કરવામાં આવી હોય તો તે પટાવાલાને પોતાની નીમણુંકવાલા થાંણા સુધી એક એગારીનું ખર્ચ તે પટાવાલાને આપવું.

તા. ૨૬ સપ્ટેમ્બર સન ૧૮૯૫

એફ. એચ. જેકસન, કર્નલ.
પોલી. સુ. પાલણપુર.

સ. નં. ૪.

## ઓફીસ ઓર્ડર.

એમ જાહેર થાય છે કે પીયુનો (શીરો) જેમનું કામ તાલુકામાં સમન વારંટો બજાવવાનું છે તેમને તાલુકા બહાર કામગીરી ઉપર આજમ થાણદારો મોકલે છે અને તેથી તેમની પોતાની ડયુટીનું કામ તેઓ બરાબર કરી શકતા નથી. માટે ફરમાવવામાં આવે છે કે, કોઈ પણ રનર જેની ડયુટી સમન, વારંટો બજાવવાના છે તેને તાલુકા બહાર કોઈ ડયુટી ઉપર આજમ થાણદારોએ અમારા હુકમ સિવાય મોકલવા નહિ. આ ખબર તમામ થાણદારો તથા રનરોને આપવી.

તા. ૬ મે સને ૧૯૦૬.

(સહી) એફ. એચ. જેકસન,
પોલી. સુપ્રી. પાલણપુર.

સ. બુક નં. ૬

## ઓફીસ ઓર્ડર.

થાણા સરકલમાં પટાવાળા અગર પીઉનની ગેરહાજરીમાં તે જગોનું કામ કરવા નવા માણસને અહીંની મંજુરી મેળવ્યા પહેલા દાખલ થઇ શકતા નથી. હાલમાં વાવના આજમ થાણદાર પુરૂષોત્તમરાય ભવાનીશંકર વાવ થાણાના પીઉન ભેળા શેરાએ પોતાની નોકરી ઉપરથી હાથ ઉઠાવી લઈ રાજીનામુ તે થાણદાર પાસે રજુ કરતાં તે રાજીનામુ મંજુર કરાવ્યાં પહેલાં તે જગા ઉપર વાવના જશા અણદા નામના શક્ષને દાખલ કર્યા બાદ મંજુરી માટે તે થાણદારે અહીં રીપોર્ટ મોકલ્યો. જેઓને તે કામ કરવાનો અખત્યાર મળેલો નથી તેઓએ મંજુરી મોકલ્યા પહેલાં તે કામ કરવું તે બરાબર નથી, માટે ફરમાવવામાં આવે છે કે કોઇ પણ પટાવાળા અગર પીઉનની ગેરહાજરીનાં કામ કરવા અહીની મંજુરી મેળવ્યા પહેલાં નોકરી ઉપર ગમે તે શખ્સને ચડાવાએલો મંજુરી પહેલાના દીવસોનો પગાર તે માણસને નોકરી ઉપર ચડાવનારને પોતાના પદરથી આપવો પડશે.

Sd/ F. H. JACKSON,
પો. સુ. પાલણપુર.

Circular No. 6.

## OFFICE ORDER.

If any Patawalla or peon is appointed without the previous sanction of the Political Agent, the pay of that Patawala or peon will be recovered from the pocket of the officer appointing him, for the period extending from the date of his appointment to the date of the necessary sanction.

Dated, 17th June 1897.

Sd/. F. H. JACKSON,
Political Superintendent, Palanpur.

No. 7864 of 1902.

Palanpur, 3rd November 1902.

## OFFICE ORDER.

Certain facts having come to the knowledge of the Political Agent it is hereby ordered that all the menials of the various establishments at Head Quarters shall, on going sick, report themselves to the Assistant Surgeon who will at once take them into Hospital as in-patients and forward a certificate to the Head of the establishment to which the menial servant belongs. If any menial servant absents himseif from duty without such certificate he will lose his pay for the days of absence and be liable to any other penalty which the Political Agent may see fit to inflict. On the man's discharge from Hospital the Assistant Surgeon will send a certificate to that effect.

Sd/. G. E. HYDE CATES, LT. COLONEL,
Political Agent, Palanpur.

---

ન. ૭૮૬૪ સને ૧૯૦૨.

પાલણપુર ૩-૧૧-૧૯૦૨

## ઑફીસ ઓરડર.

કેટલીએક હકીકત નામદાર પોલીટીકલ એજન્ટ સાહેબના જાણવામાં આવ્યાથી આથી એવો હુકમ કરવામાં આવે છે કે જુદા જુદા ખાતાઓના પટાવાળા પ્યુન વિગેરે હલકી પાયરીના નોકરો મંદવાડના સબબથી નોકરીપરથી ગેરહાજર રહેવા માંગતા હોય તેવા નોકરોએ મે. આસીસટન્ટ સરજન પાસે હાજર થવું તેથી મજકુર સરજન તેમને ઇસ્પીતાલમાં રાખી તેમની સારવાર કરશે અને જે ખાતાનો તે નોકર હશે તે ખાતાના ઉપરીને તેની માંદગી બાબત સરટીફીકેટ લખી મોકલશે. જો કોઈ પણ ઉપર કહેલો એવો નોકર, ઉપર જણાવ્યા મુજબનું સરટીફીકેટ મેળવ્યા શિવાય માંદગીના સબબથી ગેરહાજર રહેશે તો જેટલો વખત તે એ પ્રમાણે ગેરહાજર રહેશે તેટલા વખતનો તેને પગાર મળશે નહીં એટલુંજ નહીં પણ નામદાર પોલીટીકલ એજન્ટ તે બાબત તેને સજા કરશે તેને પાત્ર થશે. મે. આસીસટન્ટ સેરજન ઇસ્પીતાલમાંથી તેવા સખસને રજા આપે તો તે બાબતનું સરટીફીકેટ મોકલી આપશે.

( સહી ) જી. ઈ. હાઇડ કેટસ-લેફ્ટનન્ટકર્નલ.
પોલીટીકલ એજન્ટ, પાલણપુર.

---

# Petitions.

The Acting Political Superintendent finds it necessary to make some rules about petitions. He is willing to hear all substantial grievances but he observes that a custom has grown up of writing all kinds of long rambling petitions on every possible subject, the meaning of which it is difficult to grasp, which cost the sender nothing and are sent in by post often without any reference to past orders.

1. It is therefore ordered that petitions should be made in the accompanying form.

2. That they should for the most part be presented in person, or by authorized Mukhtyar able to speak on the point and answer questions regarding it. Petitions sent by post will as a rule be returned; if no address of a post office is given, they will merely be filed. Answers cannot now, that the contingent has been reduced, be sent to the Thandars for delivery as heretofore, but will be sent bearing unless postage stamps be forwarded.

3. A box will not be kept, but petitions will be received by the Political Superintendent in person on Tuesdays, Thursdays, and Saturdays in the afternoons.

4. When any previous correspondence has taken place a referance to the last order passed should be invariably given.

5. Justice should first be sought in the lowest tribunal having jurisdiction; it is only in failure of redress there that the Political Superintendent should be applied to. Thandars and other officials are scattered about the country expressly to avoid petitions having to come all the way to Palanpur. It was never intended that they should be set on one side, and the Political Superintendent expected to interfere in the first instance.

Palanpur, 12th May 1885.

C. WOODEHOUSE, Lt. Col.
Acting Political Superintendent, Palanpur.

---

Petition of

× × ×

Against

× × ×

Subject in brief.

---

Redress asked for in brief.

---

**મુ. સ. નં. ૧૩.**

## સરકયુલર.

અરજીઓ વિષે કંઇક ધારા કરવાની જરૂર છે એમ અમને લાગે છે ખરા. દુઃખની અરજીઓ બધી સાંભળવાની અમારી ખુશી છે પરંતુ અમારા જોવામાં આવે છે કે હરેક બાબત લંબાણથી અને મુદ્દા વગરની અરજીઓ લખવાનો રિવાજ વધ્યો છે તેથી અરજીઓનો મતલબ ખ્યાલમાં લેવા મુસ્કેલ પડે છે. અને તે અરજી મોકલનારને કંઇ ખરચ લાગતું નથી અને તે ટપાલમાં મોકલે છે તથા પ્રથમ શો હુકમ થયેલ તે તેમાં લખતા નથી.

૧. સબબ ફરમાવવામાં આવે છે કે આ જોડે નમુનો છે તે મુજબ અરજીઓ કરવી.

૨. ઘણું કરીને અરજીઓ પોતે જાતે હાજર થઇ આપવી અગર પરવાનગી મળેલ મુખત્યારને અરજીની બાબતમાં બોલી શકે અને તે બાબતમાં જે સવાલ પુછાય તેમાં જવાબ આપી શકે એવા મુખત્યારની મારફત આપવી. ટપાલમાં જે અરજીઓ આવે તે ઘણું કરીને પાછી મોકલવામાં આવશે. જો તે અરજીમાં ટપાલ ઓફિસનો પત્તો આપ્યો ન હોય તો તે અરજી ફક્ત દફતરે દાખલ કરવામાં આવશે. ગાયકવાડી સ્વારોની સંખ્યા હાલ ઓછી થઇ છે માટે હાલ સુધી જે રીવાજ હતો તે મુજબ થાણદારના મારફત જવાબ પહોંચાડવાનું થઇ શકશે નહીં, પરંતુ જો ટીકીટો મોકલશે નહીં તો જવાબ નોટપેડ મોકલવામાં આવશે.

૩. હવેથી પેટી રાખવામાં આવશે નહીં, પણ અમે મંગળવાર, ગુરૂવાર અને શનિવારના રોજ બપોર પછી રૂબરૂમાં અરજીઓ લઇશું.

૪. જ્યારે પ્રથમ લખાણ ચાલ્યું હોય ત્યારે છેલ્લા લખાણના જવાબની નંબર, તારીખ લખવી; તેમાં ભૂલ કરવી નહિ.

૫. નીચેની કોર્ટ અગર અમલદાર જેને ફરિયાદ લેવાનો અધિકાર છે તેમની પાસે પહેલ વહેલાં દાદ માગવી. ત્યાં દાદ ન મળે ત્યારે માત્ર અમારા તરફ અરજી કરવી. થાણદાર તથા બીજા અમલદાર પ્રગણામાં જુદા જુદા ઠેકાણે રાખ્યા છે તેનો હેતુ એ છે કે, અરજદારને પાલણપુર સુધી આવવા તસ્દી ન પડે, તેમને એક કોરે મુકીને અમારે વચમાં પડવું એવો કદી સરકારનો ઇરાદો નથી.

તા. ૧૩ મી મે સને ૧૮૮૫.

(સહી) C. WODEHOUSE,
આ. પોલી. સુપ્રી. પાલણપુર.

---

અરજી ફલાણા માણુસની.

× × × × × ×

ફલાણા માણુસ ઉપર.

× × × × × ×

બાબત ટુંકામાં.

× × × × × ×

દાદ માગવાની તે ટુંકામાં.

× × × × × ×

અરજીની સવિસ્તર હકીકત.

× × × × × ×

---

**સુ. સ. નં. ૨૨.**

## જાહેર ખબર.

હાલમાં અમારા રૂબરૂ કેટલીક અરજીઓ અંગ્રેજીમાં તથા ગુજરાતીમાં આવે છે. અંગ્રેજી અરજીઓની લખાવટ અસભ્યતા ભરેલી અને અરજદારની પોતાની અરજના મતલબ ઉપરાંતની અને તે અરજી નીચે મુસદ્દો ઘડનાર તથા લખનારનાં નામ પણ ઘણું કરીને લખેલાં હોતાં નથી. તથા જો કે અહીં દફતર ગુજરાતીમાં છે. અરજદાર અંગ્રેજી ભણેલા નથી તો પણ ગુજરાતી અરજી સાથે જોઇએ તેમ જોડતા નથી. અરજીમાં લખનાર તથા અરજી કરનારનું નામ લખવા તા. ૨૩ મે સને ૧૮૭૮ નો સરક્યુલર છતાં તે મુજબ લોકો જોઇતો અમલ કરતા નથી, માટે નીચે મુજબ ચાલવા ફરમાવવામાં આવે છે.

૧. અંગ્રેજી હરેક અરજી નીચે તે અરજીનો મુસદ્દો, ઘડનારનું નામ, તેના પોતાના દસ્કત જોઇએ તથા અરજદારની સહી જોઇએ અને જે અરજી પોલી. સુપ્રી. સાહેબના નામની હોય તે સાથે ગુજરાતી અરજી જોઇએ. ગુજરાતી અરજી સાથે અંગ્રેજી અરજી જેને મોકલવાની હોય તેને હરકત નથી.

૨. અરજીમાં ભાષા અસભ્યતા ભરેલી અથવા અયોગ્ય ન જોઇએ.

૩. ગુજરાતી અરજી નીચે મુસદ્દો ઘડનારની તથા તે અરજી લખનારની સહી જોઇએ, તથા અરજદારની સહી જોઇએ.

ઉપર મુજબ સર્વે લોકોને જાણ થવા જાહેર ખબર પ્રસિધ્ધ કરવી.

તા. ૧૭ સપ્ટેમ્બર સને ૧૮૮૬.

(સહી) **ડબલ્યુ. એ. સાલમન,**
એક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

## NOTIFICATION.

Out of the several petitions just received, both in English and the vernacular, the former are not only impolite in language and not conveying the real object of the petitioner, but also not authenticated below by the composer and the writer. Notwithstanding that the Record here is in the vernacular, and the petitioners do not know English they do not attach their translations as required. The circular of 23rd May 1878, requiring both the writer and the applicant to sign the application, is also not acted up to by the people. It is accordingly ordered as under:—

1. Every petition in English should be signed under their own hand by the composer, writer and the applicant. Every petition addressed to the Political Superintendent should be accompanied by its vernacular. Submission of an application in English with its vernacular is not objectionable.

2. The language in the petition should be polite and not improper.

3. Every petition in the Vernacular should be signed by the composer, writer and the applicant.

This notification should be published as above for general information.

Dated the 17th September 1886.

Sd/. W. A. SALMON,
Acting Political Superintendent, Palanpur.

---

## NOTIFICATION.

As inconvenience is caused in supplying copies of papers which the Talukdars and parties apply for, from the superintendency records without specifying their details and the object for which they are required, no application will in future be received without the following particulars.

1. Number and date or purport of the paper.
2. The Court in which it is to be filed, or the object for which it is required should be stated.

Palanpur, 16th March 1891.

Sd/. G. R. GOODFELLOW,
Political Superintendent, Palanpur.

---

## જાહેર ખબર.

તાલુકદારો અને પક્ષકારો સુપ્રીન્ટેન્ડસીના દફતરોમાંથી કાગળની નકલો માગે છે તેમાં તે નકલો શા માટે જોઇએ છે તેની વીગત અને મતલબ દર્શાવતા નથી તેથી નકલો આપવામાં અડચણ થાય છે તેથી ભવિષ્યમાં નીચે જણાવેલ વીગતો જણાવવામાં આવશે નહી તો નકલ આપવામાં આવશે નહી.

૧ કાગળની મતલબ, તારીખ અને નંબર.
૨ જે કોર્ટમાં કાગળો દાખલ કરવા હશે અથવા શું કારણસર જોઇએ છે તે જાહેર કરવું જોઇશે.

પાલણપુર તા. ૧૬ મી માર્ચ ૧૮૯૧.

(સહી) જી. આર. ગુડફેલો,
પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ.

સં. નં. ૫૪.

## જાહેર ખબર.

અરજદારોની પોતાની અરજીઓમાં કેટલીક દલીલો તથા હકીકતો તેઓની સંમતિ વિરૂદ્ધ દાખલ કરેલી છે એવી વારંવાર ઉઠતી અડચણોને લીધે હવેથી ખબર આપવામાં આવે છે કે, તા. ૩૧ મી માર્ચ સન ૧૮૯૪ પછીની નામદાર સરકારના કે એજન્સી અમલદારના નામની ઇંગ્રેજી કે ગુજરાતી અરજીઓ જેની નીચે તે અરજી લખનારનું નામ અને ઠેકાણું ચોખ્ખે અક્ષરે લખેલાં નહીં હોય તેવી અરજીઓ આ એજન્સીના કોઇ પણ અમલદાર લેશે નહિ.

લખનારનું નામ ખરેખરૂંજ લખેલું છે તેને માટે અરજદારને જોખમદાર ગણવામાં આવશે.

તા. ૧૦-૧-૯૪.

(સહી) ડબલ્યુ. એ. સાલમન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Circular No. 27.

## CIRCULAR.

Rao Bahadurs Deputy Assistants and Ajam Thandars are hereby informed that whenever applications are presented to them, they should not fail to make an endorsement embodying the order made thereon, even if the order were that the application to be returned or that it will be considered at some future time.

It is only when the Political Superintendent would feel sure that some reply must have been given by the Deputy Assistants or the Thandars to the application, that he can require the applicants to produce the order or the reply received by them from the Deputy Assistants and Thandars.

18-8-1898. Sd/. M. T. LYDE, MAJOR,
Political Superintendent, Palanpur.

---

સ. નં. ૨૮,

રા. બા. ડેપ્યુટી આસી. સાહેબો અને આ. થાણદારોને આથી ફરમાવવામાં આવે છે કે તેમની પાસે અરજીઓ રજુ થાય તે પછી તે અરજીઓ અરજદારને પાછી આપવાની હોય અગર ફુરસદ મળે તે વીચારમાં લેવામાં આવશે એટલોજ જવાબ આપવાનો હોય તો પણ તેમણે આવી અરજીઓ ઉપર જવાબ અગર કંઇ પણ જાતનો હુકમ અવશ્ય લખવોજ જોઇએ.

રા. બા. ડેપ્યુટી આસી. સાહેબો અગર તો આ. થાણદારો તરફથી કંઇ જવાબ અથવા હુકમ અરજદારને આપવામાં આવ્યો હશે એમ પોલીટી. સુપ્રી. સાહેબ બહાદુરની ખાત્રી હોય તો અરજદારને મળેલ હુકમ અગર જવાબ રજુ કરવાની તેઓ સાહેબ ફરજ પાડી શકશે.

પાલણપુર તા. ૧૮ ઓગસ્ટ સને ૧૮૯૮.

Sd/ M. T. LYDE, MAJOR.
આ. પોલીટીકલ સુપ્રી. પાલણપુર.

# નોટીફીકેશન.

## અરજીઓ બાબતના ધારા.

૧. મહેરબાન પોલીટી. સુપ્રી. સાહેબ બહાદુરને રૂબરૂ આપવાની અરજીઓ હાલ સુધી લેવાય છે તે પ્રમાણે લેવામાં આવશે.

૨. મહેરબાન પોલી. સુપ્રી. સાહેબને ટપાલ મારફત મોકલેલી અરજીઓ અરજદારોને ટીકીટ ચોડયા વગર પાછી મોકલવામાં આવશે.

૩. મહેરબાન પોલીટી. સુપ્રી. સાહેબને રૂબરૂ રજુ કરવામાં આવી ન હોય તેવી સઘળી અરજીઓ હવે પછી તે સરકલના થાણદારને કરવી. થાણદાર જેના ઉપર પોલીટીકલ સુપ્રી. સાહેબ બાહાદુરના હુકમ લેવા જરૂર લાગરી તેવી અરજીઓ તેઓ સાહેબ તરફ મોકલશે.

ઉપરના ધારા જરૂરના જણાય છે કારણ કે એમ જણાયું છે કે આ થાણદારો તરફ રજુ થવા જોઇએ તેવી ઘણી અરજીઓ પોલીટી. સુપ્રી. સાહેબ તરફ કરવામાં આવે છે જેથી પોલીટી. સુપ્રી. સાહેબ તથા અરજદારોનો ઘણો વખત નકામો જાય છે.

પાલણપુર તા. ૨૨-૮-૧૮૯૮.

Sd/. M. T. LYDE, MAJOR,
Ag. Political Superintendent, Palanpur.

---

Circular No. 15.

## NOTIFICATION.

*Rules regarding applications (to be submitted to the Political Superintendency of Palanpur).*

(1) Applications to the Political Superintendent to be presented personally shall be received as before.

(2) Unstamped applications to the Political Superintendent shall be returned to the applicant.

(3) The applications intended for the Political Superintendent but not presented personally should be hereafter sent to the Thandar of that circle. The Thandar will forward only those applications to the Political Superintendent which would require his order.

The above rules are necessary because it appears that many applications which ought to be addressed to the Thandar are sent to the Political Superintendent, so that the time of the applicant as well as of the Political Superintendent is uselessly wasted.

Dated 22-8-98.

Sd/. M. T. LYDE, MAJOR,
Acting Political Superintendent,
Palanpur.

સર. નં. ૩૦

## ઓરડર.

અરજીઓ બાબતના ધારાની નોટીફીકેસન નં. ૪૨૩૧ તા. ૨૨-૮-૯૮ જેમાં પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ બાહાદુર ટપાલ મારફતે આવેલી અરજીઓ લેશે નહી એવી ખબર અરજદારોને આપવામાં આવી છે; તે સંબંધમાં આજમ થાણુદારોને નીચે પ્રમાણે અમલ કરવા હુકમ કરવામાં આવે છે.

૧. જે બાબતનો નીકાલ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ બાહાદુર જ કરી શકે એવી અરજી જ્યારે આ. થાણુદારને રજુ કરવામાં આવે ત્યારે આ. થાંણુદારે તેવી અરજીઓ ઉપર તેવી મતલબનો શેરો કરી પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ બાહાદુર તરફ મોકલવી.

૨. જે અરજીનો નીકાલ આ. થાણુદાર કરી શકે એમ ન હોય પણ મે. આસી. પોલીટીકલ સુપ્રી. સાહેબ કે મેહેરબાન પોલીસ સુપ્રી. સાહેબ અગર તો એમાંથી એક ડેપ્યુટી આસી. સાહેબ કરી શકે તેમ હોય તો તેઓ સાહેબ તરફ આ. થાણુદારે સેરો કરી મોકલવી.

૩. વલી અરજીનો કેટલોક મજકુર એવો હોય કે જેનો થાણુદાર પોતે નીકાલ કરી શકે તેમ હોય અને કેટલોક એવો હોય, કે જેનો તે પોતે નીકાલ ન કરી શકે એવો હોય તો જે ભાગનો પોતે નીકાલ કરી શકે એમ હોય તેની તેવી ખબર અરજદારોને સેરો કરી આપવી. અને બાકીના ભાગને માટે તેઓએ બીજી અરજી રજુ કરવી, જે લાગતા વળગતા અમલદાર તરફ મોકલવામાં આવશે એમ કહેવું.

૪. આ. થાણુદારોએ આ હુકમનો અમલ સંભાળથી કરવો અને તેઓ નીકાલ કરી શકે તે સીવાયની તે અરજીમાં બીજી બાબત હોવાના કારણુસર પોતાના કાંમનું માથે ઉતારણું કરવું નહીં.

૫. આથી એમ સમજવાનું છે કે આ. થાણુદારોને કાંઈ પણ નવીન સત્તા આપવામાં આવી નથી.

તા. ૧૨-૯-૯૮.

(સહી) એમ. ટી. લાઈડ, મેજર,
આક. પો. સુ. પાલણપુર.

---

## ORDER.

With reference to the Political Superintendent's Notification No. 4231 of 22nd August 1898 regarding Memorial Rules, informing petitioners that petitions submitted through post will be rejected, the following order is issued for the guidance of the Thandars.

1. The Thandars should forward, with their endorsements, those petitions, to the Political Superintendent for decision, which fall within the jurisdiction of the Political Superintendent.

2. The Thandars should forward for decision, to the Assistant Political Superintendent or the Police Superintendent or the Deputy Assistants Political Superintendent, those petitions which lie within their respective jurisdictions.

3. The Thandars should pass their decision on that portion of the applicant's request which falls within their jurisdiction and for the remaining portion the petitioner should be asked to submit a separate petition for submission to the officer concerned.

4. The Thandars should be very careful in observing this order and should not disregard any petition on the reason of its giving out something other than that on which they can pass a decision.

5. It should not be understood from this that any additional powers are vested in the Thandars.

Dated 12-9-1898.

Sd/. M. T. LYDE, MAJOR,
Acting Political Superintendent, Palanpur.

---

# Police Circulars.

**સુ. સર. નંબર ૨૪**

## સરકયુલર.

આ એજંનસીના ગામોમાં પરતાબાના લોકો ઉપરવાડીએ આવી વાવેતર કરે છે અને ગામ ધણીનો નરવા વીગેરે જે કંઈ હક હોય છે તે વસુલ કર્યા સીવાય ખેતરનો મોલ લેઇ પોતાના ગામોમાં ચાલા જાએ છે તેથી તે હક વસુલ કરાવવાની મદદમાં ગામ ધણી સાથે સરકારી થાણાના સવારો જાય છે તેમાં ઘણુકરીને કાકરેજ જીલ્લામાં એવી ગરબડ વધારે ચાલે છે એવું અમારા સાંભળવામાં આવું; આ પ્રમાણે થતુ હશે તો એ વાત બીલકુલ ના દુરસ્ત છે માટે ફરમાવવામાં આવે છે કે આઅંદે કોઈ પણ સવાર સરકારી નોકરી સીવાય ગામ ધણીનો ખાંનગી હક વસુલ કરાવવાની મદદમાં જાવુ નહી અને જો જાસે તો તેના વાસ્તે અમે સક્ત ઇલાજ લેઇસુ તેમજ કોઇ પણ ગામવાળો ઉપર વાડીએ વાવેતર કરવા આવે તો ગામ ધણીએ તેના સાથે નરવા વીગેરે જે હક લાગતો હોએ તે વસુલ કરવા પેલથી બંદોબસ્ત કરવો જોઇએ અને જો પેલથી બંદોબસત નહી કરે અને તે લોક પાડીને પોતાના ગામ ચાલ્યા જસે તો પછી તે હક વસુલ કરાવવા સરકાર દરમીયાંન આવશે નહી. આ વાત પોત પોતાના તાલુકામાં તમામ ગામોના માલીકોને તથા થાણા સવારોને પ્રસીધ કરવી.

તા. ૧૦ માહે જુલાઇ સન ૧૮૮૨. ઇ.

Sd/. P. H. LeGeyt,
પો. સુ. પાલણપુર.

ફો. સ. નં. ૧૬

## સરકયુલર.

પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્સીના મહેરબાન આસીસ્ટંટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ મહેરબાન વારડન સાહેબની યાદ તા. ૧૮ માહે એપ્રીલ સને ૧૮૮૫ લખેલ નંબર ૩૨ ની આવ્યા ઉપરથી ફરમાવવામાં આવે છે કે અકસ્માત મોતના તથા આત્મઘાતના વિગેરેના ગુન્હા હોય તે તે ગામના પોલીસ પટેલે તથા ગામના મુખીએ તરત જાહેર કરવા પ્રથમ મારજીનમાં

સરકયુલર નં. ૧૭૩ તા. ૨૧ માહે જુન સને ૧૮૮૫ } લખેલ હુકમ થયો છે તે મુજબ પોલીસના અધિકારના

જે ગુન્હા બને તે ખબર ગામના પોલીસ પટેલ અને મુખીએ પોલીસ અમલદારને તરત જાહેર કરવા તથા ગુન્હાઓ સંબંધી ખબર આવે કે તેને તરત જાહેર કરવી તેમાં ખામી રાખવી નહિ. પોલીસ પટેલ તથા ગામના મુખી તરફથી એવા ગુન્હાની હકીકત જાહેર કરી નથી એવી તકરાર પોલીસ અમલદાર તરફથી આવે નહિ તેમ વરતવું અને લાસને વગે કરવા રજા ન મળે ત્યાં સુધી બારોબાર વગે ન કરવી.

તા. ૯ માહે મે સને ૧૮૮૫.

(સહી) ઇંગ્રેજી હરફે સહી,
આસિ. પોલી. સુપ્રી. પાલણપુર.

---

સુ. સ. બુ. નં. ૨૧

## સરકયુલર.

સુપ્રીન્ટેન્ડેન્ટસીના તાલુકામાં ગાયકવાડી સ્વારો થાણે રહેવાથી થાણાઓના ઘોડાઓ માટે ઘાસ પૂરૂં પાડવા તાલુકદારો તરફથી બીડ માટે જમીન અલગ બતાવવામાં આવેલી છે.

ગાયકવાડ કંટીજંટ નીકળી જતાં તે બદલ ઇમ્પીરિયલ પોલીસ ભરતી કરવામાં આવી છે તેમના ઘોડાઓને અને થાણાઓના ઘોડાઓને ઘાસ પૂરૂ પાડવા જોઇતી જમીન હવે રહેવા દેવામાં આવેલી છે તથા ઘાસ ઉગતાં કાપવાના વખત સુધી તેની સંભાળનો બંદોબસ્ત શી રીતે રાખવો, આ બાબત આજમ થાણદારો તરફથી રીપોર્ટ આવેલ છે. આગળ જેમ ગાયકવાડી સ્વારોથી તે બંદોબસ્ત રહેતો તેમ પોલીસના સ્વારોને રાખવામાં આવે તો સ્વારો બસ નથી, માટે ફરમાવવામાં આવે છે કે બીડના ઘાસનો રખોપો માટે દરેક થાણા બીડ માટે એક રખેવાળી પ્યાદલ દરમહિને રૂ. ૬) ના પગારનો ઘાસ ઉગવાથી તે ઘાસ કાપવાના વખત સુધી રાખવો અને ઘાસ કપાવવામાં આવે ત્યારે તે રખેવાળના પગારનો વરાડ પેદાસ થએલ ઘાસ જે કદાપી સ્વારો વિગેરેને મળે તે ઉપર વરાડ પ્રમાણે ફેડ કરી તે પૈસા વસુલ કરવા એટલે રખેવાળનો પગાર ખરચ ઘાસ લેનાર ઉપર ઘાસના પ્રમાણમાં પડવાનો.

ઉપર પ્રમાણે બંદોબસ્ત આજમ થાણદારોએ કરવો. ઇજતે આસર ફોજદારે તે બીડ જોવા કોઇ કોઇ વખતે સ્વાર મોકલવો કે રખોપો બરાબર રહે છે કે કેમ. જેમ બને તેમ ઘાસ તૈયાર થતાં તરત કપાવી ઉપડાવી લેવું જેથી રખોપોનો ખર્ચ જાસ્તી ન થાય.

તા. ૨૩ અગસ્ટ સને ૧૮૮૬.

(સહી) ડબલ્યુ. એ. સાલમન,
આસિ. પોલી. સુપ્રી. પાલણપુર.

## સરકયુલર

પોલીસના લોકોને પકડવામાં સારી મહેનત બદલ માજીસ્ટ્રેટે ગુડકોન્ડકટ ટીકીટો આપવાની બાબતમાં દીઓદરના આજમ ફોજદારના રિપોર્ટ લગત મહેરબાન આસીસ્ટંટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબનું લખાણ નંબર ૨૧૦ તા. ૨૧ માહે અગસ્ટ સને ૧૮૮૯ નું આવ્યું તેમાં લખે છે કે પોલીસના લોકોને ગુન્હા પકડવામાં સારી મહેનત કરી ચાલાકી વાપરવા બદલ જ્યારે ગુડકોન્ડકટ ટીકીટો માજીસ્ટ્રેટ તરફથી ન મળે તો તેમને નોકરી કરવા ઉમેદ રહે નહીં, એટલુંજ નહીં પણ તે ટીકીટો ઉપરથી પ્રમોશન આપવા પણ સુગમતા રહે છે. માટે તેમને સારી મહેનત બદલ ટી-કીટ મળવી જોઇએ. તેમજ અમદાવાદ વિગેરે ડીસ્ટ્રીકટમાં પણ રીવાજ ચાલે છે. માટે અહીં પણ અપાવવી જોઇએ. તેથી તમામ આજમ થાણદારો ઉપર હુકમ થવો જોઇએ. આ ટીકીટ આપવા સારૂ મુંબાઇથી અમે છાપેલા ફારમો મંગાવેલ છે અને તે આવેલાં છે, તે તમામ થાણ-દારોને અહીંથી આપવામાં આવશે. એવી રીતે લખ્યાથી ફરમાવવામાં આવે છે કે એમાં લખ્યા મુજબ તેમની ગુન્હા પકડવાની સારી મહેનત બદલ તેમને ગુડકોન્ડકટ ટીકીટો આપવી જોઇએ.

તા. ૧૭ માર્ચ સને ૧૮૯૦.

(સહી) જી. આર. ગુડફેલો, કર્નલ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## GUJARAT POLICE.

Rules for the Administration of the Agency Police in Mahi Kantha and Palanpur.

No. 6457.

Political Department,
Bombay Castle, 25th August 1891.

RESOLUTION—The rules, as revised, should now be applied to the Agency Police in Mahi Kantha and Palanpur. The rules should be published, and copies supplied to the officers and Department concerned.

W. LEE-WARNER,
Secretary to Government.

Rules for the administration of the Police in the Mahi Kantha Agency and the Palanpur Superintendency.

1. The administration of the Police in the Palanpur Superintendency and the Mahi Kantha Agency is vested in the Assistant Superintendent and Assistant Political Agent respectively in those provinces as Superintendents of Police under the general control and direction of the Political Agents. In matters affecting the internal economy and discipline of the Police Force the Political Agent shall,

whereever necessary, consult the Inspector General of Police of the Bombay Presidency with a view to the assimilation of the Agency Police Force in these respects to the Police of Regulation Districts.

2. Subject to the orders of Government, the Inspector-General may, from time to time, make rules or orders (a) determining the description and quantity of arms, accoutrements, clothing and other necessaries to be furnished to the Police: (b) for the management and regulation of the Horse Fund.

3. The Commissioner Northern Division will exercise the same supervision over the Political Agents in respect of the administration of the Police and criminal justice, and the repression of crime as he does in Regulation Provinces over the District Magistrates, but he will not ordinarily interfere with matters affecting the internal economy and discipline of the Police.

4. Subject to the general control of the Commissioner Northern Division, the Political Agent has over the Superintendents of Police in respect of their personal movements and duties, the power which the Inspector-General of Police exercising over Superintendents of Police in Regulation Provinces.

5. The Inspector-General of Police shall make an inspection of the Police Force from time to time, and he may then advise the Political Agent as to all matters connected with the Force. The Inspector-General shall, if he considers it necessary, address the Political Agent through the Commissioner bringing to notice any shortcomings or changes which he recommends, and the Commissioner shall then deal with the matter as he deems fit.

6. The Political Agents are responsible for the distribution of the Force, for the prevention, detection and repression of crime by means of the Force throughout the Agency and generally for securing, under the orders of Government, the public order is maintained and that the property and interests of Government as well as the persons and property of the public are protected.

7. The Superintendents mentioned in Rule I are the executive head of the Police Force, employed in the Agencies aforesaid. They are responsible to the Political Agents for the efficient performance

of the duties devolving upon the Force, and it is their duty to see that the orders of the Political Agents, Magistrates and other competent authorities are promptly and correctly carried out. They are, in fact, Assistants to the Political Agents for Police duties.

8. The said Superintendents of Police will submit through the Political Agents, to the Commissioner Northern Division a weekly diary of their movements and they will report in it the occurrence of serious crime such as dacoits, highway and mail robberies, murder and cases in which the Police are charged with serious offences or in which persons have died, while in their custody.

9. Reports of crimes by professional criminals shall also be submitted by the Superintendents to the Inspector-General. The office of the Inspector-General of Police will be the central office for communication with the Inspector-General of Police Administrations of other Provinces on all criminal matters. But the Political Agent can address the authorities of other Agenciss or districts direct, when he considers that the ends of justice will be facilitated.

10. No Police Post or Station shall be permanently strengthened, reduced or abolished and no new out-post or station shall be permanently established without the sanction of the Political Agent.

11. The appointment of Head Constables and all the lower grades of the stipendiary Police, as also their promotion to any grade below that of Chief Constable will rest with Superintendents of Police. If it be necessary in any case to appoint an outsider to any grade higher than that of Constable, the approval of the Political Agents should be obtained. The Political Agents shall, from time to time, examine the Police register and shall at any time entertain and decide upon any complaints as regards such promotions. Their decisions shall be final.

12. In making promotions or recommendations for promotion the Superintendent shall pay full and due regard to the entries in the record of service. If men of good character are passed over in favour of others, the Political Agent may call for an explanation and shall pass such orders as he deems fit. If possible, all promotions shall be made by promoting capable and deserving men of the grade below.

13. Appointment to the grade of Chief Constable and promo-

tion in that grade shall be made by the Superintendents of Police, subject to the confirmation of the Political Agents. Ordinarily no man shall be appointed to the grade of Chief Constable unless he has served as Head Constable for at least two years. But if an outsider is to be appointed, the previous sanction of the Commissioner Northern Division shall be obtained.

14. The appointment and promotion of Inspectors shall be made by the Inspector-General of Police after consultation of the Political Agent, subject to the sanction of the Commissioner Northern Division. The Inspectors of Police in Palanpur and Mahi Kantha shall be graded on the general list of Inspectors and shall receive promotions among them on the same principles.

15. The Superintendents of Police are authorised to suspend any Police officer subordinate to them; every such order in the case of Chief Constables and Inspectors being reported immediately to the Political Agents. They are also authorized to punish by reduction or dismissal all grades of Police officers below the rank of Chief Constable, every such order being subject to appeal to the Political Agent, whose order shall be final.

16. The power of fining members of the Police except Inspectors upto any amount, nat exceeding one month's pay may be exercised by the Superintendents of Police, from whose order in such respects an appeal will lie to the Political Agent, if the fine imposed exceeds one week's pay.

17. In place of the punishments laid down in the above mentioned rule the Superintendents of Police may punish any member of the Police Force under the grade of Head Constable for breaches of discipline or disobedience of departmental orders with regard to dress or general conduct in such manner, (viz., extra drill) as the Inspector General of Police may sanction.

18. The Political Agents are authorized to punish officers of the grade of Chief Constable by suspension, reduction or dismissal. An appeal will lie to the Commissioner N. D., whose decision shall be final.

19. Inspectors of Police will be fined, suspended or otherwise punished in accordance with the rules on this subject in force in

British Districts of the Presidency proper. The Political Agents may call on the Inspector-General of Police to remove any Inspector, and if the Inspector-General sees any reason for not complying with the request, the matter shall be referred to the Commissioner N. D., for decision.

20. The Superintendents of Police will prepare an Annual Adminstration Report relating to matters affecting the organization, internal economy, drill and discipline of the Force under their command and submit it to the Political Agents, who shall forward it with their remarks, through the Inspector-General of Police, to the Commissioner N. D.

21. Leave of absence to Inspectors shall be granted by the Inspector-General of Police. Applications shall be sent through the Political Agent, who will make suggestions as to filling vacancies: but casual leave not exceeding seven days at a time or a total of 20 days be granted by the Superintendents of Police.

22. Leave of absence to all Police officers below the grade of Inspector shall be granted by the Superintendents of Police.

23. The Commissioner Northern Division shall be the controlling officer for Police accounts and the Police Budget shall be forwarded through him.

---

**સુ. સ. નં. ૩૭**

## સરકયુલર.

આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં ગાયકવાડી સ્વારો હતા તે વખતે દેશની આબાદી કમી હોવાથી તે સ્વારો જ્યાં જ્યાં થાણે હતા ત્યાં ઘોડાઓ માટે બીડ ગામ ધણીની સમતીથી રાખવામાં આવેલ, પરંતુ દીનપ્રદીન મુલકની આબાદાની થતાં એ જમીનની આમદમાં નુકસાન કરવું તે વ્યાજબી નહિ તેમ સરકારી સ્વારોના ઘોડાં માટે ઘાસ જોઇએ તે બીડ સિવાય પુરૂં પાડવા રસ્તો જણાતો નથી. હરેક થાણે કેટલાં ઘોડાં—તેને કેટલું ઘાસ વરસનુ જોઇએ, હાલ બીડમાં કેટલુ ઘાસ ઉત્પન્ન થાય છે અને સરકારી ઘોડાના ઉપયોગ માટે કેટલું બીડ રાખવાથી ઘાસ પુરૂં પડી શકશે; તેમજ રાજ હક કેટલો લેવો જોઇએ તે બાબત રીપોર્ટ કરવા સરકયુલર નં. ૫૮ તા. ૨૮ ફેબ્રુઆરી સને ૧૮૮૭ નો કરેલ છે, પરંતુ તેનો અમલ થયેલો જણાતો નથી. દર એક હજાર પાઉંડ ઘાસે રાજ હકનો રૂપિઓ ૧ એક લેવો અમને વ્યાજબી જણાય છે. માટે તમામ થાણદારોએ જ્યાં જમીનદારોએ આપેલ બીડની ઘાસ સરકારી ઘોડાંઓને મળે છે ત્યાં તે મુજબ રાજ હક વસુલ કરી અનામત ફંડમાં બીડની પેદાસ ખાતે તે રકમ બીજે હુકમ થતાં સુધી હાલ જમા કરવી. અને ઉપર બતાવેલ સરકયુલરનો રોયલ્ટી (રાજહક) સિવાયની બાબતમાં માગેલ ખુલાસાનો તરત રીપોર્ટ કરવો. તા. ૨૫ જાનેવારી સને ૧૮૯૨.

(સહી) ડબલ્યુ. સ્કોટ,
આ૦. પોલી. સુપ્રી. પાલણપુર.

utility and improvement and to administer the Government for the benefit of all our subjects resident therein. In their prosperity will be our strength, in their contentment our security, and in their gratitude our best reward. And may the God of all power grant to us, and to those in authority under us, strength to carry out those our wishes for the good of our people.

## મુંકામ અલહાબાદ સોમવાર તારીખ ૧લી માહે નવેમ્બર સન ૧૮૫૮ ઇસ્વી.

મલીકા મઆઝમા ઇંગ્લિસ્તાન એઓને તાંહાંથી હિંદુસ્તાન માંહેના રાજરજવાડા તથા સરદાર, તથા બીજા લોકોને હેઠળ લખેલું મહેરબાનીનું જાહેરનામું પ્રસિદ્ધ કરવા સારૂ નવાબ ગવર્નર જનરલ બાહાદુરને હુકમ સાદર થયો છે.

---

હિંદુસ્તાન માંહેના રાજા રજવાડા, તથા સરદાર તથા બીજા લોકોને મલીકા મઆઝમા દર ઇજલાસ કૌન્સીલનું

## જાહેરનામું.

વિકટોરિયા—ઇશ્વરની કૃપાથી ગ્રેટબ્રિટન તથા આયર્લાન્ડ આ સંયુક્ત રાજ્યની તથા એ રાજ્યના તાબામાં યુરોપ, એસીઆ, આફ્રીકા, અમેરિકા, અને આસ્ટ્રેલિયા ખંડો મધે જે વસાહતી તથા ઉપરાજ્યો છે, તે સર્વની મલીકા મઆઝમા તથા તથા ધર્મ સંરક્ષક,

આજ સુધી હિંદુસ્તાન માંહેના મુલકનો રાજકારભાર અમારી વતી ઓનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપની ચલાવતી હતી, તે પોતેજ ચલાવવો, એવું કેટલાએક મહત્વના કારણોથી પાર્લામેન્ટ સભામાં એકઠા થયેલા સ્પિરિચ્યુઅલ તથા ટેમ્પરલ લોર્ડ અને કોમન્સ એઓની સલાહથી તથા અનુમતથી ઠરાવ્યું છે.

વાસ્તે અમો હવે આ જાહેરનામાથી જણાવીએ છીએ તથા પ્રસિદ્ધ કરીએ છીએ કે ઉપર લખ્યા પ્રમાણે સલાહ તથા અનુમત લેઇને સદરહુ રાજ્યકારભાર અમોએ અમારા હાથમાં લીધો છે, અને સદરહુ મુલક માંહેની અમારી સર્વ રેયતને ફરમાવીએ છીએ કે અમારી સાથે તથા અમારી વારસોની સાથે, અને અમારા જાયનસીને સાથે તમોએ તમો ઇમાનથી તથા ખરેખર પ્રજા ધર્મ પ્રમાણે ચાલવું, અને આજ પછી સદરહુ મુલકનો રાજ્ય કારભાર હમારે નામે તથા હમારી તરફથી ચલાવવા સારૂ જે જે વખતે જેની જેની નેમણુંક અમો કરીએ તે તે અધિકારીઓનો હુકમ તમોએ માનતા જવું.

અમો અમારા ઘણા વિશ્વાસુ અને ઘણા પ્યારા મંત્રી નવાબ ચાર્લસ જાન વૈકૌંટ ક્યાનિંગ સાહેબના ઇમાન તથા યોગ્યતા તથા શાણપણ ઉપર પુરો વિશ્વાસ અને ભરૂસો રાખીને તેઓને એટલે સદરહુ વૈકૌંટ ક્યાનિંગ સાહેબને સદરહુ મુલકમાં અમારા પહેલા વાઇસરાય તથા ગવર્નર જ-

નરલ ઠરાવીએ છીએ તથા નેમીએ છીએ, અને અમારે નામે સદરહુ મુલકનો રાજકારભાર ચલાવવાને તેમજ એક મુખ્ય સ્ટેટ સેક્રેટરીના મારફતે જે જે હુકમ તથા કાયદા તેઓને વખતે વખતે અમારે ત્યાંથી પહોંચે, તે પ્રમાણે હરેક બાબતમાં અમારે નામે તથા અમારી તરફથી વહિવટ કરવાનો તેઓને અધિકાર આપીએ છીએ.

ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ હાલમાં જે જે મુલકી તથા લશ્કરી કામ ઉપર જે જે આસીમીઓને નીમેલા છે; તે સર્વને તે તે કામ ઉપર અમો કાયમ કરીએ છીએ. આગળ જેવી અમારી મરજી થશે અને જે કાયદા તથા કાનુન અમો ઠરાવીશું તે પ્રમાણે ફેરફાર થશે.

અમો હિંદુસ્તાન માંહેના રાજા રજવાડાઓને જાહેર કરીએ છીએ કે તેઓની સાથે ઑનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ જે તહનામાં તથા કરારનામાં કર્યાં હશે, અથવા જે સદરહુ કંપનીના હુકમથી થયાં હશે, તે સર્વ અમારે કબુલ છે અને અમો બરાબર પાળીશું, તેજ પ્રમાણે રાજા રજવાડાઓએ પોત પોતાની તરફથી તે તહનામાં તથા કરારનામાં પાળવાં જોઇએ.

અમારૂં જે હાલનું રાજ છે, તે વધારવાની અમોને મુદ્દલ ઇચ્છા નથી. અમારા રાજ્યને તથા રાજ્યાધિકારને ધક્કો પેહોંચાડવાને કોઇ યત્ન કરશે તો અમો તેને સજા કર્યા વગર રહીશું નહિ, અને તેજ પ્રમાણે બીજાના મુલકને તથા હક્કને ધક્કો પહોંચે એવી વાત અમો કદી મંજુર કરીશું નહિ. જે પ્રમાણે અમો અમારો અધિકાર, અમારો દરજ્જો અને અમારો મરતબો સંભાળી રાખીએ છીએ; તેજ પ્રમાણે હિંદુસ્તાન માંહેના રાજા રજવાડાઓનો અધિકાર તથા દરજ્જો અને મરતબો અમે સંભાળી રાખીશું. રાજા રજવાડાઓની તેમજ અમારી રૈયતની આબાદાની તથા ચઢતી થાય એવું અમો ઇચ્છીએ છીએ અને એ વાત દેશમાં સ્વસ્થતા તથા સારા પ્રકારની રાજ્ય વ્યવસ્થા હશે તોજ બનશે.

અમારી બીજી સર્વ રૈયત બાબત જે રાજધર્મ અમો અવશ્ય માનીએ છીએ, તેજ રાજધર્મ હિંદુસ્તાન માંહેના અમારા મુલકની રૈયત બાબત અમોએ પાળવા જોઇએ, એવું અમો સમજીએ છીએ અને ઇશ્વરની કૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે તથા અંતઃકરણથી પાળીશું.

ખ્રિસ્તી ધર્મના ખરાપણા ઉપર અમારો પુરો વિશ્વાસ છે, અને ધર્મના યોગથી જે સમાધાન થાય છે તે સંભારીને અમો ઇશ્વરનો ઉપકાર માનીએ છીએ, એવું છે તોપણ ધર્મ સંબંધી જે અમારા વિચાર છે, તેનો અમારી રૈયત પાસે સ્વીકાર કરાવવા બાબત સખ્તાઇ કરવાનો અમને અધિકાર નથી, તેમ તેવી ઇચ્છા પણ નથી. ધર્મ સંબંધી વીચારથી અથવા આચરણના સબબથી કોઇની તરફદારી થાય નહિ, કોઇને ઇજા થાય નહિ અને કોઇને દુઃખ થાય નહિ; તેજ પ્રમાણે કાયદાનો આશ્રય સર્વને સામાન્ય રીતે નિષ્પક્ષપાતપણે મળે એવી અમારી આજ્ઞા છે. અમારા સર્વ અધિકારીઓને અમારી સખ્ત તાકીદ છે કે અમારી રૈયતની ધર્મ સંબંધી સમજણ, અથવા ભક્તિ વિષે તેઓએ કોઈ પ્રકારે હાથ ઘાલવો નહિ; ઘાલશે તો તેઓની ઉપર અમારી મોટી ગેરમરજી થશે.

વળી અમારી એવી આજ્ઞા છે કે અમારી રૈયતમાં જે કોઇ વિદ્યાએ કરીને, તથા હુંશીઆરીએ કરીને, અને પ્રમાણિકપણે જે જે સરકારી કામો બરાબર ચલાવવાને લાયક હશે, તે તે કામો અનુકુળ હશે તે પ્રમાણે બેદિકક્ત વગર તરફદારીએ તે લોકોને ન્યાત, અથવા ધર્મ ઉપર નજર રાખ્યા વગર આપવાં.

બાપદાદાથી ચાલતી આવેલી જમીન ઉપર હિંદુસ્તાનના લોકોનો પ્યાર છે તે અમોને માલમ

છે, અને અમારા ધ્યાનમાં છે સરકારનું વ્યાજબી લહેણું હશે તે લેઇને લોકોના જમીન બાબત જે જે હક્ક હશે તેતે તેઓની પાસે સુરક્ષિત રાખવા, અને હરએક બાબતમાં કાયદા ઠરાવતી તથા તે અમલમાં લાવતી વખતે હિંદુસ્તાનમાં જે પ્રાચીન હક્ક તથા વહિવટ, તથા રીવાજ ચાલતો આવ્યો હોય તે ઉપર યોગ્ય રીતે નજર રાખવી, એવી અમારી આજ્ઞા છે.

રાજ્યના લોભી માણસોએ પોતાના દેશના લોકોને ખોટું ખોટું સમજાવી ફસાવ્યા, અને દંગો કરવાને પ્રવૃત્ત કીધા એવા તેઓના કામથી હિંદુસ્થાનના લોકોને ઈજા અને દુઃખ પ્રાપ્ત થયાં; તેણે કરીને અમને ઘણું દુઃખ થયું છે. દંગો કરનારાઓનો પરાજ્ય કરીને દંગો બેસાડી દીધો; એ ઉપરથી અમારૂં સામર્થ્ય સર્વને જાહેર થયું છે; પણ સદરહુ પ્રમાણે ફસેલા લોકોમાંથી જે પાછા યોગ્ય રીતે ચાલવા ઇચ્છે છે, તેઓની ઉપર દયા કરીને તેઓના અપરાધની ક્ષમા કરવી, એવી અમારી મરજી છે.

વધારે ખુનરેજી ન થાય, તથા હિંદુસ્તાન માંહેના અમારા મુલકમાં સ્વસ્થતા વહેલી થાય એવા ઇરાદાથી એક પ્રાંતમાં તો અમારા વાઇસરાય તથા ગવર્નર જનરલે આગળ જે દુઃખકારક દંગા થયા, તેમાં જે લોકોએ સરકારની વિરૂદ્ધ ગુન્હા કીધા તેમાંના ઘણાખરા લોકોને કેટલીએક સરતથી ગુન્હાની માફી થશે, એવી આશા દેખાડી છે, અને જેઓના ગુન્હા માફ કરવા લાયક નહિ હશે, તેવા ગુન્હેગારોને શી શી સજા થશે તે પણ તેઓએ ઠરાવ્યું છે. સદરહુ તજવીજ અમારા વાઇસરાય અને ગવર્નર જનરલે કરી તે અમારે કબુલ મંજુર છે. એ સિવાય વળી અમો જાહેર કરીએ છીએ તે હેઠળ મુજબ—

અંગ્રેજ સરકારની રૈયતનાં ખુન કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેના ઉપર સાબિતી થઇ હોય, અથવા થાય, તે ગુન્હેગારો ઉપર દયા કરવી તે ન્યાય વિરૂદ્ધ છે; પણ તે સિવાય બાકીના સઘળાં ગુન્હેગારો ઉપર દયા કરવામાં આવશે.

ખુની ગુન્હેગારોને જે લોકોએ જાણી જોઇને આશ્રય આપ્યો હશે, અથવા જેઓ દંગો કરવાને આગેવાન, અથવા પ્રવર્ત્તક થયા હશે તેઓને જીવતદાન સિવાય બીજો દિલાસો દેવાતો નથી. પણ એવા માણસો સરકારની સાથે બેઇમાન થવાને શા કારણથી પ્રવર્તક થયા તેનો પક્કો વિચાર તેઓની ઉપર સજા કરાવતી વખતે કરવામાં આવશે; અને મતલબી માણસે ખોટી વાત ઉડાવી હોય તે છેકજ અવિચારથી ખરી માનીને જે લોકોએ ગુન્હા કીધા એવું માલુમ પડે, તે લોકો બાબત ઘણીજ રહેમ નજર રાખવામાં આવશે.

સદરહુ માણસો સિવાય જે લોક દંગામાં હોય અને લડાઈ કરતા હોય, તેઓ જો પોત પોતાને ઘેર પાછા આવીને સ્વસ્થપણે પોત પોતાનો કામ ધંધો કરવા માંડશે તો, તેઓએ અમારી વિરૂદ્ધ, અમારા રાજ્ય વિરૂદ્ધ અને અમારા દરજ્જા વિરૂદ્ધ કરેલા સઘળા ગુન્હા વિસરી જઇને કંઈ સરત કર્યા વગર તેઓને માફી તથા ક્ષમા મળશે, એવો અમો આ જાહેરનામાથી દિલાસો આપીએ છીએ.

ગુન્હાની માફી તથા મહેરબાની કરવા બાબતના જે નિયમ ઉપર લખ્યા છે તે પ્રમાણે આવતા જાનેવારી મહિનાની ૧ લી તારીખ પહેલાં જે ચાલશે તે સર્વને માફીના તથા મહેરબાનીના સદરહુ ઠરાવ લાગુ કરવા એવી અમારી આજ્ઞા છે.

ઇશ્વરની કૃપાથી જ્યારે હિંદુસ્તાનમાં સ્વસ્થતા થશે, ત્યારે દેશના વેપાર ધંધાને ઉત્તેજન આપવું; લોકોપયોગી અને લોકોના કલ્યાણનાં કામોની વૃદ્ધિ કરવી, અને તે દેશમાં રહેનારી અમારી સર્વ રૈયતનું સારૂં થાય એવી રીતે રાજ્ય કારભાર ચલાવવો એવી અમારી અંતઃકરણથી ઇચ્છા છે. અમારી રૈયતની આબાદાની તેજ અમારૂં સામર્થ્ય, તેઓનો સંતોષ તેજ અમારી રાજ્ય મજબુતી, અને તેઓની કૃતજ્ઞતા તેજ અમને ઉતમ ફળ, એવું અમે માંનીએ છીએ. રૈયતના કલ્યાણ બાબત અમારી જે આ ઇચ્છા છે તે પાર પાડવાને સર્વ શક્તિમાન જે પરમેશ્વર તે અમને તથા અમારા અધિકારીઓને સામર્થ્ય આપે એવી અમારી પ્રાર્થના છે.

**સુ. નં. ૩૦૪૪.**

આ સુપ્રીન્ટેન્ડેન્સીના તમામ કારકુનને શેરો જે તમારા તાલુકાના સરવે ગામોવાળાને આ જાહેરનામું જાહેર કરવું

તા. ૯ નવેમ્બર સને ૧૮૫૮.

(સહી) **કર્નલ કાયલી સાહેબ,**
પોલી. એજંટ, પાલણપુર.

---

## મલિક મુઆઝમ કૈસરે હિંદનું જાહેરનામું.

### મલીક મુઆઝમના હીંદી સામ્રાજ્યમાં મલીક મુઆઝમના રાજ્યા રોહણનો મહોત્સવ પાળવા સારૂં એક દીવસ મુકરર કરવા બાબત.

**એડવર્ડ, આર. આઇ.**

અમારા સ્મરણીય સાર્વ ભોમ મહારાણી વિકટોરીયા ઇસવીસન ઓગણીસસો એકના જાન્યુઆરી મહિનાની બાવીસમી તારીખે સ્વર્ગવાસી થયાથી અમે "૭ મા એડવર્ડ, ઇશ્વરની કૃપાથી ગ્રેટબ્રિટન તથા આયર્લેંડના સંયુક્ત રાજ્યના મલિક મુઆઝમ તથા ધર્મરક્ષક અને કૈસરે હિંદ" એ નામ તથા ખિતાબ ધારણ કરીને ગાદીનશીન થયા;

અને અમારા પાદશાહી રાજ્યારોહણનો મહોત્સવ સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપા તથા અનુગ્રહથી સન ઓગણીસસો બેના જુન મહિનાની છવીસમી તારીખે પાળવો એવો વિચાર અમારા રાજ્યના પ્રથમ વર્ષમાં અમે ઇસવીસન ઓગણીસસો એકના જુન મહિનાની છવીસમી તારીખના તથા ડિસેંબર મહિનાની દસમી તારીખના અમારાં પાદશાહી જાહેરનામાઓમાં પ્રદર્શિત કરીને પ્રસિદ્ધ કર્યો.

અને આ મહોત્સવ સર્વ શક્તિમાન પરમેશ્વરની કૃપા તથા અનુગ્રહથી ગયા અગસ્ટ મહિનાની તારીખ નવમીને શનીવારને રોજ પાળવાને અમે શક્તિવાન થયા;

અને આ મહોત્સવ આ પ્રમાણે પાળ્યાની વાત અમારા હિંદી સામ્રાજ્યની અમારી સમગ્ર પ્રિય પ્રજાને જાહેર રીતે જણાવવી એવી, તથા તે વખતે જે સમારંભ થાય તેમાં અમારા ગવર્નરોને, લેફટેનન્ટ ગવર્નરોને તથા રાજ્ય કારભાર ચલાવનારા મુખ્ય અમલદારોને તથા અમારા સંરક્ષણ હેઠળનાં દેશી રાજ્યોના રાજા રજવાડાઓ તથા અમીર ઉમરાવોને અને અમારા હિંદી સામ્રાજ્યના સઘળા પ્રાંતોના પ્રતિનિધીઓને સામેલ થવાની તક આપવી એવી અમારી ઇચ્છા તથા ઉત્કંઠા છે;

સબબ અમે અમારી આ ઇચ્છા તથા ઉત્કંઠા આ અમારા પાદશાહી જાહેરનામા દ્વારા પ્રગટ કરીએ છીએ, અને અમારા નેક, વિશ્વાસુ તથા પરમપ્રિય કૌંસિલર, જ્યોર્જ નેથેનીઅલ લો.

કર્ઝન ઑફ કેડલ્સ્ટન, જે અમારા હિંદુસ્થાનના વાઇસરાય અને ગવર્નર જનરલ છે તેમને અમારો રાજ્યા રોહણનો મહોત્સવ પુરો થયાની વાત જાહેર કરવા સારૂ સન ઓગણીસસો ત્રણના જાન્યુઆરી મહિનાની પહેલી તારીખે દિલ્હી મુકામે એક પાદશાહી દરબાર ભરવાનો તથા તેમાં આ જાહેરનામું લાગતા વળગતા સઘળા લોકોની જાણ માટે વાંચી સંભળાવવાનો હુકમ કરીએ છીએ.

અમારી સેન્ટ જેમ્સની કોર્ટમાંથી તા. ૧ લી અકટોબર સન ૧૯૦૨ ને રોજ અમારા રાજ્યના બીજા વર્ષમાં આપ્યું.

ઇશ્વર મલિક મુઆઝમનું રક્ષણ કરો.

**( એમ. એ. બેગ )**

ગવર્મેન્ટના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર.

## મલિકે મુઆઝમ કૈસરે હિંદે હિંદુસ્તાનના રાજા રજવાડા તથા લોકો ઉપર મોકલેલો પત્ર

'હિંદુસ્તાનના રાજા રજવાડા તથા લોકો,—મ્હારાં પરમપ્રિય માતુશ્રીનાં અત્યંત દુઃખદાયક મરણથી ઘણા લાંબા વખતથી અને વંશપરંપરાથી ઉતરી આવેલી રાજ્યગાદી મને પ્રાપ્ત થઇ છે એ અવસરે હિંદુસ્તાનના રાજ્યકર્ત્તા દેશી રાજાઓને તથા મારા હિંદુસ્તાનના રાજ્યમાંના રહેવાશીઓને હું મારી આશિષ મોકલું છું. અને તેઓનું કલ્યાણ કરવાની મારી ખરા અંતઃકરણની ઇચ્છા છે એમ તેઓની ખાત્રી કરવાનું હું ઇષ્ટ ધારૂં છું.'ઈંગ્લાંડના રાજ્યકર્તાઓમાં, મારી અગાઉ ગાદીએ બિરાજનારાં યશસ્વી મહારાણી સાહેબ જેમને માટે આટલો બધો શોક કરવામાં આવે છે તેમણેજ પ્રથમ હિંદુસ્તાનનો રાજ્ય કારભાર પ્રત્યક્ષ પોતાના હાથમાં લીધો હતો અને તે વિશાળ દેશના રાજ્ય કારભાર સાથે પોતાનો વધારો નિકટ સંબંધ બંધાયો તેના ચિન્હ તરીકે કૈસરે હિંદનો ખિતાબ ધારણ કર્યો હતો.

'હિંદુસ્તાન સાથે સંબંધ ધરાવતી સઘળી બાબતોમાં મહારાણી સાહેબ એક સરખો ગાઢ અંગત કાળજી દર્શાવતાં, અને ખુદ તેમના તરફ તથા તેમની રાજ્યગાદી તરફ તેમની પ્રથમાના કરોડોએ દર્શાવેલી રાજ્ય ભક્તિની તથા પ્રેમની લાગણીથી હું સારી રીતે વાકેફ છું.

'આ લાગણી, રાજ્ય કરતા દેશીરાજાઓ ઉદાર અંતઃકરણથી તથા સ્વદેશાભિમાનથી દક્ષિણ આફ્રિકાની લડાઇમાં મદદ કરવાને આગળ પડ્યા તે ઉપરથી તથા દેશી લશ્કરે પોતાના દેશની બહાર બજાવેલી બહાદુરી ભરેલી નોકરીથી માહારાણી સાહેબની લાંબી તથા કીર્તિવંત કારકીર્દીના છેલ્લા વર્ષમાં સ્પષ્ટ રીતે દેખાઇ આવી હતી.

'મેં હિંદુસ્તાનની મુલાકાત લીધી અને તે પ્રાચીન તથા પ્રખ્યાત શેહેનશાહતના રાજકરતા દેશીરાજાઓનું તથા લોકોનું મારી જાતે ઓળખાણ કર્યું તથા ત્યાંનાં મોટાં મોટાં શહેરોની માહિતી મેળવી તે મહારાણી સાહેબની ઇચ્છા ઉપરથી તથા મંજુરીથીજ હતું.

'તે વખતે ત્યાં મ્હારા મન ઉપર જે ઉંડી છાપો પડી હતી તે હું કદી પણ વીસરીશ નહી અને પહેલાં કૈસરે હિંદે આપેલા મહાન દાખલાને અનુસરીને હિંદુસ્તાનમાંની મારી સઘળા વર્ગની પ્રજાનું સામાન્ય કલ્યાણ કરવાને તથા તેમની માફકજ તે પ્રજાની અખંડ રાજ્યભક્તિ અને પ્રેમને પાત્ર થવાને હું પ્રયત્ન કરીશ.

(સહી) **એડવર્ડ રા. અને બા.**

મ જંજિરે વિન્ડસર, તા. ૪ થી ફેબ્રુઆરી સન ૧૯૦૧.

# (શેહેનશાહતનું) એકરારનામું.

નામદાર રાજવંશીઓ, ઉમરાવો અને સદ્દગૃહસ્થો.

આજે મારે કદી આવી ન પડે એવા ઘણાજ ખેદયુક્ત પ્રસંગે તમારી આગળ બોલવું પડે છે. મારી પહેલી અને દુઃખદ ફરજ મારાં પ્રિય માતુશ્રી માહારાણીજીના દેવલોકની ખબર કહેવા સંબંધી છે, અને જે અનિવાર્ય નુકસાન આપને સૌને થયેલ છે તેના સંબંધે તમો આખી પ્રજા અને મારા સમજવા પ્રમાણે એમ કહું તો ચાલે કે આખી દુનિયા કેટલી બધી દિલસોજી મારા પ્રત્યે ધરાવો છો તે હું જાણું છું. મારે કહી બતાવવાની જરૂર નથી કે જે ભારે બોજો હવે મારે શિર આવી પડયો છે તે ઉઠાવી લેવામાં હું હમેશાં તે મરહુમને પગલે પગલે ચાલવાના પ્રયત્નો જારી રાખીશ. "રાજ્ય બંધારણના નિયમાનુસાર ઠરેલ રાજ્યકર્ત્તા" એ શબ્દોના ખરેખરા અર્થ પ્રમાણેનોજ (રાજ્યકર્ત્તા) નિવડવાનો અને જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી મારી પ્રજાનાં હિત અને સુધારા માટેનાં કામ કરવાનો મેં મારા મન સાથે ચોક્કસ નિર્ણય કર્યો છે. એડવર્ડ કે જે નામ અગાઉ થઇ ગયેલ મારા ૭ વડીલો ધરાવી ગયેલા છે, તે નામથી ઓળખવાનો મેં નિશ્ચય કર્યો છે. જો કે મેં કર્યું છે તો પણ મારા કદી વિસારી શકાય નહિ તેવા અને મારા સમજવા પ્રમાણે યોગ્યતા પૂર્વક સર્વાનુમતથી "ભલા આલબર્ટ" ના નામથી ઓળખાતા મહાન્ અને અક્કલમંદ પિતા તરફથી મને વારસામાં મળેલા આલબર્ટ નામની કિંમત હું ઓછી ગણુતો નથી; પરંતુ મારી ઇચ્છા એવી છે કે તેમનું નામતો ઇતિહાસમાં એકલુંજ આવવું જોઇએ. છેવટ હું જણાવું છું કે જે મુશ્કેલી ભરેલી ફરજ વારસાની રૂઇએ હવે મારા પર આવી પડેલી છે અને જે બજાવવામાં મારા બાકી રહેલા જીવતપર્યંત મારી સઘળી શક્તિનો ઉપયોગ કરવાનો મેં નિશ્ચય કીધો છે, તેના સંબંધમાં પાર્લામેન્ટ અને પ્રજા મને સહાયભૂત રહેશે એવો હું ભરોસો રાખું છું.

ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડના રાજા અને હિંદના શેહેનશાહ નામદાર સાતમા એડવર્ડ રાજાને તખ્ત નસીન કીધા બાબતનો ઢંઢેરો (જાહેર પત્ર) અને એ નામદારે કરેલ એકરાર—મુંબાઇ ઇલાકાના નામદાર ગવર્નર સાહેબના હુકમથી તા. ૨૬ જાનેવારી સને ૧૯૦૧ ના મુંબાઇ ખાતાના સરકારી ખાસ ગેઝીટમાં પ્રસિદ્ધ થયા પ્રમાણે—

---

# ઢંઢેરો (જાહેર પત્ર).

આપણાં મહાન કીર્તિવંત મહારાણીશ્રી ક્વીન વિક્ટોરિયા જેમને સર્વશક્તિમાન પરમેશ્વરે પોતાની કદમમાં બોલાવી લીધાં છે તેમના સ્વર્ગવાસથી ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડના સંયુક્ત રાજ્યનો પાદશાહી તાજ મહાન્ પ્રિન્સ આલબર્ટ એડવર્ડને સ્વતંત્રપણે અને ખરા હકની રૂઇએ મળેલ છે. માટે અમો આ રાજ્યની પાર્લામેન્ટમાં બેસનાર ધર્માધ્યક્ષો તથા અમીરો મર્હુમ નામદાર મહારાણીશ્રીની પ્રિવી કાઉન્સિલ (મંત્રિમંડળ) ના સભાસદો તેમજ બીજા ઘણા મોભાદાર આગેવાન ગૃહસ્થો અને લંડન શેહેરના લોર્ડ મેયર ( મુખ્ય હાકેમ ) એલ્ડરમેન ( શેહેર કોટવાળ ) અને શેહેરીઓની સહાયતાથી હવે આ ઉપરથી વાણી અને મનની એકતા અને સંમતિ પૂર્વક પ્રસિદ્ધ કરીએ છીએ કે આપણાં મર્હુમ કીર્તિવંત રાણીજીના સ્વર્ગવાસથી હવે નેક પ્રિન્સ નામદાર આલબર્ટ એડવર્ડ ઇશ્વરકૃપાથી ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડના સંયુક્ત રાજ્યના રાજા, ધર્મ ધુરંધર, અને હિંદના શેહે-

નશાહ કાયદેસર અને ખરા હક્કદાર માલિકશ્રી સાતમા એડવર્ડ રાજા ઠર્યા છે; અમો અમારા ખરા જીગરના અને માન્ય પૂર્વક સ્નેહ સહિત પૂર્ણ વફાદારી અને સદા આજ્ઞાંકિતપણાથી એમની સેવા બજાવવાને કબુલત આપીએ છીએ, તેની સાથે વળી જેની કૃપા વડે રાજાઓ અને રાણીઓ રાજ્ય કરે છે તે પ્રભુ, મહારાજા એડવર્ડ સાતમાને અમારાપર રાજ્ય કરવા માટે દીર્ઘ અને સુખદ આયુષ્ય આપે એવી નમ્ર પ્રાર્થના કરીએ છીએ.

આજ ઇસ્વી સન ૧૯૦૧ ના જાહેવારી માસની તા. ૨૩ ને રોજ સેંટ જેઇમ્સના દરબાર મંડપમાં જાહેર કીધો.

---

## POLITICAL DEPARTMENT.

Bombay Castle, 4th November 1908.

No. 7063—The following Message adressed to the Princes and Peoples of India by His Majesty the King-Emperor is published for general information:—

1. It is now fifty years since Queen Victoria, my Beloved Mother, and my August Predecessor on the Throne of these Realms, for diverse weighty reasons, with the advice and consent of Parliament, took upon herself the Government of the territories theretofore administered by the East India Company. I deem this a fitting anniversary on which to greet the Princes and peoples of India, in commemoration of the exalted task then solemnly undertaken. Half a century is but a brief span in your long annals, yet this half century that ends today will stand amid the floods of your historic ages, a far-shining landmark. The Proclamution of the direct supremacy of the Crown sealed the unity of Indian Government and opened a new era. The journey was arduous, and the advance may have sometimes seemed slow; but the incorporation of many strangely diversified communities, and of some three hundred millions of the human race, under British guidance and control has proceeded steadfastly and without pause. We survey our labours of the past half century with clear gaze and good conscience.

2. Difficulties such as attend all human rule in every age and place, have risen up from day to day. They have been faced by the servants of the British Crown with toil and courage and patience, with deep counsel and a resolution that has never faltered nor shaken. If errors have occurred, the Agents of my Government have spared no pains and no self-sacrifice to correct them: if abuses have been proved, rigorous hands have laboured to apply a remedy.

3. No secret of empire can avert the scourge of drought and plague, but experienced aministrators have done all that skill and devotion are capable of doing, to mitigate those dire calamities of nature. For a longer period than was ever known in your land before, you have escaped the dire calamities of war within your borders. Internal peace has been unbroken.

4. In the great Charter of 1858, Queen Victoria gave you noble assurance of her earnest desire to stimulate the peaceful industry of India, to promote works of public utility and improvement, and to administer the Government for the benefit of all resident therein. The schemes that have been diligently framed and executed for promoting your material convenience and advance—schemes unsurpassed in their magnitude and their boldness—bear witness before the world to the zeal with which that benignant promise has been fulfilled.

5. The rights and privileges of the Feudatory Princes and Ruling Chiefs have been respected, preserved, and guarded and the loyalty of their allegiance has been unswerving. No man among my subjects has been favoured, molested, or disquieted, by reason of his religious belief or worship. All men have enjoyed protection of the law. The law itself has been administered without disrespect to creed or caste, or to usages and ideas rooted in your civilization; it has been simplified in form, and its machinery adjusted to the requirements of ancient communities slowly entering a new world.

6. The charge confided to my Government concerns the destinies of countless multitudes of men now and for ages to come; and it is a paramount duty to repress with a stern arm guilty conspiracies that have no just cause and no serious aim. These conspiracies I know to be abhorrent to the loyal and faithful character of the vast hosts of my Indian subjects, and I will not suffer them to turn me aside from my task of building up the fabric of security and order.

7. Unwilling that this historic anniversary should pass without some signal mark of royal clemency and grace, I have directed that, as was ordered on the memorable occasion of the Coronation Durbar in 1903, the sentence of persons, whom our Courts have duly punished for offences against the law, should be remitted, or in various degrees reduced; and it is my wish that such wrongdoers may remain mindful of this act of mercy, and may conduct themselves without offence henceforth.

8. Steps are being continuously taken towards obliterating distinctions of race as the test for access to posts of public authority and power. In this path I confidently expect and intend the progress henceforward to be steadfast and sure, as education spreads, experience ripens, and the lessons of responsibility are well learned by the keen intelligence and apt capabilities of India.

9. From the first, the principle of representative institutions began to be gradually introduced, and the time has come when, in the judgment of my Viceroy and Governor-General and others of my counsellors, that principle may be prudently extended. Important classes among you, representing ideas that have been fostered and encouraged by British rule, claim equality of citizenship, and greater share in legislation and government. The politic satisfaction of such a claim will strengthen, not impair, existing authority and power. Administration will be all the more efficient, if the officers who conduct it have greater opportunities of

regular contact with those whom it affects, and with those who influence and reflect common opinion about it. I will not speak of the measures that are now being diligently framed for these objects. They will speedily be made known to you, and will, I am very confident, mark a notable stage in the beneficent progress of your affairs.

10. I recognise the valour and fidelity of my Indian troops, and at the New Year I have ordered that opportunity should be taken to show in substantial form this my high appreciation of their martial instincts, their splendid discipline, and their faithful readiness of service.

11. The welfare of India was one of the objects dearest to the heart of Queen Victoria. By me, ever since my visit in 1875, the interests of India, its Princes and peoples, have been watched with an affectionate solicitude that time cannot weaken. My dear son the Prince of Wales, and the Princess of Wales, returned from their sojourn among you with warm attachment to your land, and true and earnest interest in its well-being and content. These sincere feelings of active sympathy and hope for India on the part of my Royal House and line, only represent, and they do most truly represent, the deep and united will and purpose of the people of this Kingdom.

12. May Divine protection and favour strengthen the wisdom, and mutual good-will that are needed for the achievement of a task as glorious as was ever committed to rulers and subjects in any State or Empire of recorded time.

By order of His Excellency the Honourable the Governor in Council,

H. O. QUIN,
Secretary to Government.

---

## મલિક મુઅઝમ કયસરે હિંદે હિંદુસ્તાનના રાજારજવાડા તથા પ્રજાને મોકલેલો સંદેશો.

૧. અમારાં વહાલાં માતુશ્રી તથા આ રાજ્યના સિંહાસન ઉપર અમારી આગાઉ બિરાજમાન થઇ ગએલાં પરમ પૂજ્ય વિક્ટોરીઆ મહારાણીએ, ઇસ્ટ ઇંડિયા કંપની જે મુલક ઉપર

રાજ્યકારભાર ચલાવતી હતી તે મુલક અનેક વજનદાર સબબોને લીધે, પાર્લમેંટની સલાહ તથા સંમતિથી, પોતાના હાથમાં લીધો તેને હાલ ૫૦ વર્ષ થયાં છે. તે વખતે ખરી નિષ્ઠાથી માથે લેવામાં આવેલા મહાન કાર્યના સ્મરણાર્થે હિંદુસ્તાનના રાજારજવાડા તથા લોકોને અભિનંદન આપવા માટે આ વર્ષોત્સવ અમે યોગ્ય લેખીયે છીએ. તમારી લાંબી તવારીખમાં અરધી સદીની મુદત ઘણીજ ટુંકી ગણાય, તે છતાં આજે પુરી થતી અરધી સદી તમારા ઐતહાસિક જમાનામાં એક અતિશય ઝળકાટ ભરેલી યાદગીરી તરીકે રહેશે. હિંદુસ્તાન દેશ તાજના પ્રત્યક્ષ રાજ્યકારભાર તળે લેવા સંબંધના ઢંઢેરાથી હિંદી રાજકારોબાર એકત્ર થયો અને તવારીખના એક નવા જમાનાની શરૂઆત થઈ. આ રાજ્યકારભાર ચલાવવાનું કામ ઘણું વિકટ હતું. અને તેની ગતિ કોઇને ધીમી માલૂમ પડી હશે, પણ એક બીજાથી ઉલટા વિચારો ધરાવનારી ઘણી કોમોને તેમજ આસરે ત્રીસ કરોડ માણસોને બ્રિટિશ દેખરેખ અને અંકુશ હેઠળ એકત્ર કરવાનું કામ મહકમપણે તથા જરાપણ અટકયા સિવાય આગળ વધ્યું છે. ગઇ અરધી સદીની અમારી મેહેનત તરફ અમે સ્પષ્ટ દ્રષ્ટિએ તથા શુદ્ધ અંતઃકરણથી જોઇ શકીએ છીએ.

૨. માનવી રાજ્યકારભારમાં દરેક જમાનામાં અને દરેક ઠેકાણે જે મુસ્કેલીઓ નડે છે તે મુસ્કેલીઓ હિંદુસ્તાનમાં પણ દિવસે દિવસે ઉભી થતી ગઈ છે. તે મુસ્કેલીઓ સામે બ્રિટિશ રાજ્યના નોકરોએ મહેનતથી, હિમ્મતથી તથા ધીરજથી તથા ઊંડા વિચારથી અને કદીપણ શિથિલ પડયો ન હોય અથવા ડગમગ્યો ન હોય એવા નિશ્ચયથી બાથ ભીડી છે. ભૂલો થઈ હોય તો, અમારા પ્રતિનિધિઓએ તે સુધારવા માટે મેહેનત લેવામાં અથવા આત્મભોગ આપવામાં કાંઇપણ કચાસ રાખી નથી. અધિકારનો દુરૂપયોગ થયાનું પુરવાર કરવામાં આવ્યું હોય તો, તે વખતે યોગ્ય ઉપાય કરવાને મજબુત હાથે પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૩. દુકાળ અને મરકીની આપ્દત દૂર કરવાની ગુપ્ત કુનેહ કોઇપણ સામ્રાજ્યના હાથમાં નથી પણ આ કુદરતી ભયંકર આપ્દતોનું સંકટ ઓછું કરવા માટે અનુભવી અધિકારીઓએ પોતાની કુશળતા તથા એક નિષ્ઠાથી બની શકે તેટલું કર્યું છે. તમારા દેશમાં આગળ કદીપણ નહિ જણાયલી તેવી લાંબી મુદત સુધી તમે તમારી સરહદની લડાઇઓની ભયંકર આફતોમાંથી બચી જવા પામ્યા છો. તમારા દેશમાં શાંતિ અખંડ જળવાઈ રહી છે.

૪. સન ૧૮૫૮ ના મહાન્ ઢંઢેરામાં મહારાણી વિકટોરીઆએ હિંદુસ્તાનના સુલેહ ભરેલા ઉદ્યોગને ઉત્તેજન આપવાની, સાર્વજનિક ઉપયોગ તથા સુધારણાનાં કામો ખીલવવાની, અને તે દેશના સઘળા લોકોના હિત સારૂ રાજ્યકારભાર ચલાવવાની પોતાની ઉત્કંઠા સંબંધી ઉદાર અભયવચન આપ્યું છે. તમારી ઐહિક સુખશાંતિ તથા વૃદ્ધિ કરવા માટે જે યોજનાઓ ખંતથી તૈયાર કરીને અમલમાં મૂકવામાં આવી છે અને જે યોજનાઓ મહત્વતા અને સાહસના સંબંધમાં અપૂર્વ છે તે યોજનાઓ આ અભયવચન કેટલા ઉત્સાહથી પાળવામાં આવ્યું છે તેનો પ્રત્યક્ષ પુરાવો પૂરો પાડે છે.

૫. ખંડિયા રાજા તથા બીજા રાજકર્તાઓના હક તથા માનમરતબાનું આદરપૂર્વક રક્ષણ કરવામાં આવ્યું છે, તથા તે જાળવી રાખવામાં આવ્યા છે; અને તેમની રાજનિષ્ઠા તથા

વફાદારી જોઈને તેની અચળ રહી છે. ધાર્મિક મત અથવા ઉપાસનાને સબબે અમારી રૈયતમાંના કોઈપણ શખસ ઉપર મેહેરબાની બતાવવામાં આવી નથી, તેમજ તેને દુખી કે હેરાન થવાનું કાંઈપણ કારણ આપવામાં આવ્યું નથી. અમારી તમામ રૈયત કાયદાનું રક્ષણ ભોગવતી રહી છે ખુદ કાયદો પણ ન્યાતજાતને અથવા તો તમારા સમાજમાં સ્થાપિત થયેલા રિવાજો તથા વિચારોને અપમાન કર્યા વગર અમલમાં મૂકવામાં આવ્યો છે; તેજ પ્રમાણે તેનું સ્વરૂપ સરળ બનાવવામાં આવ્યું છે, અને તે અમલમાં મૂકવાનું તંત્ર નવી દુનિયામાં ધીમે ધીમે દાખલ થતી પ્રાચીન કોમોની જરૂરીયાતોને બંધ બેસતું થઇ પડે એવી રીતે ગોઠવવામાં આવ્યું છે.

૬. અમારી સરકારને જે કામ સોંપવામાં આવ્યું છે તેને હાલના તેમજ હવે પછીના ઘણા જમાનાના અસંખ્ય લોકોના નસીબ સાથે નિસબત છે; તેટલા માટે જે ગુન્હા ભરેલાં કાવતરાંઓ કાંઇપણ સબબ વગર ઉભાં થયાં છે તથા જે કાંઇપણ ગંભીર નેમ ધરાવતાં નથી તે મજબુત હાથે દાબી દેવાની અમારી પહેલી ફરજ છે. અમે જાણીએ છીયે કે અમારી હિંદી પ્રજાનો જે મોટો ભાગ વફાદાર તથા નિમકહલાલ છે તે એવાં કાવતરાંઓ તરફ ધિક્કારની નજરથી જુએ છે; અને આ કાવતરાંઓને સંરક્ષણ અને વ્યવસ્થાની યોજનાના કામમાં આડે આવવા દઇશું નહીં.

૭. આ ઐતિહાસિક વર્ષોત્સવ બાદશાહી રેહમીયત અને મેહેરબાનીની કાંઇપણ જાણવાજોગ એધાણી વગર પસાર થવા ન દેવો એવી અમારી ઇચ્છા હોવાથી અમારા તરફથી એવી આજ્ઞા કરવામાં આવે છે કે ૧૯૦૩ ની સાલમાં રાજ્યાભિષેકના સંબંધમાં ભરવામાં આવેલા દરબારના સ્મરણીય પ્રસંગને અનુસરીને, કાયદા વિરૂદ્ધ કરેલા અપરાધો માટે જે જે આસામીઓને અમારી કોર્ટોએ સજા કીધી છે તેમની સજા માફ કરવી અથવા તેમાં ઓછો વત્તો ઘટાડો કરવો; વળી વિશેષ ઇચ્છા એ છે કે એવા ગુન્હેગારોએ આ દયાના કૃત્યનું સ્મરણ રાખવું અને હવે પછી ગુન્હો ન થાય એવી રીતે તેમણે વર્તવું.

૮. સરકારી અધિકારની તથા સત્તાની જગાઓ પુરવા સંબંધી યોગ્યતા નક્કી કરતી વખતે ન્યાતજાતના તફાવતને કોરાણે મુકવા નિરંતર તજવીજ કરવામાં આવે છે, જેમ જેમ કેળવણી ફેલાતી જાય, અનુભવ પાકો થતો જાય, અને હિંદુસ્તાનના તીવ્ર બુદ્ધિવાળા તથા યોગ્ય લાયકાતવાળા લોકો જોખમદારીની કીમત અચ્છી રીતે સમજતા જાય તેમ તેમ સદરહુ બાબતમાં હિંદુસ્તાનની ચઢતી મહકમ રીતે અને ખાત્રી પૂર્વક થશે એવો અમને સંપૂર્ણ ભરોસો છે અને તેજ હેતુ છે.

૯. પ્રથમથીજ પ્રજાકીય બંધારણનું ધોરણ ધીમે ધીમે દાખલ કરવામાં આવ્યું છે, અને હવે એવો વખત આવ્યો છે કે જ્યારે અમારા વાઇસરોય તથા ગવર્નર જનરલ અને બીજા સલાહકારોના મત પ્રમાણે એ ધોરણમાં વધારો કરવો એ ડહાપણ ભરેલું થઈ પડશે. તમારામાંના મોભાવાળા વર્ગના લોકો બ્રિટિશ અમલને લીધે ઉત્પન્ન થયેલા અને ઉત્તેજન પામેલા વિચારો ધરાવે છે તેથી તેઓ શહેરીઓ તરીકે સરખા હકોની તથા કાયદા બાંધવામાં તથા રાજ્યકારભાર ચલાવવામાં વધારે હિસ્સો મેળવવાની માગણી કરે છે. એવી માગણી યોગ્ય તજવીજ કરીને કબુલ રાખવામાં આવે તો તેથી હાલની સરકારના અધિકાર તથા અમલને નુકસાન થવાને બદલે સામી મજબુતી મળશે. રાજ્યકારભાર ચ-

લાવનાર અમલદારોને, જે લોકો ઉપર તેઓ રાજ્યકારભાર ચલાવતા હોય તેઓની સાથે અને જે લોકો તે રાજ્યકારભાર વિષે પ્રજામતને ચોકસ વલણ આપે છે અને તે પ્રસિદ્ધ કરે છે તેમની સાથે જો નિયમિત પરિચયમાં આવવાની વધારે તક મળે તો તેથી દેશનો રાજ્યકારભાર ઉલટો વધારે સારી રીતે ચાલશે. આ હેતુ પાર પાડવા માટે જે યોજનાઓ હાલ સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવે છે તે વિષે હાલ તુરત અમે કાંઇ પણ બોલવા માગતા નથી. તે તમને થોડાજ વખતમાં જણાવવામાં આવશે અને અમને પુરતી ખાતરી છે કે તે તમારા દેશના રાજ્યકારભારની હિતકારક વૃદ્ધિમાં નોંધી લેવા જોગ નિવડશે.

૧૦. અમે અમારા હિંદી લશ્કરની બહાદુરી તથા વફાદારીની કદર પિછાનીએ છીએ; અને અમે હુકમ કર્યો છે કે તેની લડાયક વૃત્તિ તથા વખાણવા લાયક કવાયદ તથા નિમકહલાલીથી સેવા બજાવવાની તેઓની આતુરતા માટે અમારા તરફથી કરવામાં આવતી ભારે પિછાન કંઈક સંગીન રૂપમાં આવતે નવે વર્ષે બતાવવી.

૧૧. મરહુમ મહારાણી વિકટોરીઆના દિલમાં વહાલામાં વહાલી નેમ હિંદનું કલ્યાણ કરવાની હતી. સન ૧૮૭૫ માં અમે હિંદુસ્તાનની મુલાકાત લીધી ત્યારથીજ અમે એ દેશના રાજાઓના તથા લોકોના લાભ, એવીતો પ્રેમપૂર્વક કાળજીથી તપાસતા આવ્યા છીએ કે તેમાં કાળે કરીને કાંઇ પણ ઘટાડો થયો નથી. અમારા વહાલા શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ અને તેમનાં પત્ની પ્રિન્સેસ ઑફ વેલ્સ તમારા મુલકમાં મુસાફરી કરીને પાછાં ફર્યાં ત્યારથી તમારી ભૂમિ તરફ તેમને પ્રેમની લાગણી પેદા થયેલી છે, અને ત્યાંના લોકોના કલ્યાણ તથા સંતોષ માટે તેઓ ખરેખરી અને અંતઃકરણપૂર્વકની કાળજી ધરાવે છે. અમારા બાદશાહી કુટુંબ તથા વંશ તરફથી હિંદુસ્તાન માટે એ રીતે ખંત ભરેલી દિલસોજીની જે સાચી લાગણીઓ દેખાડવામાં આવે છે તેજ અહીંના રાજ્યના લોકોની ઊંડી તથા એકત્ર થયેલી ઇચ્છા તથા નેમ નક્કીપણે અને વાસ્તવિક રીતે દર્શાવે છે.

૧૨. જગતના લેખી ઇતિહાસમાં કોઇ પણ રાજ્ય અથવા શહેનશાતના રાજ્યકર્તા તેમજ પ્રજાને આજ સુધી કદીપણ નહીં સોંપવામાં આવ્યું હોય એવું મહાભારત અને કીર્તિવાળુ કામ પાર પાડવા માટે જે ડહાપણ તથા પરસ્પરની ભલી લાગણીની જરૂર છે તે ડહાપણ અને ભલી લાગણી પ્રભુની કૃપા તથા મદદથી મજબુત થાય એવી અમારી પ્રાર્થના છે.

આલિજા નામદાર ગવર્નર ઇન્ કૌંસિલના હુકમથી,

એચ. ઓ. કવીન,

સેક્રેટરી નિસબત સરકાર.

( True translation ).

SYED SHAMSUDDIN KADRI,

Oriental Translator to Government.

# Public Servants.

## CIRCULAR.

No. 2071 of 1870.
Judicial Department.

Bombay Castle, 4th June 1870.

To

All Heads of Offices.

SIR,

I am directed to inform you that Government have ruled that whenever occasion may arise for the institution of prosecutions for libel on statements made in petitions to Government or other superior authorities, the permission of Government or of the said superior authorities should be obtained before legal proceedings are taken on such petitions.

Sd./ C. GONNE,
Secretary to Government.

---

## સરકયુલર.

### નંબર ૨૦૭૧, સને ૧૮૭૦.

જ્યુડીશીયલ ડીપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબાઇ તા. ૪ માહે જુન સને ૧૮૭૦, ઓફિસોના સઘળા મુખીઓ તરફ.

સાહેબ,

તમોને ખબર આપવા માટે અમોને ફરમાવવામાં આવ્યું છે કે સરકારે એવો હુકમ કીધો છે કે જ્યારે જ્યારે સરકાર તરફ યા બીજા ઉપરી અધિકારીઓ તરફ કરેલ અરજીઓમાંના પ્રતિષ્ઠા હારી લખાણ માટે કામ ચલાવવાના પ્રસંગો આવે, ત્યારે ત્યારે એવી અરજીઓ ઉપર કાયદેસર કામ ચલાવવા અગાઉ સરકારની અથવા ઉપર કહેલ ઉપરી અધિકારીઓની પરવાનગી મેળવવી જોઇએ.

(સહી) સી. ગોન,
સરકારના સેક્રેટરી.

---

## NOTIFICATION.

General Department,
Bombay Castle, 13th August 1873.

A case having recently come under the notice of His Excellency the Governor, of a most improper and most disrespectful petition

having been written, by a Head Clerk in the office of a Superintendent of Police for certain discharged policemen to Government, the attention of all Heads of Departments is called to the following Government Notifications prohibiting officers of Government from assisting persons in making petitions:—

General Department.

Instances having come to the knowledge of Government, in which persons in its service have transacted, and have been paid for transacting, the business of private individuals, the Honourable the Governor in Council, considering this practice to be highly objectionable, positively prohibits any public servant from undertaking such employment, whether with or without remuneration, unless the sanction of Government shall have been first obtained.

By order of the Honourable the Governor in Council,

Bombay Castle, 30th September 1843. (Signed) W. ESCOMBE, Secretary to Government.

---

*Government Circular to all Officers, No. 2541 dated 20th June 1851 General Department.*

"It has come to the knowledge of Government that, notwithstanding the prohibition contained in the Government Notification of the 30th September 1843, public servants are still in the habit of assisting parties to prepare petitions, memorials, and representations on official matters.

The Right Honourable the Governor in Council considers this practice to be particularly objectionable, and he, therefore, directs that it is strictly prohibited in your Department, both as regards European and Native officials.

(Signed) J. LUMSDEN,
Secretary to Government.

---

A plea of ignorance of these directions will not again be admitted as an excuse for their violation.

By order,
Sd/. F. S. CHAPMAN,
Chief Secretary to Government.

## જાહેર ખબર.

જનરલ ડીપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબાઈ તા. ૧૩ માહે ઓગસ્ટ સને ૧૮૭૩.

બરતરફ કરેલ અમુક પોલીસના માણસો માટે અમુક પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની કચેરીના હેડ કલાર્કે ઘણીજ અયોગ્ય અને અપમાન ભરેલી રીતે સરકારને લખેલ એક અરજીનો દાખલો તાજેતર નામદાર ગવર્નર ઈન કાઉન્સીલના સાહેબની નજરે આવ્યો છે, તેથી અરજીઓ કરવામાં માણસોને મદદ કરવાની બાબતમાં સરકારી અમલદારોને મના કરવા બાબતની સરકારની નીચેની જાહેર ખબર તરફ ડીપાર્ટમેન્ટના સઘળા મુખીઓનું ધ્યાન ખેંચવામાં આવે છે.

"જનરલ ડીપાર્ટમેન્ટ.

સરકારી નોકરી કરતા માણસોએ ખાનગી માણસોનાં કામ કરી આપેલ અને તે કામ માટે તેમને મહેનતાણું મળેલ એવા દાખલાઓ સરકારની જાણમાં આવવાથી, નામદાર ગવર્નર ઈન કાઉન્સીલના સાહેબ આ રીતને ઘણીજ વાંધા ભરેલી ગણે છે, અને કોઇ પણ સરકારી નોકર સરકારની પ્રથમ મંજુરી મેળવ્યા વિના મહેનતાણું લઇને યા મહેનતાણા વિના આવું કામ કરવાની સખ્ત મના કરે છે.

કિલ્લે મુંબાઇ, તા. ૩૦ સપ્ટેમ્બર સને ૧૮૪૩."

નામદાર ગવર્નર ઇન કાઉન્સીલના સાહેબના હુકમથી.
(સહી) ડબલ્યુ. એસકાંમ્બી.
સરકારના સેક્રેટરી.

---

સરકારી અમલદારોને સરક્યુલર નંબર ૨૫૪૧, તા. ૨૦ મી જુન સને ૧૮૫૧.

જનરલ ડીપાર્ટમેન્ટ.

"સરકારની જાણમાં એમ આવ્યું છે કે તા. ૩૦ મી સપ્ટેમ્બર સને ૧૮૪૩ ની સરકારી જાહેર ખબરમાં કરેલ મના છતાં પણ ઓફિસને લગતી બાબતોમાં અરજીઓ તૈયાર કરવામાં પક્ષકારોને મદદ કરવાની હજુ સુધી સરકારી નોકરોને આદત છે."

નામદાર ગવર્નર ઇન કાઉન્સીલના સાહેબ આ રીતને ખાસ વાંધા ભરેલી ગણે છે. અને તેથી તેઓ નામદાર એમ ફરમાવે છે કે, તમારા ખાતાના યુરોપીયન તેમજ દેશી અમલદારોના સંબંધમાં આવી વર્તણુંકની સખ્ત મના કરવી.

(સહી) જે. લમ્સડન,
સરકારના સેક્રેટરી.

આ સુચનાઓ ઉલંઘન કર્યાની માફી માટે અજાણપણાનું બાનું ફરી કબુલ કરવામાં આવશે નહિ.

હુકમથી,
(સહી) એફ. એસ. ચેપમેન,
સરકારના સેક્રેટરી.

---

## PRESENTS.

No. 2271.

General Department,
Bombay Castle 25th July 1876.

*Memorandum from the Officiating Under Secretary to the Government of India, Home Department (Public) No. 1144, dated 13th July 1876 :—*

"Circular No. 1299 G., dated Simla, the 20th June 1876.

FROM—T. H. Thornton, Esq., D. C. L., Officiating Secretary to the Government of India, Foreign Department;

To—The Chief Commissioners, Mysore and Ajmere, Residents, Hydrabad, Nipal and Mandalay; Agents, Gevernor General, Central India, Rajaputana and Baroda; Political Resident, Persian Gulf: Political Agents, Manipur, and Turkish Arabia, Agent, Governor General, Ex-king of Oudh, and Superintendent of Political Pensions; and General Superintendent of Operations for the Suppression of Thaggee and Dacoity.

I am directed to forward, for your information and guidance and communication to your subordinates, the following summary of the existing law and rules regarding the acceptance by Government Servants of presents from Native Chiefs and others:—

I. The main provisions of the law on the subject are contained (see Appendix) in 13 George III, Chapter 63, Sections 23-24; 33 George III, Chapter 52, Sections 62-63; 3 and 4 William IV, Chapter 85, Section 76.

II. The prohibition of the receipt of presents from Native Chiefs and others does not extend to the receipt of a few flowers or fruits, and articles of inappreciable value, although even such trifling presents should be discouraged.

III. It does not extend to the exchange of presents between Governors, Lieutenant-Governors, Chief Commissioners, Agents to the Governor General or Political officers generally in their ceremonial intercourse with Native Chiefs, on which occasions the presents from the Chiefs are deposited in the Government Toshakhana, and return presents are given at the Government expense.

IV. It does not apply to presents to Medical Officers made *bonafide* for services rendered.

V. The general prohibition extends to all servants of Government Native or European, Covenanted or Uncovenanted, in whatsoever Department they may be serving.

VI. Where presents cannot absolutely be refused without giving offence, they must be delivered up to Government, and to this rule no exception whatsoever is permissible save with the express sanction of His Excellency the Governor General in Council, which will only be given under very special circumstances.

2. The Governor General in Council desires that the above rules may be strictly observed and no deviation therefrom permitted except with the previous sanction of the Government of India.

---

નંબર ૨૨૭૧.

## જનરલ ડીપાર્ટમેન્ટ.

મુંબઇ કેસલ ૨૫ જુલાઇ ૧૮૭૬.

હોમ ડીપાર્ટમેન્ટ ( પબલિક ) સંબંધી તા. ૧૩-૭-૧૮૭૬ના ૧૧૪૪ નંબરનો મેમો તે હિંદી સરકારના ઓફીશીએટીંગ અન્ડર સેક્રેટરી તરફથી.

સરક્યુલર નંબર ૧૨૯૯ જી. સીમલા તા. ૨૦ જુન ૧૮૭૬ તે ફોરેન ડીપાર્ટમેન્ટ સંબંધી હિંદી સરકારના ઓફીશીએટીંગ સેક્રેટરી મી. ટી. એચ. થોરનટનં ડી. સી. એલ. તરફથી નીચેના અમલદારો તરફ.

માઇસોર તથા અજમેરના ચીફ કમીશનર સાહેબો, હૈદ્રાબાદ, નેપાલ અને મેન્ડેલેના રેસીડન્ટ સાહેબો, મધ્યપ્રાંતો, રજપુતાના તથા બરોડાના ગવરનર જનરલના એજંટ સાહેબો, પરસીયન અખાતના પોલીટીકલ રેસીડેન્ટ સાહેબ, મણીપુર અને ટર્કીશ અરબસ્તાનના પોલીટિકલ એજંટ સાહેબો, અયોધ્યાના માજી રાજાના ગવરનર-જનરલના એજંટ સાહેબ અને પોલીટીકલ પેનશન ખાતાના ઉપરી અધીકારી તથા ઠગી અને ડાકાઇટી દાબી દેવા માટેના ખાતાના જનરલ સુપરીનટેન્ડન્ટ સાહેબ.

દેશી રજવાડાઓ અને બીજાઓ તરફથી સરકારી નોકરોએ ઇનામ અકરામ સ્વીકારવા સંબંધી કાયદા અને કાનુનોનો નીચેનો ટુંકો સાર તમારા તથા તમારા તાબાના નોકરોના જાણવા માટે તથા તે પ્રમાણે વર્તન કરવા માટે મોકલવાનો મને હુકમ થયો છે.

(૧.) એ બાબત ઉપરના મુખ્ય નીયમો.

૧૭ જ્યોર્જ ત્રીજો, પ્રકરણ ૬૩, કલમ ૨૩–૨૪ માં, ૩૩ જ્યોર્જ ત્રીજો, પ્રકરણ પર કલમ ૬૨–૬૩ માં ૩ અને ૪ અને વિલીયમ ચોથો, પ્રકરણ ૮૫ કલમ ૭૬ માં આવી જાય છે.

(૨.) દેશી રજવાડાઓ તથા બીજાઓ પાસેથી ઇનામ અકરામ લેવાની મનાઈ થોડા પ્રમાણમાં ફુલ હાર અથવા ફુલ ફલાદિના સ્વીકારને તથા નજીવી કીમતની ચીજોના સ્વીકારને લાગુ પડતો નથી જો કે એવા નજીવા ઇનામ અકરામને પણ ઉત્તેજન આપવું નહી.

(૩.) ઉપર કહેલી કલમો, દેશી રાજાઓ સાથે હોદ્દાની રૂએ રીતસર મળવું થતાં ગવરનરો, ગવરનર જનરલના એજન્ટો, અથવા સાધારણ રીતે રાજદ્વારી (પોલીટીકલ) અમલદારો અરસપરસ ભેટો મોકલે છે તેને લાગુ પડતી નથી. આવે પ્રસંગે રજવાડા તરફથી મળેલો ભેટો સરકારી તોશાખાનામાં અનામત રાખવામાં આવે છે અને રજવાડાને ભેટો સરકારી ખરચે આપવામાં આવે છે.

(૪.) ઉપરની કલમો વૈદીકી અમલદારોને દવા દારૂ કરે તે માટે શુદ્ધ બુદ્ધિથી જે ઇનામ આપવામાં આવે છે તેને લાગુ પડતી નથી.

(૫.) આ બાબતના સામાન્ય નિયમો તમામ સરકારી નોકરો દેશી કે યુરોપીયન, કોવેનેન્ટેડ કે અનકોવેનેન્ટેડ અને ગમે તે ખાતામાં નોકર હોય તેમને લાગુ પડે છે.

(૬.) સામા ધણીને ખોટું લગાડ્યા સવાય ઇનામ અકરામની ના પાડી ન શકાય તેવા કેસોમાં તે ઇનામ અકરામો નામદારે સરકારને આપી દેવા અને આ નિયમને કોઇ પણ જાતનો અપવાદ ખાસ સંજોગો વચ્ચે, નામદાર ગવરનર–જનરલ અને કાઉન્સીલની ખાસ મંજુરી શીવાય, રાખવા દેવામાં આવશે નહિ.

(૨.) નામદાર ગવરનર–જનરલ ઇન કાઉન્સીલ એવી ઇચ્છા દર્શાવે છે કે આ નિયમોનું પાલન બરાબર રીતે કરવું અને હિંદી સરકારની અગાઉથી મંજુરી લીધા સિવાય તે નિયમનો ભંગ કરવા દેવો નહિ.

---

## સરક્યુલર.

× × × × × ×

હુકમ કરવામાં આવે છે કે દરેક થાણામાં એક એક ઉમેદવાર રાખી તેનાથી શું કામ લેવું તે બાબત ઇલાયદો સરક્યુલર નંબર ૧૨૯, તા. ૧૦ ફેબ્રુઆરી સને ૧૮૮૩ નો કરવામાં આવેલ છે; તે સરક્યુલરમાં લખ્યા મુજબ એ ઉમેદવારથી કામ લેવું. સિવાય સરકારી નોકર સિવાય બીજા કોઇ માણસથી અહીંની મંજુરી વગર કચેરીનું કામ લેવું નહિ. અમારો આ હુકમ થયા પછી આયંદે અમારા હુકમ વિરૂદ્ધ વર્તણુંક ચાલે છે એમ અમને સાબિત માલુમ પડશે તો તે કચેરીના અમલદાર પાસેથી અમે સખત જવાબ લઇશું.

તા. ૨૨ ફેબ્રુઆરી સને ૧૮૮૩.

(સહી) પી. એચ. લીજેટ.
પો. સુપી. પાલણપુર.

---

## સરક્યુલર.

નામદાર મુંબાઈ સરકારનો ઠરાવ નંબર ૧૬૭૫, તા. ૨૨ મી માર્ચ સને ૧૮૮૬ નો આવ્યો તેની મતલબ જે:—

કોલ્હાપુરના પોલીટીકલ એજંટનો પત્ર નંબર ૮૪, તા. ૬ માર્ચ સને ૧૮૮૬નો આવ્યો તેમાં જણાવે છે કે એવું થવું જોઇએ કે, કોઈ એજન્સીમાં કોઈ સરકારી નોકરે નોકરી કરેલી હોય અને પેનશન લીધું હોય તેને તેજ એજન્સીમાં કોઇ દેશી સ્વસ્થાનની નોકરીમાં ખાસ કારણો દર્શાવી સરકારના ખાસ હુકમો મેળવ્યા સિવાય દાખલ કરવો નહિ, એવો ચાલતો હુકમ થવો જોઇએ વિગેરે મતલબનો આવવાથી ઠરાવ કરવામાં આવે છે કે નામદાર સરકાર પોલીટીકલ એજંટે જે ધારો સુચવ્યો છે તે મંજુર કરે છે. તથા ફરમાવે છે કે તે ધારાનું ધોરણ કોઇ એજન્સીના સરકારી એસ્ટાબ્લીશમેન્ટના નોકરોને તે જે એજન્સીના સ્વસ્થાનોમાં નોકર રહેવા માગણી થાય તેની બાબતમાં પણ અમલમાં આણવું.

પોલીટીકલ ખાતાના અમલદારોને અને તેમની મારફતે દેશી સ્વસ્થાનોને જણાવવું જોઇએ કે તેઓ તેઓની એજન્સીમાં નોકરી કરી હોય એવો પેનશન લીધેલ સરકારી નોકરને નોકર રાખવા પહેલાં પરવાનગી માગશે એમ આશા રાખવામાં આવે છે, અને જ્યારે પોતાના રાજ્યમાં સરકારી નોકરો રાખવા માગતા હોય ત્યારે તેઓ પોલીટીકલ એજંટ સાહેબ મંજુર કરે તેવા ખાસ કારણો સિવાય તેમની એજન્સીના એસ્ટાબ્લીશમેન્ટના નોકરોમાંથી પસંદ કરશે નહિ.

તા. ૩૦ માહે માર્ચ સને ૧૮૮૬.

(સહી) **સી. વુડહાઉસ,**
એક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

નીપ્પાડના મામલતદાર માહાદેવ બાળકૃષ્ણ ઝાટકરે એક વરસની રજા લઈ જમખીંડી સ્ટેટના કારભારી થવા અરજ કરેલ તે ઉપરથી કોલ્હાપુરના પોલીટીકલ એજંટે સરકારમાં લખતાં નામદાર સરકારના નંબર ૪૬૮૧, તા. ૧૩ અગસ્ટ સને ૧૮૮૬ નો ઠરાવ કર્યો તેમાં ફરમાવે છે કે:—

નામદાર ગવર્નર ઇન કાઉન્સીલ ફરમાવે છે કે કોઇપણ બ્રિટિશ અમલદાર યા નોકર રજા ઉપર હોય તે નામદાર મુંબાઈ સરકારની મંજુરી વગર કોઇ પણ સ્વસ્થાનની નોકરી કબુલ કરશે તો નામદાર સરકાર મંજુર રાખશે નહિ. કોઇ પણ દેશી સ્વસ્થાન, કોઈ બ્રિટિશ અમલદાર યા નોકર પછી તે રજા ઉપર હોય કે નોકરી કરતો હોય તેને નોકર રાખવા માગતું હોય તો કાયદા પ્રમાણે અરજી ચાલતા રીવાજ મુજબ પોલીટીકલ એજંટ સાહેબ મારફત મોકલવી જોઇએ.

તા. ૨૪ અગસ્ટ સને ૧૮૮૬.

(સહી) **ડબલ્યુ. એ. સામન,**
એક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

## PUBLIC SERVANTS.

Native States. Regarding the acceptance by British officers of pensions or gratuities from.

No. 7653.

Political Department,
Bombay Castle 22nd November 1887.

Letter from the Under Secretary to the Government of India, Foreign Department, No. 1978-9, dated 27th October 1887:—

"Recent circumstances having brought into prominence the expediency of having some fixed ruling on the subject, the Governor-General in Council has come to the decision that, in future, no officer belonging to the service of, or in receipt of a pension from the British Government, who is tarnsferred to service under a Native State, may accept a pension or gratuity from such State, except with the sanction of the Government of India."

RESOLUTION-Copy of this letter should be forwarded to all Political Agents for information and guidance.

Sd/. W. LEE-WARNER,
Secretary to Government.

---

**દેશીરાજ્યો તરફથી બ્રિટિશ અમલદારો પેન્શન અથવા ગ્રેચ્યુઇટી સ્વિકારે તે બાબત.**

નંબર ૭૬૫૩.

પોલીટીકલ ડીપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબાઈ, તા. ૨૨ નવેમ્બર સને ૧૮૮૭.

હિંદુસ્તાન સરકારના અંડર સેક્રેટરી તરફનો ફોરેન ડીપાર્ટમેન્ટનો પત્ર નંબર .૧૯૭૮ તા. ૨૭ મી ઓકટોબર સને ૧૮૮૭:—

"આ બાબતમાં કોઈ ચોકસ ધારાની જરૂર છે એવું તાજેતર હકીકત ઉપરથી બહાલ પડવાથી નામદાર ગવર્નર જનરલ ઇન કાઉન્સીલના સાહેબે એમ ઠરાવ કરેલ છે કે—અંગ્રેજ સરકારની નોકરી કરતા યા અંગ્રેજ સરકારનું પેનશન મેળવતા જે અમલદારની બદલી દેશી રાજ્યમાં કરવામાં આવી હોય તેવા કોઇ પણ અમલદારે, હિંદુસ્તાન સરકારની મંજુરી સિવાય આયંદે તે રાજ્ય તરફનું પેન્સન યા ગ્રેચ્યુઇટી સ્વિકારવી નહી."

ઠરાવ—આ પત્રની નકલ તમામ પોલીટીકલ એજંટો તરફ ખબર અને અમલ થવા મોકલવી.

(સહી) ડબલ્યુ. લીવૉર્નર,
સરકારના સેક્રેટરી.

---

## INSOLVENCY.

No. 648.

General Department,
Bombay Castle, 29th February 1888.

RESOLUTION—*Prima Facie* a Government servant becoming insolvent is subject to dismissal. It is only when the Head of his Department, when the proceedings in insolvency have been completed, reports that special circumstances entitle the insolvent to favour, that Government can relax the general rule.

---

નંબર ૬૪૮.

## દેવાળું.

જનરલ ડીપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબાઇ, તા. ૨૯ માહે ફેબ્રુઆરી સને ૧૮૮૮.

ઠરાવ—પ્રથમ દર્શનિક રીતે કોઈ સરકારી નોકર દેવાળું કાઢે તે બરતરફીને પાત્ર છે. તે દેવા સંબંધી ચાલેલ તપાસણી પુરી થયા પછી જ્યારે તેના ખાતાનો મુખી રિપોર્ટ કરે કે ખાસ કારણોના લીધે મજકુર દેવાળીઓ રહેમીયતને પાત્ર છે ત્યારેજ ફક્ત સરકાર આ સાધારણ નિયમને નરમ કરી શકશે.

---

*Acceptance of pecuniary aid or subscriptions from Native Chiefs or officials of Native States by Government officers.*

No. 3584.

General Department,
Bombay Castle, 31st August 1889.

Resolution of the Government of India in the Home Department (Public), No. 25-1437-1460, dated 14th August 1889:—

READ.

Home Department Resolution No. 31—1217—42, dated the 11th July 1885.

## RESOLUTION.

In the Resolution read in the preamble it has been laid down that no officer of Government shall ask or accept pecuniary aid or subscriptions from Native Chiefs or officials of Native States in pursuance of public objects, except with the previous sanction of the Local Government to which he may be subordinate.

2. An instance has recently come to the notice of the Government of India in which a public servant accepted a donation from a Native Chief towards a religious object in which he was specially interested. In the Resolution of 11th July 1885, applications for contributions to private or semi-public objects are not expressly condemned, but the objections upon which these orders are based apply with even greater force to such donations. The Governor General in Council is therefore pleased to extend the orders contained in Resolution No. 31-1217-42 (Public), dated 11th July 1885, to applications for or acceptance of assistance towards private or semi-public objects.

RESOLUTION—Copies of the Resolution of the Government of India, should be forwarded to all Departments of the Secretariat and to all Heads of Offices for information and guidance in continuation of Government Resolution No. 2760 dated 24th July 1885.

## દેશી રાજાઓ અથવા દેશી રાજ્યોના અમલદારો તરફથી મદદ યા ઉઘરાણું સરકારી અમલદારો સ્વિકારે તે સંબંધી.

નંબર ૩૫૮૪.

જનરલ ડીપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબાઇ, તા. ૩૧ માહે ઓગસ્ટ સને ૧૮૮૯.

હિંદી સરકારના હોમ ડીપાર્ટમેન્ટ (પબ્લીક) નો ઠરાવ નંબર ૨૫–૧૪૩૭–૧૪૬૦, તા. ૧૪ માહે ઓગસ્ટ સને ૧૮૮૯.

" વાંચ્યો—

હોમ ડીપાર્ટમેન્ટ ઠરાવ નંબર ૩૧–૧૨૧૭–૪૨, તા. ૧૧ માહે જુલાઇ સને ૧૮૮૫.

### ઠરાવ.

ઉપોદ્‌ઘાતમાં વાંચેલ ઠરાવમાં એમ ફરમાવેલ છે કે કોઇ પણ સરકારી અમલદારે પોતે જે સ્થાનિક સરકારના તાબામાં હોય તે સરકારની અગાઉથી પરવાનગી મેળવ્યા સિવાય, લોકિક હેતુ ખાતર દેશી રાજાઓ તરફથી અથવા દેશી રાજ્યોના અમલદારો તરફથી પૈસાની મદદ યા ઉઘરાણું માગવું નહિ તેમજ સ્વિકારવું પણ નહિ.

૨. પોતાનું ખાસ હિત રહેલ છે એવા ધર્મ સંબંધી કાર્ય માટે એક સરકારી નોકરે એક દેશી રાજા પાસેથી ભેટ સ્વિકાર્યાનો એક દાખલો તાજેતર હિંદી સરકારની નજરે આવેલ છે. તા. ૧૧મી જુલાઈ સને ૧૮૮૫ ના ઠરાવમાં ખાનગી યા અર્ધ સાર્વજનિક કામ માટે ઉઘરાણાની માગણીઓ કરવાનું સ્પષ્ટ રીતે નાપસંદ કરેલ નથી. પરંતુ જે વાંધા ઉપર આ હુકમો રહેલા છે તે વાંધાઓ આવી ભેટને વળી વધારે જોરથી લાગુ પડે છે તેથી ખાનગી યા અર્ધ સાર્વજનિક કામ માટે મદદની માગણી કરવા યા તે સ્વિકારવાની બાબતમાં નામદાર ગવર્નર જનરલ ઇન કાઉન્સીલના સાહેબ, તા. ૧૧મી જુલાઇ સને ૧૮૮૫ ના ઠરાવ નંબર ૩૧—૧૨૧૭—૪૨ (પબ્લીક) માં રહેલ હુકમોને લાગુ પાડવાને ફરમાવે છે.

ઠરાવ—હિંદી સરકારના ઠરાવની નકલો સેક્રેટરીયટના સઘળા ખાતાઓ તરફ અને ઓફિસોના સઘળા મુખીઓ તરફ જાણ તથા અમલ થવા માટે તા. ૨૪ જુલાઈ સને ૧૮૮૫ના સરકારી ઠરાવ નંબર ૨૭૬૦ ના અનુસંધાણમાં મોકલવી જોઇએ.

---

*Indebtedness of Government Servants: orders regarding the*

No. 4409.

General Department,

Bombay Castle, 23rd October 1889.

Resolution of the Government of India, Home Department (Public), No. 29-1770-92, dated 8th October 1889.

READ AGAIN:—Home Department Resolutions No. 2-77 to 102 (Public), dated 19th January 1889.

RESOLUTION.

In the Resolution of January 1884, cited in the preamble, the Governor General in Council invited the attention of all Local Governments and Heads of Departments to the imperative duty which devolves on them of taking severe notice of the conduct of clerks and other employes who allow themselves to fall into embarassed circumstances, and it was pointed out that assistants in Government offices should clearly understand that, if they voluntarily contract debts or obligations which they are unable to meet, they render themselves liable to summary dismissal.

2. His Excellency in Council has reason to fear that the tenor of these orders has not always been properly understood, and desires to supplement them by more definite instructions as to what constitutes such a state of Indebtedness as to render it undesirable that a person should be retained in the public service. The Governor General in Council accordingly directs that where half the salary of a Government official is constantly being attached for debt, or has been continuously under attachmement for more than two years, or is attached for a sum which under ordinary circumstances, it will require more than two years to repay, a full schedule of the officer's debts should be obtained by the Head of the Office and the case dealt with in the same way as if the debtor had taken advantage of the Insolvency Court. In such cases it should be specially ascertained

(1) What is the proportion of the debts to the salary and the extent to which they detract from the debtor's officiency as a public servant.

(2) Whether the debtor's position is irretrievable;

(3) Whether it is desirable under the circumstances to retain him
   (a) in the particular post he occupies; or
   (b) in any position under Government.

It will be for Local Government and the different Departments under the Government of India to issue subsidiary derections to officers subordinate to them as to the authority to which the schedule of debts and the report on it should be submitted for orders.

RESOLUTION—The Resolution of the Government of India should be republished in the *Bombay Government Gazette* and copies of it forwarded to all Departments of the Secretariat and all Heads of Offices for information and guidance in continuation of Government Resolution No. 381, dated 4th February 1884.

2. A copy of this resolution should be given to every clerk on first appointment to Government service and it should be entered in the order book of every Government Office.

Sd./ J. DE C. ATKINS,
Ag. Under Secretary to Government.

---

## સરકારી નોકરોના કરજ સંબંધી હુકમ.

નંબર ૪૪૦૯.

જનરલ ડીપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબાઈ, તા. ૨૩ અકટોબર સને ૧૮૮૯.

હિંદી સરકારના હોમ ડીપાર્ટમેન્ટ (પબ્લીક) નો ઠરાવ નંબર ૨૯–૧૧૭૦–૯૨, તા. ૮ મી અકટોબર સને ૧૮૮૯.

"ફરી વાંચ્યો."

હોમ ડીપાર્ટમેન્ટ ઠરાવ નંબર ૨–૭૭ થી ૧૦૨, (પબ્લીક) સુધીનો તા. ૧૯ જાનેવારી સને ૧૮૮૪.

### ઠરાવ.

કારકુનો અને બીજા નોકરો જેઓ નાણા સંબંધી તંગ હાલતમાં પોતાની મેળેજ આવી પડે છે, તેમની વર્તણુકની બારીક દેખરેખ રાખવાની તેમને શીર રહેલી જરૂરી જરૂરીઆત તરફ

**મુ. સર. ૨૯.**

નામદાર મુંબાઈ સરકારના પોલીટીકલ ખાતાનો રેઝોલ્યુશન નં. ૭૧૫૧ તા. ૩૦ સપટેંબર સં. ૧૮૯૧ માં આ સુપ્રીનટેનડેન્સીના થાંણા સરકલોમાં સ્થાવર મીલકત હોય તે બાબતના દસ્તાવેજો ફરજના સાથ રજીસ્ટર કરવાનો રીવાજ દાખલ કરવા અને સુપ્રીનટેનડેન્ટસી મારફતે જે હકુમતવાળા મેનેજડ ઈસ્ટેટોમાં સદરહુ વહીવટ ચાલતાં સુધી તેવાજ પ્રકારના દસ્તાવેજો ખુશી હોય તો રજીસ્ટર કરાવવા મંજુરી આપેલ છે. આ ધારો તા. ૧ ડીસેંબર સને ૧૮૯૧ થી અમલમ લાવવામાં આવશે. તા. ૭–૧૦–૯૧.

(સહી) W. WEST, COLONEL.
આ. પો. સુપ્રીનટેન્ડેન્ટ, પાલણપુર.

રજીસ્ટ્રેશન ફી કેટલી લેવી તેના માટે સને ૧૮૯૯ માં આજમ થાણદારો અને આસીસ્ટંટો તરફથી લખાણુ ચાલ્યાથી તેના તુમારે મુ. કાકરેજ આવક નંબર ૩૩, તા. ૧૦–૪–૧૯૦૧ થી નીચે મુજબ હુકમ કરવામાં આવ્યો છે. આ બાબત નેલર્સ મેન્યુઅલમાં જે રજીસ્ટ્રેશન ધારા છપાણુ છે તે તથા અસલ રજીસ્ટ્રેશન ધારા આપણા દફતરમાં છે તેમાં ઇંગ્રેજીમાં સ્થાવર મિલકતના દસ્તાવેજો રજીસ્ટર કરવાની ઓછામાં ઓછી ફી રૂ. ૩ લખી છે ને જંગમ મિલકતના દસ્તાવેજો રજીસ્ટર કરવાની ઓછામાં ઓછી ફી રૂ. ૧ લખી છે. જેથી ગુજરાતી તરજુમામાં હસ્તદોષ થએલો જણાય છે. દીઓદર તથા વારાહી થાણે ઉપર પ્રમાણે ફી લેવાય છે માટે ઉપર પ્રમાણે ફી લેવા રીવાજ રાખવા આજમ થાણદારો તરફ મહેરબાનીથી લખાવશો વિગેરે.

તા. ૧૦ એપ્રીલ સને ૧૯૦૧.

(સહી) **પી. એસ. વી. ફીટઝરલ્ડ,**
પો. સુ. પાલણપુર.

## શેરો.

અમારી જાહેર ખબર નંબર ૧૦૬, તા. ૨૭–૪–૧૯૦૭ અનુસાર જે ખેડુતો તથા તાલુકદાર બળદ તથા બીજવારા માટે વેપારીઓ વિગેરે પાસેથી નાણાં લે તેના રૂપિઆ થાણદારો પોતાના રૂબરૂ અપાવે તેવી મતલબના દસ્તાવેજો નીચે સરટીફીકેટ પ્રથમની માફક લખી દસ્તાવેજોનો દાખલો રાખવા અમારા તરફ મોકલી આપવા, કે તે દસ્તાવેજોનો ખાસ દાખલો રાખી પાછા મોકલવામાં આવશે. માટે ખબર તથા અમલ થવા આ શેરાની એક એક નકલ આ. થાણદારો તરફ મોકલવી.

તા. ૧૦ મે સને ૧૯૦૧.

(સહી) **જે. એસ. એશબી,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

No. 1985 of 1904.

Palanpur 15th April 1904.

## NOTIFICATION.

It is hereby notified that this office vernacular Notification No. 8 of the 18th June 1897 is cancelled and the system of compul-

sory registration of all documents relating to immoveable property mentioned in this office vernacular Notification No. 29 of the 7th October 1891 which was issued on the authority of Government orders shall be enforced in this Agency.

Sd/. G. E. HYDE CATES, Lt. Col.
Political Agent, Palanpur.

---

**નંબર ૧૯૮૫ સને ૧૯૦૪.**

પાલણપુર તા. ૧૫ એપ્રીલ ૧૯૦૪.

## નોટીફીકેશન.

આથી ખબર આપવામાં આવે છે કે તા. ૧૮-૬-૧૮૯૭ ની આ ઓફીસની નં. ૮ ના ગુજરાતી જાહેર ખબર રદ કરવામાં આવે છે અને આ ઓફીસની તા. ૭-૧૦-૧૮૯૧ ની નં. ૨૯ ની જાહેર ખબર નામદાર સરકારના ફરમાનની રૂએ સ્થાવર મિલ્કત સંબંધી તમામ દસ્તાવેજોની ફરજીયાત નોંધણીના સંબંધમાં બહાર પાડવામાં આવી હતી તેનો હવેથી આ એજન્સીમાં અમલ કરવામાં આવશે.

(સહી) **જી. ઇ. હાઈડ-કેટસ, લેફ્. કર્નલ,**
પોલીટીકલ એજંટ, પાલણપુર.

---

### દસ્તાવેજ લખી આપનારાઓ દસ્તાવેજ લખી આપ્યાની વાત કબુલ કરવા માટે નોંધવાની કચેરીમાં આવે, ત્યારે નોંધનારા અમલદારોએ તેમના અંગુઠાની છાપ લેવા બાબત સુચના.

૧. દસ્તાવેજ લખી આપનાર દરેક માણસને તે દસ્તાવેજની ઉપર તે લખી આપ્યાની કબુલતના શેરાની નીચે પોતે કરેલી સહીની હેઠળ, તથા અંગુઠાની છાપના રજીસ્ટરમાં, તેના જમણા અંગુઠાના ટેરવાની છાપ મારવાને કહેવું જોઇએ. સદરહુ રજીસ્ટરમાંના દરેક ખાનામાં એકજ લખી આપનાર શખસના અંગુઠાની છાપ આવી જવી જોઇએ.

વિશેષ ઠરાવ:—નીચે જણાવેલી બાબતોમાં છાપ લેવી જોઇએ નહિ:—

(અ) દસ્તાવેજ લખી આપનાર ભણેલો હોય અને તેને નોંધનારો અમલદાર જાતે ઓળખતો હોય ત્યારે.

(બ) દસ્તાવેજ લખી આપનાર યુરોપિયન સ્ત્રી અથવા ગૃહસ્થ હોય અથવા જેની ઓળખના સંબંધમાં કાંઇપણ શક ન હોય અથવા શંકા લેવાનું કારણ ન હોય એવો પ્રતિષ્ટિત બીજો માણસ હોય ત્યારે.

ટીપ.—પરદેનશીન સ્ત્રીઓની બાબતમાં સદરહુ છુટ આપવી નહિ. એવી સ્ત્રીઓને સઘળે પ્રસંગે નોંધનારા અમલદારની અથવા તેમને ઓળખાતા હોય તેવા શખસની રૂબરૂ તેમના અંગુઠાની છાપ મારવાનું કહેવું.

૨. દસ્તાવેજ લખી આપનારનો જમણો અંગુઠો ન હોય અથવા તે એટલો બેડોળ અથવા રોગિષ્ટ હોય કે તે ઉપયોગમાં આવી શકે તેમ ન હોય તો તેના ડાબા અંગુઠાના ટેરવાની અથવા બીજી કોઇ આંગળીના ટેરવાની છાપ લેવી. આવે વખતે અંગુઠાના છાપના રજીસ્ટરમાં છાપની નીચે જમણા હાથની કઇ આંગળીનો અથવા ડાબા હાથના અંગુઠા યા કઈ આંગળીનો ઉપયોગ કર્યો છે તે લખવું, તથા જમણા હાથના અંગુઠાની છાપ ન લેવાનું કારણ પણ લખવું. આંગળીનું વર્ણન કરતી વખતે અંગુઠાની પછીની અમુક આંગળી, એટલે, પહેલી આંગળી, બીજી અથવા વચલી આંગળી, ત્રીજી અથવા વીંટી પહેરવાની આંગળી અથવા અનામિકા, ચોથી અથવા ટચલી આંગળી એ પ્રમાણે લખવું.

૩. નોંધવાના આકટની ૩૩ મી કલમની રૂયે નોંધનારા અમલદારોએ શાક્ષી કરેલા મુખત્યારનામાની બાબતમાં મુખત્યારનામું કરી આપનાર શખસના અંગુઠાની છાપ ૧ લા પારાગ્રાફના વિશેષ ઠરાવને અનુસરીને મુખત્યારનામા ઉપર તથા અંગુઠાની છાપના :રજીસ્ટરમાં ઉપર પ્રમાણેજ લેવી જોઈએ.

૪. નોંધનાર અમલદારને એક કે બે ટીનનાં પતરાં, એક રોલર* અને છાપવાની શાહી પુરી પાડવામાં આવશે. પતરાંની ઉપર આ છાપવાની શાહીનાં એક કે બે ટીપાં પાડવાં અને તેમાં ગ્યાસ્લેટનાં એક યા બે ટીપાં મેળવીને તે શાહી પતરાં ઉપર રોલરે કરીને સરખી પાથરવી. શાહી એટલી જાડી પાથરવી નહિ કે તેમાંથી પતરાંનો રંગ દેખાવામાં હરકત પડે. દસ્તાવેજ લખી આપનારનો જમણો હાથ લઇને તેના અંગુઠાના ટેરવાને બરોબર સાફ કરીને શાહીવાળા પતરા ઉપર મુકવો તથા તેને એક બાજુથી બીજી બાજુ ફેરવવો ( ઘસવો નહિ ), અને ધીમેથી પરંતુ જોરથી પુરતી રીતે શાહીવાળો થાય ત્યાં સુધી પોતાનાજ હાથથી દાબવો. પછી આવી રીતે શાહીવાળો થયેલો અંગુઠો જે કાગળ ઉપર છાપ લેવાની હોય તે ઉપર એવી રીતે મુકવો તથા એટલો હળવે અને કાળજીપૂર્વક ફેરવવો કે તેના આખા ટેરવાની છાપ એક બાજુથી બીજી બાજુ સુધી તેના ઉપર સ્પષ્ટ પડી રહે, એક વખત શાહીવાળી કરેલી આંગળીથી માત્ર એક છાપ મારવી. આ વાત ખાસ ધ્યાનમાં રાખવી કે અંગુઠો મુકતિ અથવા લઇ લેતી વખતે કાંઈ પણ ઉલટી હીલચાલ કરવાથી ડાઘો પડશે અને છાપ બગડશે.

* રોલર વપરાશમાં ન હોય, ત્યારે તેની ભુંગળી કશાને ન અડકે તેવી રીતે તે રોલરને ઠંડી જગ્યામાં હાથ આગળથી ટાંકી રાખવું. જે દિવસે રોલર વાપરવામાં આવ્યું હોય તેને વળતે દિવસે સવારે તે રોલર પાણીમાં વોશીંગ સોડા નાંખીને પહેલાં તેવા પાણીથી ધોઇને પછી એકલા પાણીથી ધોઇ સાફ કરવું.

૫. અંગુઠાની છાપ મારવાની ચોપડીમાં અંગુઠાની છાપ મારવાનું કામ નોંધનારા અમલદારની ખુદ દેખરેખ નીચે કરવું, અને અમલદારે દરેક છાપની સામે પોતાની ટુંકી સહી કરવી.

(True translation.)

SYED SHAMSUDDIN KADRI,

Oriental Translator to Government.

# NOTIFICATION.

## No. 3263 of 1904.

Palanpur 22nd June 1904.

It has come to the notice of the Political Agent that documents relating to the revenues and other rights realized from certain villages under this Agency have been hypothecated by the Jagirdars to their creditors in Pulachut for a certain number of years in liquidation of their debt without the documents being registered in the Agency Courts. Such a procedure is illegal and opposed to this office notification No. 29 of the 7th October 1891 which was issued under the order of Government. The Political Agent therefore hereby directs that in future such documents must be registered in the Agency Courts in accordance with this office Notification No. 1985 dated the 15th April last failing which no such document will be accepted by the Agency Courts in evidence &c.

Sd/ G. E. HYDE CATES, Lt. Colonel,
Political Agent Palanpur.

---

# નોટીફીકેશન.

## નં. ૩૨૬૩ સને ૧૯૦૪.

પાલણપુર તા. ૨૨ જુન ૧૯૦૪.

પોલીટીકલ એજંટના જાણવામાં આવ્યું છે કે જાગીરદારોએ આ એજન્સી તાબાંના કેટલાક ગામોના રેવન્યુ અને બીજા હક્કો તેમના લેણદારોને તે સંબંધીના દસ્તાવેજો એજન્સી કોર્ટોમાં રજીસ્ટર કરાવ્યા સીવાય અમુક મુદત સુધી પુલાછુટ લખી આપ્યા છે. આ રીવાજ ગેરકાયદે અને નામદાર સરકારના હુકમથી કહાડેલી આ એજન્સીની નોટીફીકેશન નં. ૨૯ તા. ૭-૧૦-૧૮૯૧ થી વિરૂદ્ધ છે. પોલીટીકલ એજંટ તેટલા માટે હુકમ કરે છે કે હવે પછી આવા દસ્તાવેજો એજન્સીની કોરટોમાં તા. ૧૫-૪-૧૮૦૪ નંબર ૧૮૮૫ ના નોટીફીકેશન પ્રમાણે રજીસ્ટર કરાવવા અને જો તેમ કરવામાં નહિ આવે તો તેવા દસ્તાવેજો એજન્સી કોરટોમાં પુરાવામાં દાખલ કરવામાં આવશે નહી.

(સહી) જી. ઈ. હાઇડકેટસ, લેફ. કર્નલ,
પોલીટીકલ એજંટ પાલણપુર.

---

# Sarbhara.

મુ. સ. નં. ૫૭.

## સરકયુલર.

સરભરાના સામાનનો બંદોબસ્ત કરવાની બાબતમાં અમે સરકયુલર નંબર ૪૯ તા. ૧૩-૧૦-૮૨ નો કરેલ છે તે સંધાણે ફરમાવવામાં આવે છે કે, પાણી ભરવા વિગેરે કામ સારૂ માટીનાં વાસણ આપવામાં આવે છે તેના પૈસા કોઇની પાસેથી લેવા નહીં, પણ સવારીનો મુકામ ઉઠયા પછી તે પાછાં જઇને લઇ લેવાં તેમાં કોઇ ગોળો અગર માટલી પાકાં સાજાં આપ્યા છતાં લેનાર માણસ ફોડી નાખે તો તેમની પાસેથી મોટા ગોળાના બે પૈસા અને માટલીનો એક પૈસો એ પ્રમાણે જેટલી માટલીઓ અગર ગોળા ફોડે તેનું લેવું.

તા. ૧૭ નવેમ્બર સને ૧૮૮૨.

(સહી) પી. એચ. લીજેટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Mulki Circular No. 57.

CIRCULAR.

In continuation of our circular No. 49 of 13-10-1882 in connection with arrangements for materials for reception of guests, it is ordered that earthen pots supplied for fetching water should not be charged for but after the departure of the Sawari they should be taken back. But if any one breaks them, for the large pot, he should be charged half an anna, while for the smaller one, one pice should be recovered.

Dated 17th November 1882.

Sd/. P. H. LEGEYT,
Pol. Superintendent, Palanpur.

---

## સરકયુલર.

પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્ટસીમાં સ્વારીઓ ફરવા નીકળે ત્યારે અને દરેક પ્રસંગે જ્યારે આજમ થાણદારો વિગેરે તરફથી સરભરાનો બંદોબસ્ત કરવાનું જરૂર પડે ત્યારે ઘાસ, લાકડાં તથા દૂધ વિગેરેનો બંદોબસ્ત કરવાના ધારા.

૧. આવનાર અમલદારના તરફથી કઈ તારીખે કયાં મુકામ થશે, અને કયો કયો સામાન કેટલો જોઇએ જોઇએ, તેની આજમ થાણદારો તથા અખત્યારી તાલુકદારોને યોગ્ય વખત પહેલાંથી ખબર મોકલવી જોઇએ.

૨. એ પ્રમાણે ખબર આપવાથી જોઇતો સામાન જે ગામ મુકામ થવાનો હોય તે જગોએથી પુરો પાડી શકે તેમ હોય ત્યાં સુધી બીજે ગામથી મંગાવવો નહિ, અને તે ગામથી પૂરો પાડી શકે તેમ ન હોય તો પોતાના તાબાના બીજા ગામોમાંથી મંગાવવો પડે તો ગામના મુખીને હુકમ લખી તેની મારફતે મંગાવવો.

૩. જ્યારે આવે વખતે આજમ થાણદાર તરફથી સામાન મંગાવવામાં આવે ત્યારે વ્યાજબી કિંમતે તે સામાન પુરો પાડવા ગામધણી અથવા તાલુકદારની ફરજ છે. માટે માગ્યા પ્રમાણે પુરો પાડવો.

૪. જે ગામ મુંકામ હોય તે ગામના મુખી, એક અથવા બે માણસ મુકરર કરવા જોઇએ. અને બહાર ગામથી જે સામાન આજમ થાણદારની મદદથી મંગાવેલો આવે, તે લાવનાર ગામવાળા પાસેથી તેમણે સંભાળી લેવો, એટલે જે ગણી લેવાનો અથવા તોળી કે માપી લેવાનો હોય, તે તે પ્રમાણે સંભાળી લેવો, અને તેની પહોચ તે લાવનાર ગામવાળાને તેણે આપવી.

૫. એ પ્રમાણે થતાં એ મુંકામવાળા ગામધણી અથવા મુખી તરફથી સદરહુ માણસોએ જેને જેટલો સામાન જોઇએ તે આપવો, ને તેનો ભાવ આજમ થાણદાર મુકરર કરી આપે તે પ્રમાણે પૈસા સામાન લેનાર પાસેથી વસુલ લેવા.

૬. એ ભાવ ઠરાવતી વખત ઘાસ તથા લાકડાં જંગલમાંથી લાવવામાં આવે છે. તે બાબતમાં તે મંગાવતાં જે કાંઇ ખર્ચ, મજુરી, ભાડુ વિગેરે થાય તે ધ્યાનમાં લઈ તેનો ભાવ ઠરાવવો.

૭. એ પ્રમાણે પૈસા વસુલ લઈ તેમાંથી બહારગામવાળાનો જેટલો સામાન આવેલ હોય તેના પૈસા તે ગામવાળાને એ મુકામવાળા ગામધણી અથવા મુખી તરફથી આપી દેવા.

૮. જેને ત્યાંથી સામાન આવે તે માણસોને પૈસા પહોચવાનું સહેલાઇથી બની શકે એટલા માટે જેમ બને તેમ તે સામાન કીરકુલ કીરકુલ લોકો પાસેથી નહીં લેતાં એકદમ અથવા મોટા જથાથી મળી શકે એવા લોકો પાસેથી લેવો. અને દરેકને તેના પૈસા ઉપર મુજબ ગામ ધણી પાસે આવેથી તેમને વહેંચી આપવો જોઇએ.

૯. માગવા પ્રમાણે સામાન આવ્યો છે કે નહીં, તથા લોકોને વ્યાજબી કીમતે મળે, અને ઉપરના ધારાનો બરોબર અમલ થાવ તેની દેખરેખ આજમ થાણદારે રાખવી.

૧૦. પોતાના ગામની રૈયત પાસેથી સામાન લઈ બીજે ગામ મોકલતાં ત્યાંથી પૈસા વસુલ લેવા, અને પોતાના ગામની જે રૈયતનો સામાન લીધો હોય, તેને બરાબર આપવાનો જવાબદારી તે ગામના મુખી ઉપર છે.

તા. ૧૩ અક્ટોબર સને ૧૮૮૨.

(સહી) પી. એચ. લીસ્ટર,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## CIRCULAR.

Rules for arranging supplies of grass, fuel, milk and other articles by the Thandars and others when officials are on tour, in the Palanpur Superintendency.

(1) The touring official should give previous intimation in due time to the Thandars and jurisdictional chiefs as to the particular place and date where they intend stoping and a list of the kind and quantity of articles required by them.

(2) The intimation as above being given the necessary articles, should as far as possible be procured from the place where the officer is to camp and in those places only where the articles ordered are not procurable from that place, they should be ordered out from other places through the chief within their jurisdiction by giving him a written intimation.

(3) When on such occasions, the articles are sent for by Azam Thandar, it is the duty of the chief or the Talukdar to supply the same at a reasonable price and he should act accordingly.

(4) The chief of the place where the camp is fixed, should appoint one or two persons who should be entrusted with the work of taking delivery of the articles ordered through the Thandar and of passing a receipt thereof to the person or persons bringing the articles, after weighing, measuring or counting according as the articles ordered are required to be weighed, measured or counted.

(5) As detailed above, the articles requisitioned should be given to the Chief of the village or persons appointed by him and the price as settled by the Thandar shold be recovered from the person taking delivery of the articles sent for.

(6) At the time of settling the price, the expenses incidental to the bringing of wood from the Jungle such as labour, hire etc. should be taken into consideration in settling the price.

(7) After having recovered the money as above, the articles ordered out from the outsider Chief should be paid off first.

(8) In order to facilitate the payments to the people supplying the articles, instead of ordering out the articles from different persons, the articles should be ordered out from those people who

can afford to supply the necessary articles all at a time or atleast most of them and the amount after being recovered from the Chief should be paid to them.

(9) The Thandar should see and supervise that the articles ordered out are supplied, that the people get proper price for them and that the above rules are properly observed.

(10) The responsibility of recovering the value of the articles sent to the other village from his subjects and to properly pay his subject, rests upon the chief of the village.

13th October 1882.

Sd/ P. H. LEGEYT,
Political Superintendent Palanpur.

---

# Stray Cattle.

## સરક્યુલર.

અમારા સાંભળવામાં આવ્યું છે કે ઢોર ચોરીના મુકરદમામાં ઢોર છતું થઈ તેના ઉપર હાથ ફેરવવામાં આવે છે ત્યારે ફરીયાદીએ છતુ થએલ ઢોર પોતાનું છે એ રીતે સાફ ચોખ્ખો પુરાવો રજુ કર્યા છતાં તે તેને તરત સોંપવામાં આવતું નથી પણ તે જાનવરને ખુંટે દર ખુંટે બાંધવામાં આવે છે અને તેથી કરી ફરિયાદીને પોતાનું જાનવર સાબીત થયા છતાં તેને તે જાનવર તરત મળતું નથી અને ઘણા દિવસ પોતાનો કામ ધંધો છોડી ખોટી થવું પડે છે. વળી બીજી વખત આ તપાસની અંદર એટલી તો ઢીલ થાય છે કે પકડાએલ જાનવર ગુજરી જાય છે. આ રસમ ઇન્સાફના મૂળતત્વોથી તદન વિરૂદ્ધ છે. માટે ફરમાવવામાં આવે છે કે આયંદેથી આવા મુકરદમામાં ફરિયાદીએ પોતાનું ઢોર પુરાવાથી સાબીત કર્યું કે તુરત તેને સોંપાવવું જોઇએ અને તજવીજની અંદર કદાપી જાનવરની જરૂર પડે તો તે હાજર કરવા ફરિયાદીના જમાન લેવા જોઇએ. ત્યાર બાદ એવા કામોના ખરા ચોર શોધી કાઢવાની તજવીજ થવી જોઇએ.

તા. ૨૪ નવેમ્બર સને ૧૮૭૩.

(ઇંગ્રેજીમાં સહી) ટી. ડબલ્યુ. વોટસન,
આકટીંગ પોલીટીકલ સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

ઢોરોના અતીક્રમણ બાબતનો આકટ સને ૧૮૭૧ નો પહેલાને આધારે રીવાજ રાખે છે. અને તે પ્રમાણે બરોબર નીયમસર ચલાવવું. ડબામાં ઢોરો આવે તે સાચવવા પડશે તમામ કામને માટે ૧ એક માણસ દર માસે રૂ. ૪ ચારના પગાર સુધી નોકર રાખવો, સદરહુ નોકરનો પગાર

ડબાની ઉપજ ખાતેથી આપવો પરંતુ કોઈ ઠેકાણે દર વરસે રૂ. ૫૦ ) પચાસ કરતાં ઓછી ઉપજ હોય અને તેટલી ઉપજ થવા સંભવ ન હોય તેવે ઠેકાણે ઉપર મુજબ ડબા ખાતાનો નોકર રાખવાને તે અહીની પ્રથમ મંજુરી મેળવી તે મુજબ રાખવો. જે જે ઠેકાણે ઢોરોને રાખવા માટે પાકા ડબા તૈયાર નથી તે થતાં સુધી એક વાડો મજબુત કાંટાની વાડ સાથે બનાવવો અને તેનું ખરચ ડબાની ઉપજમાંથી કરવું. આ સરકયુલરની એક એક નકલ અમલ થવા આ સુપ્રીન્ટેન્ડેન્સી તાબાના સરવે થાણદારો તરફ મોકલવી.

તા. ૩–૯–૭૮.

ખરી નકલ.

**પી. એચ. લીજીટ,**

પો. સુ. પાલણપુર.

---

## સરકયુલર.

આજમ વાવ થાણદારોનો રીપોર્ટ નંબર ૧૪૧૯ તા. ૨૮–૨–૮૩ નો આવેલ તેમાં હલકી કીમતનાં રેઢાં જાનવરો માટે લાંબી મુદતનાં જાહેરનામાં કરવાથી ખોરાકનો બોજો ઘણોજ વધી પડે છે માટે ઢોરોના અતિક્રમણના સને ૧૮૭૧ ના આકટની કલમ ૧૪ માં ઢોર ડબામાં ઘાલ્યાની તારીખથી સાત દીવસ તે ઢોર બાબત કોઇ દાવો ન કરે તો પછી ડી. માજીસ્ત્રેટે કચેરીના પ્રસિધ ભાગ ઉપર ઢોરોને પકડવાનાં ઠેકાણાં તથા ગોધાનાં ઠેકાણાં તથા તેનાં ચારણ બાબતની નોટીસ મારવી અને પકડાની જગા પાસે જે ગામ હોય તે ગામ તથા બજારમાં ઢાંડી પીટાવવી અને નોટીસની તારીખથી સાત દીવસની અંદર કોઇ દાવો ન કરે તો તે ઢોર જાહેર લીલામ કરી વેચવું અને તે પ્રમાણે કરતાં ઢોરની વ્યાજબી કીમત ન ઉપજે તેવું નથી એમ લાગે તો યોગ્ય લાગે તે રીતે વ્યવસ્થા કરવી એમ ફરમાવ્યું છે અને કલમ ૧૭ માં ફરમાવ્યું છે કે ઢોરની વ્યાજબી ઉપજ ત્રણ મહીના સુધી અનામત રાખવી અને તે મુદતમાં કોઇ દાવો ન કરે તો પછી તે અવેજની વ્યવસ્થા કરવી એ રીતે ફરમાવ્યું છે માટે તે પ્રમાણે ચલાવવા ધ્યાનમાં આવે તો તેવો હુકમ આવવા મજમુન લખ્યાથી ફરમાવવામાં આવે છે કે એવા કામે એ પ્રમાણે ચલાવવું દુરસ્ત લાગે છે માટે તે પ્રમાણે સરવે થાંણદારોએ અમલ કરતા જવું.

તા. ૧૨–૪–૧૮૮૩.

**પી. એચ. લીજીટ,**

પો. સુ. પાલણપુર.

---

## સરકયુલર.

વડોદરાના મહેરબાન એજંટ ગવર્નર જનરલ સાહેબનો કાગળ નંબર ૫૫૬૫ તા. ૧૮ જુલાઇ સને ૧૮૮૩ નો આવતાં તેની મતલબ કે ગુનેગારો લેવાની બાબતમાં ઢોરોની બાબત આપની તથા મહીકાંઠાના પોલીટીકલ એજંટ સાહેબની દરમીયાન કેટલીક હરકત પડતાં અમને ખબર મળેલ છે કે આપે નીચે મુજબ બંદોબસ્ત કરેલ છે. તે એકે એક હકુમત અંદરથી ચોરાયેલા ઢોર બીજી હકુમતમાં જડે તો તે જે હકુમત અંદર જડે ત્યાંના અધિકારીઓએ તે ઢોરનો ધણી

તેમની (તે અધિકારીઓની) ખાતરી કરી આપે કે તે તેનો માલિક છે અને તપાસ કરનાર કોર્ટની રૂબરૂ તે ઢોરને હાજર કરવા વિષે તથા એમ સાબિત થાય કે સદરહુ ઢોર તે સખ્સનું નથી તો જ્યાંથી જડેલ હોય ત્યાંના અધિકારી તરફ પાછું સોંપવા તેનો માલિક જામીન આપેતો તે ઢોર તેના માલિકને સોંપી દેવું.

વડોદરા દરબારે આ ધારો હાલ અજમાયસ દાખલ વડોદરા સ્વસ્થાનના મુલક તથા પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્સીના મુલક સારૂ કબુલ કરેલ છે તો તે કબુલ છે કે શી તરેહ તે લખવા લખાઇ આવે આ સરક્યુલરથી આ સુપ્રીન્ટેન્ડેન્સીના તમામ દરબારો, તાલુકદારોને તથા થાણદારોને ફરમાવવાંમાં આવે છે કે ગુન્હેગારો લેવા દેવાની બાબતમાં તમો ઢોરો વિષે વડોદરાના મહેરબાન એજંટ ગવર્નર જનરલ સાહેબ બાહાદૂરે જે ધારો કરેલ છે તે મુજબ અમલ કરતા રહેવું જોઇએ.

તા. ૨૫ જુલાઇ સને ૧૮૮૩. (સહી) **પી. એચ. લીજેટ,**

પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

હરાયા જાનવરો ડબામાં પુરવાનું તથા તેમના માલીકો પાસેથી દંડ વસુલ કરવાનું કામ રેવન્યુ ખાતાનુ છે એ કામ પોલીસનુ નથી વીગેરે બાબતમાં પાલણપુર જીલ્લાના મહેરબાન આસી. પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ બહાદુરની યાદી નંબર ૫૧ તા. ૨૯–૭–૧૮૮૬ ની આવાથી ફરમાવવામાં આવે છે કે એ કામમાં પોલીસે બીલકુલ પડવાનુ નથી. એ બંદોબસ્ત આજમ થાણદારે બે મહીનાની મુદતમાં કરવો. તા. ૧–૧૨–૧૮૮૬ થી ડબા સંભાળવાનુ કામ પોલીસ તરફથી નહી થાય. ગામના પોલીસ પટેલથી તે બંદોબસ્ત કરવાને હરકત નથી માટે મુદત અંદર બંદોબસ્ત પોત પોતાના તાલુકાના ડબાઓ માટે કરી લેવો.

તા. ૫–૧૦–૧૮૮૬ ઇ. મુ. પાલણપુર.

**ડબલ્યુ. એ. સાલમન,**

આ. પો. સુ. પાલણપુર.

---

અતી ક્રમણ કરનાર કોઇ રજી ઢોર સરકારી ડબામાં આવે અને તેનો માલીક જાહેર નામાની મુદત અંદર કોઇ ન આવે અને તે જાનવર જાહેર લીલામથી વેચવામાં આવે તો તે જાનવર લીલામ કરી અહીંથી મંજુરી મંગાવવી અને અહીની મંજુરી મળે એટલે છેવટ માંગણી કરનારને આપી દેવું તા. ૧૭–૭–૧૮૮૯.

**એચ, એલ. નટ,**

આ. પો. સુ. પાલણપુર.

સને ૧૮૭૧ ના એકટ ૧ લાની કલમ ૧૯ ને અનુસરી ફરમાવવામાં આવે છે કે અતીક્રમણ કરનાર જાનવરોની હરાજી થતાં તે જાનવરો પોલીસના માણસો, બીજા અધીકારી અગર ડબાવાળા જેનો નીમણોક સદરહુ એકટને અનુસરી છે તેમણે પણ સીધી અગર આડકરી રીતે ખરીદ કરવાં નહી.

તા. ૨૧–૨–૧૮૯૩.

**ડબલ્યુ. સ્કોટ કર્નલ,**

પો. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

અતીક્રમણ કરનાર પાડી ડબામાં પુરાય તેનો કેટલો દંડ લેવો તે બાબત છએ થાણે છ સરખા નીયમ ન હોવાથી ફરમાવવામાં આવે છે કે ડબા સંન ૧૮૭૧ નો પક્ષ ૧ લાની કલમ ૧૨ મુજબ પાડીનાં લખાતાં દંડ લેવો જોઇએ. કેટલી ઉમર સુધીની પાડી ગણવી તે માટે પ્રથમ અહીંનો હુકમ નંબર ૯૫૧ તા. ૩-૧૨-૮૭ નો થએલ છે તે મુજબ બાર મહીના સુધીની ઉમરની પાડી ગણવી અને ત્યાર પછી તેનો સમાસ ભેંસમાં કરવો.

તા. ૨૧-૪-૧૮૯૩.

ડબલ્યુ. સ્કોટ કર્નલ,
પોલી. સુ. પાલણપુર.

---

## સરક્યુલર.

દીવાની બજવણીના કામે જાનવરો જમીમાં લેવામાં આવે છે ત્યારે તે થાણાના ડબામાં રખાય છે અને પાણી પીલાઇ માટે ડબાવાળા માટે દરરોજ દર જાનવર દીઠ એક પૈસા મુજબ મહેનતાણું અપાવવાનો વારાહી, સાંતલપુર અને દીયોદર થાણે રીવાજ છે અને બીજા કેટલાક થાણે તેવો રીવાજ નથી આ બાબત મે. આસી. પોલી. સુપી. સાહેબે છએ થાણદારોનો રીપોર્ટ લઇ નં. ૬૬, તા. ૧૩-૬-૯૩ ના સેરામાં પોતાના અભીપ્રાય દર્શાવવાથી વીચારમાં લેતાં રૂ. ૪) ના ટુંક પગારના ડબાવાળાને એક પૈસાનુ મહેનતાણું કેટલેક થાણે આપવા રીવાજ છે તે અમને ગેરવ્યાજબી જણાતો નથી સબબ ફરમાવવામાં આવે છે કે તેવા કામમાં આવતા જાનવરો ઉપર દરેક દીઠ દરરોજના એક પૈસા મુજબ ડબાવાળાને મહેનતાણું અપાવવું; તા. ૨૪-૬-૯૩.

ડબલ્યુ. એ. સાલમન,
પો. સુ. પાલણપુર.

---

## સરક્યુલર.

અતિક્રમણ કરતાં પકડાએલ જાનવર ડબામાં લાવતા ખોરાક ક્યારે આપવો આવો સવાલ ઉત્પન્ન થતા ફરમાવવામાં આવે છે કે ડબામાં આવતાં ઢોરોને માટે તેઓ ડબામાં દાખલ થાય ત્યારેજ તેમને માટે ખોરાક તઇઆર રાખેલો છે તે મંગાવવાનું છે અને દીવસના કોઇ ભાગને દીવસ ગણવો જોઇએ.

તા. ૮-૯-૯૩.

ડબલ્યુ. એ. સાલમન,
પો. સુ.

---

## સરક્યુલર.

હાલમાં જે જાનવર આવે તે સંબંધી પેદાસી ડબાના હેડમાં જમા થવી જોઇએ તેમ ન થતાં ખોરાકની રકમ પરચુરણના હેડમાં અને જાનવરોનો માલીક ન થતાં હરાજ થાય તેની ફા-

જમા રકમ બીન વારસીના હેડમાં દાખલ થાય છે. આ રીવાજ બરાબર જણાતો નથી સબબ ફરમાવવામાં આવે છે કે હવેથી ડબાને લગતી તમામ ઉત્પન્ન ડબાના હેડમાં જમા થવી જોઇએ.

તા. ૧૭–૫–૧૮૯૪.

ડબલ્યુ. એ. સાલમન,
પો. સુ.

---

સ. ચુ. નં. ૩૮.

## સરક્યુલર.

સને ૧૮૭૧ ના એક્ટની કલમ ૨૧–૨૨ મુજબ અખત્યાર મળવા આજમ કાહેજ થાણુદારનો રિપોર્ટ નંબર ૧૨૬૪ તા. ૧–૨–૯૭ નો રા. બા. ડી. ડે. આસી સાહેબ તરફ થએલ લગત તેઓ સાહેબનું લખાણુ નંબર ૨૪૧૮ તા. ૭–૨–૯૭ નું આવતાં ફરમાવવામાં આવે છે કે, કેટલ ટ્રેસપાસ એક્ટની કલમ ૨૧ તથા ૨૨ નો અખત્યાર આજમ થાણુદારોને આપવા મંજુર કરવામાં આવે છે.

તા. ૨૬ મી ફેબ્રુઆરી સને ૧૮૯૭.

(સહી) F. H. JACKSON,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુલર.

નીરઉપયોગી જાનવરો જેની વેચાણ કે હરાજીમાં કીમત આવતી નથી તથા સાંઢ, પાડા, જે આંકેલા જાનવરો અમુક સક્ષની મીલકત નથી તેવાં જાનવરો ડબામાં આવે તેની વ્યવસ્થા થવા તથા અતીક્રમણ કરનાર જાનવરોની ખુરાકીનો બોજો નકામો ફંડમાં પડવા નીયમ થવા રા. બા. ડી. ડે. સુ. સાહેબનું લખાણ ફો. આ. નં. ૨૭૬૬ તા. ૧૬–૩–૯૭ નું આવ્યા ઉપરથી નીચે પ્રમાણે નીયમ કરી ફરમાવવામાં આવે છે કે:—

૧. કેટલ ટ્રેસપાસ એક્ટની કલમ ૧૪ મુજબ હુકમ કરવા ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટને પાવર છે પરંતુ રા. બા. ડી. ડે. આસી. સાહેબને સબ ડીવીજન મેજીસ્ટ્રેટનો અખત્યાર હોતાં તે પાવર તેઉ સાહેબને ડેલીગેટ કરેલી છે એવું અહીના લખાણુ ફો. વા. રા. આ. નં. ૧૫૦ તા. ૧૬–૧૧–૯૬ માં ફરમાવેલ છે.

૨. આ એજન્સીમાં ઘણા ગામે ગામ ખાતે આખલા, પાડા, ગાયો, ભેંસો ફલાવવા માટે રાખવામાં આવે છે તે ગામવાળાઓને જાહેર ખબર આપવી કે તે જાનવરો પોત પોતાની સંભાળમાં નહી રાખે તો તે જાનવરો ડબામાં આવેથી મહાજનને સોંપાઇ જશે ને પછી તેના ઉપર દાવો ચાલશે નહી.

૩. સાંઢ, પાડા, આખલા તેમજ નબળી સ્થીતીનાં જાનવરો જેની કીમત ઉપજે તેમ ન હોય તેવાં જાનવરો ડબામાં આવેથી તે જાનવરો વીશે પંચક્યાસ લઈ હરાજીમાં કોઇ રાખે નહી તો મંજુરીનો હુકમ આવતાં સુધી અગર તે દરમીયાન તે જાનવર રજુ કરવું પડે તો રજુ કરવાની સરતોએ મહાજનની તરફનો જામીન લઇ મહાજનને સોંપવા.

૪. આજમ થાણુદારોએ તેવાં જાનવરો માટે તાબડતોબ રીપોર્ટ રા. બા. ડી. ડે| સુ. સા. તરફ મોકલવો કે તે ઉપરથી તેઉ સાહેબ જેમ બને તેમ જલદીથી યા મોડામાંમોડા પંદર દીવસ પહેલાં હુકમ આ. થાણુદારો તરફ મોકલશે.

૫. જે જાનવરો ડબામાં આવે છે તેનો માલીક પેદા નહી થવાથી જાહેર લીલામ કરવામાં આવે છે તે હરાજીની મંજુરી આવતાં સુધી જાનવરો આ. થાણુદારો ડબામાં રાખે છે તેથી તેવાં જાનવરોનું ખોરાકી ખરચ નકામુ ફંડમાંથી થાય છે માટે તેવાં જાનવરો જે વેચાણ રાખે તેની હરાજી મંજુર થઇ આવતાં સુધી અગર તે દરમીયાન હુકમ થયા મુજબ તે જાનવરો રજુ કરવાની શરતના જામીન લઇ સોંપી દેવાં.

૬. જે જાનવર હરાજ કરવાનાં નથી અને મહાજનને પણ સોંપવાનાં નથી તેવાં જાનવરો માટે છેવટ હુકમ થતાં સુધી ખરચ ફંડમાંથી પડશે.

તા. ૨૩-૩-૧૮૯૭.

એફ. એચ. જેકસન,
પો. સુ.

---

## સાહેબ મહેરબાન તરફ.

ડબા સંબંધી ઘાસ ખરીદી લેવી તેના પૈસાની ચીઠ્ઠી આજમ થાણુદારની સહીની થવી જોઇએ અને સેકન્ડ કારકુનની ગેરહાજરીમાં ડબા સંબંધીના હીસાબનું કામ અવલ કારકુને કરવું જોઇએ. તે માટે આપના અભિપ્રાય મુજબ થવા તમામ થાણુદારોને ખબર અપાઇ આ તુમાર વાપસ આવવા મહેરબાની થવી.

તા. ૧૧-૮-૧૮૯૭.

એફ. એચ. જેકસન,
પો. સુ. પાલણપુર.

---

## સરકયુલર.

ડબામાં જે જાનવર આવે તે સંબંધી પેદાશ ડબાના હેડમાં જમા થવી જોઇએ. તે બાબતે નંબર ૩ તા. ૧૭-૫-૯૪ નો સરકયુલર થએલો છે. તે મુજબ કેટલાક થાણુદારો તરફ અમલ નહી થવાથી ગેરીનલના હીસાબ તપાસતાં ઓડીટર સાહેબે રીમાર્ક કરેલો છે. તે ફરમાવવામાં આવે છે કે રીવાઇઝડ મેન્યુયલ થાણા ફોર્મ નંબર ૩ પ્રમાણે આ બાબતની તમામ પેદાશ એકજ હેડીંગ પછી તે ડબા ફંડ યા ઢોર ખોરાકી ખર્ચની હોય તોપણ ઢોરોની ડબાની પેદાશ હવેથી જમે થવી જોઇએ.

તા. ૧-૯-૯૮.

એમ. ડી. લાઇડ મેજર,
પો. સુ. પાલણપુર.

---

## સરક્યુલર.

વાવ થાણા સીવાએ ડબા ફીમાંથી ચોથો ભાગ કાપી ફુ હીસાની રકમ જમાં થાય છે એમ જણાયાથી હુકમ કરવામાં આવે છે કે હવે પછી બધી ફી થાણા તીજોરીમાં જમે કરી પછી જે આપવાનું હોય તે આપવું.

આવી આપવાની રકમનાં બીલ દર ત્રણ ત્રણ મહીને બનાવવાં

તા. ૨૮-૧૦-૧૮૯૮.

એમ. ટી. લાઇઙ,
એકટીંગ પો. સુ. પાલણપુર.

---

## મહેરબાન ડી. ડે. આ. પો. સુ. સાહેબ તરફ.

આ. ચીફ કોન્સટેબલો તરફથી મુદ્દાના ઢોર આવે તોજ ડબામાં રાખવામાં આવે જેમના માટે ચાર પાનીનો બંદોબસ્ત પોલીસ તરફથી કરવા ફરમાન થયું છે. પણ તેમ કરવાથી ડબા ઉપર ખર્ચ તો થાય ને ઢોરનો બંદોબસ્ત ન રહે માટે અમો એવો હુકમ કરીએ છીએ કે એવાં ઢોરોનો બંદોબસ્ત ડબાના પટાવાળાએ રાખવો ને તે ઢોરોના ચાર પાણીનું જે ખર્ચ થાય તે પ્રથમ આ. થાણદારોએ આપવું ને તેનું બીલ આ. ચીફ કોન્સટેબલો તરફ મોકલવું. ને તે બીલ આવેથી તેનાં નાણા તુરત વસુલ કરાવી આજમ થાણદારો તરફ મોકલી અપાવાનો બંદોબસ્ત કરવા મે. પો. સુપી. સાહેબ તરફ લખ્યું છે. આ કરવાથી એ આ. થાણદારોની દેખરેખ નીચે તમામ ઢોરો રેહશે ને તેમને ચારા પાણીની હરકત નહી આવે. તે ડબા વસ્તા હોવાથી ઢોરો હેરાન થવાનો સંભવ રહેવાનો માટે ઉપર અનુસાર બંદોબસ્ત કરવા આ. થાંણદારો તરફ મે. થી ફરમાવશો.

તા. ૩-૮-૧૯૦૦.

એચ. એફ. જેકબ,
for પો. સુપ્રી. પાલણપુર.

---

સ. નં. ૨.

## સરક્યુલર.

અહીંના હુકમ નંબર ૪૭૦ તા. ૫ સપ્ટેમ્બર સને ૧૮૯૯ થી રા. બા. ડી. ડેપ્યુટી આસી. સાહેબે ઢોરોને ડબામાં નહી પુરવા અમોએ હુકમ કરેલ છે તે રદ કરવામાં આવે છે ને આયંદે જે ઢોરો ભેળ ભંજવાડ કરે તેમને ડબામાં પુરવાનો હુકમ કરવામાં આવે છે.

તા. ૨૯-૯-૧૯૦૦.

(સહી) એફ. એચ. જેકબ,
(હેર) પોલી. સુપ્રી. પાલણપુર.

---

Circular No. 2.

CIRCULAR.

This office order No. 470 of 5-9-1899 prohibiting the District Deputy Assistant to impound cattle is hereby cancelled and henceforth he is authorized to impound cattle committing trespass or mischief.

Dated 29-9-1900.

Sd/. H. F. JACOB,
For Political Superintendent,
Palanpur.

# Sanitation.

## જાહેરનામું.

રૈયતના જાનમાલના રક્ષણ માટે આગથી થતા નુકસાનમાંથી બચવા તથા તંદુરસ્તી જાળવવાના યોગ્ય ઇલાજો કરવાની જરૂર છે વાસ્તે નીચે મુજબ કરવામાં આવે છે.

૧. કેટલાક ગામોમાં કચરાના ઉકરડા ગામની અંદર જગે જગે લોકો કચરો નાખીને કરે છે. એ કચરાથી ગંદકી થતાં હવા બગડવાથી લોકોની તંદુરસ્તીને નુકસાન કરતા છે, તથા વખતે આગ લાગે છે તો તે ઉકરડા સળગવાથી બુજાવા મુશ્કેલ અને ઘણા દહાડા સુધી સળગતા રહે છે, તેથી ગામને આગની પુરી ધાસ્તી લાગે છે, અને તેથી વખતે ભારે નુકસાન પણ થાય છે. જેમકે હાલ થરા ગામ આગથી તારાજ થયું છે વાસ્તે કોઇ પણ ગામના અંદર ઉકરડા ન થવા દેવા અને ગામના લોકોને કચરો નાખવાની જગા ગામથી બહાર ઓછામાં ઓછા એકસોવારથી છેટે ગામની અગ્નિ કોણમાં મુકરર કરવી, ત્યાં કચરો જેને નાખવો હોય તે નાખે. નીમેલી જગા સિવાય બાજી કોઇ જગાએ કોઇએ કચરો નાખવો નહિ.

૨. મરેલા ઢોરોનાં હાડકાં તથા મેલુ ઢેડ લોકો ગામની આજુબાજુ નજીકમાં નાખે છે. આથી લોકોની તંદુરસ્તીના નુકસાન વાસ્તે તે હાડકાં નાખવાને એક અલગ જગા તે પણ ગામની અગ્નિ કોણમાં ઉકરડાથી ઓછામાં ઓછી સોવાર કરતાં છેટે નક્કી કરવી અને તે જગા સિવાય બીજે હાડકાં ન નાખવા ઢેડ લોકોને હુકમ આપવો.

૩. ઘાસચારાની ગંજીઓ લોકો કરે છે તે જે તરફની હમેશ હવા આવે છે તે દિશાએ આડી હવે પછી ન કરવી જોઇએ. કેમકે કદાપિ ગંજી સળગે અને હવા લાગે તો તે ગંજીની આગ ગામને બાળે વાસ્તે ગામની અગ્નિ કોણમાં ગંજીઓ બનાવવી દુરસ્ત છે. કેમકે એ દિશામાં પવન ઘણું કરીને લાગતો નથી. ઉપર પ્રમાણે બંદોબસ્ત કરવો જરૂરનો છે.

ગામની અગ્નિ કોણનો પવન ઘણું કરી લાગતો નથી તેથી તે દિશાએ ઉકરડા તથા હાડકાં નાખવાની જગ્યા તથા ગંજીઓ કરવા મુકરર થાય તેથી ગામને આગનો ભય ઓછો થશે તેમજ ગંદકીનો બગાડ નહીં લાગતાં તંદુરસ્તી જળવાશે. વાસ્તે દરેક ગામના લોકોએ આ પ્રમાણે ચાલવું અને તે લોકોને સમજાવી આ પ્રમાણે ચાલવા ભલામણ કરવી અને તે પ્રમાણે અમલમાં લાવવા ગામના માલીકો તથા પોલીસ પટેલ વિગેરે અમલદારોને તાકીદ દેવામાં આવે છે અગર તેમાં કસુર થશે તો અને હુકમ વિરૂદ્ધ કરવામાં આવશે તો તેના ઉપર કામ ચાલતાં યોગ્ય નશીયત થશે. કારણ કે રૈયતના જાનમાલના રક્ષણ માટે જે બંદોબસ્ત થાય તે બરોબર ચાલવો જોઇએ.

તા. ૩૧ મે સને ૧૮૮૨.

(સહી) **પી. એચ. લીજેટ,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## સરકયુલર.

**મુ. સ. ખુ. નં. ૩૨.**

ગયા વરસમાં ઢોરોમાં રોગ આવવાથી ઘણાં ઢોરો મરી ગએલાં, તેની લાસ તથા મેલ ખુલ્લી જગો પડી રહેવાથી કોલેરા પેદા થયેલો હોય એમ અનુમાન થાય છે. કેમકે જે તાલુકામાં ઘણાં ઢોર ગયે વરસ રોગથી મરી ગએલાં ત્યાં કોલેરાથી પણ નુકસાન થયું હતું. વાસ્તે ઠરાવવામાં આવે છે કે જ્યારે એવા હરકોઈ રોગ જેથી કે ઘણાં ઢોર મરણ પામે તેવા પ્રસંગે તે મરેલ ઢોરોને જમીનમાં ઉંડો આઠ ફુટ ખાડો ખોદાવી તુરતા તુરત દટાવવાં જોઇએ કે તેની હવા ગામ ઉપર ન આવે.

તા. ૨૭ જુલાઇ સને ૧૮૮૩.

(સહી) **પી. એચ. લીજીટ,**
પોલી. સુપ્રી. પાલણપુર.

---

**મુ. સ. નં. ૩૪.**

## સરકયુલર.

સ્વચ્છતા એ માણસની તંદુરસ્તી વાસ્તે ઘણી જરૂરની છે વાસ્તે તે ઉપર પુરતુ ધ્યાન આપી માણસની સુખાકારીની વૃદ્ધિ થવામાં બનતો પ્રયત્ન કરવો એ સર્વેની ફરજ છે. દુષ્ટ ભયંકર રોગો જેવા કે કોલેરા વિગેરે ચેપી રોગોનું મૂળ ગંદકી છે એ તો પ્રસિદ્ધ છે, અને આવા રોગોથી જાનની ખુવારી ઘણી થાય છે અને તેનો અટકાવ કરવા શહેરો તથા ગામડાઓમાંથી ગંદકી દુર કરી સ્વચ્છતા ઇચ્છે તેને વાસ્તે ઇલાજો લેવાની ઘણી જરૂર છે. અમારી સ્વારી આ વખતે કાંકરેજ, દીઓદર, વારાહી, સાંતલપુર, રાધનપુર વિગેરે ઠેકાણે ગઇ હતી તો તે વખતે ઘણાં ખરાં ગામોમાં ગંદકી તથા ઉકરડાઓ અમને ઘણા માલમ પડયા અને ત્યાંના લોકો તેમજ લાગતા વળગતાઓ તરફથી લોકોની સુખાકારીની આ મહત્વની બાબતમાં પુરતું લક્ષ અપાતું હોય એમ જણાતું નથી. ખાસ કરીને અમને વારાહીમાં ગંદકી બહુજ માલુમ પડી તથા ઠામઠામ ઉકરડાઓ જોવામાં આવ્યા હતા તથા સ્વચ્છતાની કશી નિશાની જણાઇ નહોતી. હવે આવી રીતની ગંદકી જમા થવાથી દુષ્ટ

રોગોની વૃદ્ધિ થઈ લોકોના જાનની હાની થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. વાસ્તે સૌ સૌના તાબાના ગામોમાં સ્વચ્છતા રાખવા વાસ્તે યોગ્ય તથા અસરકારક ઇલાજો લેવા અમે આ સુપ્રીન્ટેન્ડેન્સીના દેશી રાજાઓ, તાલુકદારો તથા અધિકારીઓનું આગ્રહ પૂર્વક ધ્યાન ખેંચીએ છીએ કે આ અમારી સુચના ઉપરથી સ્વચ્છતાની બાબતમાં ગામોની સ્થિતિ સુધારવા ચાંપતા ઉપાયો લેવા લાગતા વળગતા પછાત નહીં રહે.

તા. ૪-૧-૮૬.

(સહી) ઇંગ્રેજી હરફે સહી,
આફ. પો. સુ. પાલણપુર.

---

## સરકયુલર.

ગંદકીના બંદોબસ્ત માટે આજમ સાંતલપુર થાણુદારનું લખાણુ તા. ૧૩ ફેબ્રુઆરી સન ૧૮૮૫નું, અમારા સરકયુલર હુકમ તા. ૪ જાનેવારી સને ૧૮૮૬ ના સંબંધમાં આવ્યું, તે ઉપરથી લખવાનું કે જે કોઇ ગંદકી કરે, અથવા ગંદકી ઉઠાવવા હુકમ આપ્યા છતાં હુકમનો અમલ ન કરી ગંદકી કાયમ રાખે, તે માણુસનો દંડ પોલીટીકલ રીતે આઠ આના સુધી કરવા આજમ થાણુદારોને અખત્યાર આપીએ છીએ. પરંતુ તેમણે ધ્યાનમાં રાખવું કે આ હુકમ માત્ર લોકોને અમર કરી સફાઇ રખાવવા માટે છે એટલે કે લોકો કચરો એકઠો ન કરે પરંતુ તેનો અમલ તેમણે ઘણુા સંભાળથી કરવાનો છે અને જે દંડ કરવામાં આવે તે આજમ થાણુદારે જાતે નજરે જોઇ તે કસુર માટે કરવો. કોઇના જાહેર કરવા ઉપરથી નહીં પણુ ઘણી સંભાળ રાખી નજરે ખાત્રી કરી કરવો.

આ હુકમથી શું પરિણામ થયું તેનો છ મહિને રિપોર્ટ કરવો અને જ્યારે જેનો જે દંડ કરવો હોય તેના કસુર સુદ્ધાંતનું એક પત્રક તે રિપોર્ટ સાથે મોકલવું.

તા. ૨૦ ફેબ્રુઆરી સને ૧૮૮૬.

(સહી) સી. વુડહાઉસ,
એક. પોલી. સુપ્રી. પાલણુપુર.

---

## સરકયુલર.

ખીમાણુાવાસ તાબે વાવની હદમાં એક પડતર કુવામાં એક બકરી પડેથી તેની વાંસે એક પછી એક છ માણુસ કુવામાં ઉતરવાથી મરી ગયા, તે બાબતની તજવીજના કાગળો અહીં વાવ રાણાજીનો કાગળ નંબર ૨૮૯, તા. ૩૦ મે સને ૧૮૮૭ નો આવ્યાથી આ સરકયુલર કરવામાં આવે છે કે લોકો ડાબડો વિગેરે ભીંજાવવા કુવામાં નાખે છે તેથી પાણી બગડી ઝેરી હવાવાળુ થવા સંભવ છે પછી તે કુવામાં કોઇ ઉતરતાં તેની હવાથી મોત થાય છે તેમ આ કામે થવાનું જણાય છે. માટે કોઇએ કોઇ કુવામાં એવા કોઇ પદાર્થ નાખવા કે રાખવા નહીં. અગર આ કામ વિરૂદ્ધ કોઈ તેમ કરશે તો તેના ઉપર ફોજદારી કામ ચલાવી સાબિત થયેથી સજા કરવામાં આવશે.

તા. ૩૧ જાનેવારી સને ૧૮૮૭.

પી. એચ. લીજીટ,
પો. સુ. પાલણુપુર.

સુ. સ. નં. ૫૨.

## સરક્યુલર.

અમે હાલ ડીસ્ટ્રીકટમાં ફરવા ગયેલ ત્યાં એમ માલુમ પડયું કે કેટલેક ઠેકાણે કાચા તથા પાકા કુવા જમીન બરાબર કાંઠી બાંધ્યા વગર અથવા ફરતી વાડ કર્યા વગર છે આથી કરી તેમાં વખતે માણુસ કે જાનવર પડી જતાં નુકસાન થવા સંભવ છે. આ પ્રમાણે રહેવા દેવું સારી વાત નથી. વાસ્તે ફરમાવવામાં આવે છે કેઃ—

૧. જે પાકા કુવાને કાંઠી નથી તેઓને કાંઠી બરાબર ઉંચી બંધાવવી અને પાકી કાંઠી ન બાંધી શકાય તો તે કુવાને ફરતી વાડ એવી રીતે કરવી કે તેમાં કોઇ પડી જાય નહીં.

૨. કાચા કુવાઓને પણ ફરતી કાંટાની કે થુવરની મજબુત વાડ કરવી જોઇએ.

૩. આ બંદોબસ્ત જેમ બને તેમ જલદીથી કરવો જોઇએ.

ઉપર મુજબ અમલ કરવો.

(સહી) એચ. એલ. નટ, કર્નલ,
આકટીંગ પોલીટીકલ સુપ્રી. પાલણપુર.

---

Circular Book No. 7.

## CIRCULAR.

The fell disease of small pox is raging in Kuala and other villages of the Deodar Thana. The following order is therefore made.

In 1901, an order had been issued in this Agency, to keep birth and death registers in every village. Notwithstanding the said order, the said registers are not kept in every place. Proper arrangements should therefore be made for keeping such registers in every village. Strict notice will be taken of the local officer whereever the said registers are neglected.

A person attacked by small pox should be segregated but if such arrangement cannot be made for want of funds, arrangements should be made to keep that person aloof from other inmates of the family; and arrangements should be made to get these people vaccinated who have not done so.

Sd/. H. D. MEREWETHER, MAJOR,
Political Agent, Palanpur.

---

**સર. યુ. નં. ૭.**

## સરક્યુલર.

હાલમાં દીઓદર થાણા તાબાના કુવાલા વિગેરે ગામોમાં શીતળાનો રોગ ચાલે છે તેથી નીચે મુજબ હુકમ કરવામાં આવે છે.

સને ૧૯૦૧ ની સાલમાં આ એજન્સીમાં તમામ ઠેકાણે મરણ જન્મની નોંધ રાખવા હુકમ કરેલ છે તે છતાં હજુ આ નોંધ રાખવામાં આવતી જણાતી નથી માટે આ એજન્સીમાં તમામ ગામે મરણ જન્મની નોંધ રાખવા બરોબર બંદોબસ્ત કરવો. જે જે ઠેકાણે આ નોંધ રાખેલી જોવામાં નહીં આવે તે બાબત તે જગાના સ્થાનિક અધિકારી બાબત સખત નોટીસ લેવામાં આવશે.

જે સખ્સને શીતળાનો રોગ લાગુ થયો હોય તે સખ્સને અલગ રાખવો જોઇએ, પણ નાણાની તંગીને લીધે આવી ગોઠવણ થઇ ન શકે તેમ હોય તો દરદી જે ઘરમાં રહેતો હોય તે ઘરના બીજા માણસથી તેને અલગ રાખવા ગોઠવણ કરવી, તથા તમામ સખ્સો જેને શીતળા કઢાવવા બાકી હોય તેમને શીતળા કઢાવવાની ગોઠવણ પણ કરાવવી.

તા. ૨૫-૧૨-૧૯૦૫.

(સહી) **એચ. ડી. મેરીવેધર,**
પોલી. એજંટ, પાલણપુર.

# Salt.

**સુ. સ. નં. ૧૨.**

## શેરો.

એપ્રિલ સન ૧૮૮૦ ના માસમાં નામદાર સરકારે ઘસીયા નીમક બાબત મંજુર કરેલ ધારાની જે દરબારો તથા તાલુકદારોને ખબર આપેલ હોય તેમને ખબર આપવી કે નીમકખાતા તરફથી ઘસીયું નીમક આપવા બાબત કેટલાક ધારા થયેલ છે તે મુજબ તેઓને બરાબર અમલ કરતા રહેવું જોઇએ.

જ્યારે ગામડાના લોકોને કુદરતિ જામેલ નીમક ઉપર તેગના ઢોર હાંકીને તથા બીજી કોઇ રીતે નાશ કરવામાં મદદ આપવાનું ફરમાવવામાં આવે ત્યારે તે પ્રમાણે તેઓએ અમલ કરતા રહેવું જોઇએ. સદરહુ ખબર લખીતવાર નોટીસથી નીમક ખાતાના ઇન્સપેકટર ગામોના જાગીરદારો અથવા ઉપરી તરફ આપશે. તેજ પ્રમાણે સદરહુ પ્રકારના નીમકના ઢગલા કરવા તથા ખારીયોમાંથી એકઠું કરવામાં ઇન્સપેકટર માગે તો આપવી જોઇએ.

જ્યારે નીમક આપવાનું હશે ત્યારે ગામના જાગીરદારો તથા મુખીયોને સદરહુ નીમક આપવા વિષેની તારીખ મુકરર કર્યા બાબતની નોટીસો ઇન્સપેકટર તરફથી આવશે તેમાં કઇ તારીખે નીમક મળશે તે ખબર લખાશે તથા તાકીદ પણ મળશે કે તે ગામોમાં એટલે જે ગામોને મફત નીમક મળે છે તે ગામોમાં ઘર કેટલાં છે એ વિષે પત્રક મોકલવા ખબર ઇન્સપેકટર તરફથી લખાઈ આવશે, અને નીમેલી તારીખે દર એક ઘરમાંથી એક એક માણસે પોતાના ઘર સારૂ નીમક લેવા હાજર રહેવું જોઇએ. ઘરોના પત્રકો મોકલવામાં આવે તેમાં કોઇમાં દગલબાજી થયાનું જણાય તો ઘણું કરીને તેનું પરિણામ એ થાય કે કદાચ તે ગામનું નીમક અટકાવી રાખવામાં આવશે.

નીમક આપવાને દહાડે દર એક ઘર બદલ ઇન્સપેકટર એક એક ટીકીટ આપશે. નીમકનું ભરત દરેક ટોપલીમાં પક્કા પચીશ શેર નીમક માય એવી ટોપલીથી કરવામાં આવશે. એ ભરતથી નીમક ગામડાના લોકો ટોપલા અથવા કપડાં લાવેલ હશે તેમાં ભરી દેવામાં આવશે. દરેક માણુસને તેનું પચીશ શેર નીમક મળવાનું છે. બીજા માણસો જેઓને નીમક ટોપલા અથવા ગાંસડીયોમાં મળ્યું હશે તેમની હારમાં બેસાડવામાં આવશે.

તમામ ગામડાના લોકોને તેમનું નીમક મળ્યા બાદ ઇન્સપેકટર ગાંસડીયો ગણી લેશે અને ટીકીટો પાછી લેશે, ને દરેક માણસને તેનું નીમક લઇ જવા દેશે. રણની પાસેના નીમેલા ગામોના જો કોઇ તાલુકલદાર પોતાના દરબાર સારૂ વધારે નીમક મળવા દાવો કરશે તો તે તાલુકદારના વભા ઉપર નજર રાખી નીમક આપવામાં આવશે. પરંતુ એવા કોઇ તાલુકદારને દસ ટોપલી પચીસ શેરની એક મુજબ કરતાં જાદે ટોપલી યા નીમક આપવામાં આવશે નહીં.

લાગતા વળગતા દરબારો તથા ગામના લોકોએ ઇન્સ્પેકટરને મદદ આપવી જોઇએ. તે આ ધારા મુજબ બરાબર અમલ કરતા રહેવું જોઇએ, નહીં તો મફત નીમક મળે છે તે બંધ કરવાને પાત્ર થશે. જો આ વિષે કોઈ સખ્સ ઇન્સપેકટરની વર્તણુકથી નારાજ થાય તો તે એ બાબત પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબને ફરિયાદ કરી શકે છે. પરંતુ તેઓએ યોગ્ય મદદ આપવામાં હરકત યા ઇનકાર કરવો ન જોઇએ.

તા. ૨૫ એપ્રિલ સને ૧૮૮૧.

(સહી) E. W. WEST,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

## ફો. સ. નં. ૨૦૯.

નામદાર મુંબાઇ સરકારનો રેવન્યુ ખાતાનો ઠરાવ નંબર ૪૭૦૫ તા. ૧૯ જુલાઇ સને ૧૮૮૨ નો પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્સીના સારૂ દાણ ચોરીનું નીમક પકડવા તથા તેનો ઇન્સાફ કરવાની બાબતમાં જાહેર ખબર તથા ધારા નામદાર ગવર્નર ઇન કાઉન્સીલે મંજુર કરેલ આવતાં તેમાં ફરમાવેલ છે કે મહેરબાન કમીશનર ઓફ કસ્ટમ્સ, ઓપીયમ, તથા આબકારીના સાહેબે આ વિષેના ધારાનો મુસદ્દો મોકલેલ તે પસંદ કરવામાં આવે છે.

સદરહુ જાહેર ખબર તથા ધારાની નકલ પાલણપુરના પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ તરફ મોકલી લખવું કે સાહેબ મોસુફે તે ધારા તથા જાહેર ખબર લાગતા વળગતા તાલુકદારોને મોકલવી ને તેમને ફરમાવવું કે એ ધારા તેઓએ પોતપોતાના સંસ્થાનમાં દાખલ કરવો તથા લાગુ પાડવા જોઇએ.

એ રીતે આવતાં સદરહુ ધારા તથા જાહેરખબરનો તરજુમો આ સાથે છે તેની નકલ નીચે લખેલા દરબારો તરફ યાદો સાથે મોકલી તેમને લખવું કે સદરહુ ધારા સદરહુ દરબારોએ પોતાના વિચારમાં લેવાને તેમને પોતાના સંસ્થાનમાં દાખલ કરી લાગુ પાડવા જોઇએ.

૧. સંસ્થાન રાધનપુરના આજમ અકમ નવાબ સાહેબ.

૨. તાલુકે થરાદના આજમ ઠાકોર.

૩. તાલુકે વાવના આજમ રાણા.

વાવ, વારાહી, સાંતલપુર અને દીઓદરના થાણદારો તરફ મોકલી તેમને લખવું કે તેમણે પોતપોતાની દેખરેખ નીચેના તમામ તાલુકદારોને આના ખબર કરવા જોઇએ.

તા. ૩૧ જુલાઇ સને ૧૮૮૨.

(સહી) પી. એચ. લીજીટ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

સુ. સર. નં. ૨૫.

## સરક્યુલર.

નામદાર સરકારના ઠરાવ નંબર ૪૭૦૬ તા. ૧૯ જુલાઈ સને ૧૮૮૨ સાથે આવેલ દાણુ ચોરી નીમકના ધારા મંજુર કરી સરકયુલર નંબર ૨૦૯ તા. ૩૧ જુલાઈ સને ૧૮૮૨ થી આ સુપ્રીન્ટેન્ડેન્ટસીને લાગુ પાડી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

હાલ અમારી રૂબરૂ આવેલ લખાણથી જણાય છે કે સદરહુ ધારાનો પૂરેપૂરો અમલ થતો નથી આ વાત બરાબર નથી સબબ આ સુપ્રીન્ટેન્ડેન્ટસીના સ્વસ્થાનો, થાણદારો અને અખત્યારી તાલુકદારો વિગેરે તરફ તે ધારાની નકલો ખબર તથા અમલ થવા મોકલેલ છે. તેમને ચેતવણી આપવામાં આવે છે કે, સદરહુ ધારા સરકયુલરથી આ સુપ્રીન્ટેન્ડેન્ટસીને લાગુ પાડેલા પુર અમલમાં છે અને તે મુજબ અમલ કરવામાં જેની કસુર થશે તેના ઉપર પૂરી જવાબદારી રહેશે.

તા. ૯ સપ્ટેમ્બર સને ૧૮૯૧.

(સહી) W. SCOTT,
એક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

ફો. સો. નં. ૬.

## સરકયુલર.

દાણુ ચોરી નિમકના કામોમાં નામદાર મુંબાઇ સરકારના ઠરાવ નંબર ૪૭૦૬ તા. ૧૯ જુલાઇ સને ૧૮૮૨ ઉપરથી આ સુપ્રીન્ટેન્ડેન્સીમાં કેટલો કેવી રીતે અમલ કરવો તે બાબત તે વખત સરકયુલર કહાડવામાં આવેલ છે. પરંતુ આ બાબત લખાણ ચાલે છે તેનું નિરાકરણ થતાં સુધી ચાલતા વહીવટ મુજબ હાલ ચાલવાનું અને તે વહીવટ બાબત તકરાર ઉઠતાં કેટલોક નિમક સાથે પકડાયેલ મુદ્દા માલ તથા જાનવરની વ્યવસ્થા થવી લાંબા અરસાથી તે તકરારથી મુલત્વી છે. સબબ તે લખાણનું નિરાકરણ થતાં હુકમ કહાડવામાં આવે ત્યાં સુધી નિમકના કેસો ચુકવવા જે જે માજીસ્ટ્રેટોને અખત્યાર મળેલો છે તેમણે નીચે મુજબ વર્તવું:—

૧. નિમકના કેસોમાં માજીસ્ટ્રેટોએ ઠરાવ કરતાં હુકમ કરવો કે —

(અ) પકડાયેલ દાણુ ચોરીના નિમકનો નાશ કરવો.

(બ) દંડ કરવામા આવેલ હોય અને તે વસુલ થઇ શકે તેમ હોય તો દંડની અડધી કિંમત પકડનારને ઇનામ તરીકે આપવી. આ રકમ થાણદારે જેવી ને તેવી પકડનારને વહેંચી આપવા મહેરબાન આસીસ્ટંટ કલેકટર ઓફ સોલ્ટ રેવેન્યુના સાહેબ તરફ મોકલવી. અગર કોઇ કામમાં ખાસ તપાસ કરનાર માજીસ્ટ્રેટને જણાય કે ઇનામની રકમ તેમણે ઠરાવવી દુરસ્ત છે તો લાગતા વળગતા પકડનારમાંથી કોને કેટલું આપવું તે તેમણે ઠરાવવું.

(સી) નિમક સાથે પકડાયેલી કંઈ મિલકત જ્યારે નિમક ખાતા તરફથી જપ્તીમાં લેવામાં આવેલ હોય અને તે સરકાર દાખલ થવાને પાત્ર હોય તો તજવીજ કરનાર માજીસ્ટ્રેટે તેવી ચીજ, જાનવર વિગેરે વેચી નાખવા હુકમ કરવો અગર માજીસ્ટ્રેટને વ્યાજબી લાગે તેવી રકમ દંડ પેટે ભરેથી માલિકને તે મિલકત સોંપી દેવા હુકમ કરવો. બીજો હુકમ થતાં સુધી પકડાયેલ માલની વ્યવસ્થા સોલ્ટ ડીપાર્ટમેન્ટને કરવા દેવી એટલે કે માજીસ્ટ્રેટના હુકમ મુજબ તે માલ તેઓ વેચે અગર જેને આપવાનો તેને હુકમ મુજબ આપે અને વેચાણની જે કિંમત આવે તેની અર્ધ કિંમત તપાસ કરનાર કોર્ટના આમદ ખાતે જમા થવા મોકલે અને અર્ધ કિંમત બીજો હુકમ થતાં સુધી સોલ્ટ ડીપાર્ટમેન્ટ રાખે.

(ડી) નિમક સાથે પકડાયેલ ચીજ અગર જાનવર નિમક ખાતા તરફથી જપ્તીમાં લેવામાં આવેલ હોય તે સરકાર ખાતે થતાં જ્યારે દંડ કરવામાં આવેલ હોય ત્યારે તપાસ કરનાર માજીસ્ટ્રેટે ધ્યાનમાં રાખવું કે જે દંડ કરવામાં આવે તે વસુલ થવા વ્યાજબી સંભવ છે કે નહીં; તપાસ કરનાર કોર્ટને જણાય કે તે દંડ ભરવામાં આવશે નહીં અગર મિલકત જપ્ત કરી વેચવાથી તે વસુલ થઇ શકશે નહીં ત્યારે તેમણે નિમક ખાતા તરફથી કંઇ ચીજ અગર જાનવર જપ્તીમાં લીધેલ હોય અને તે સરકાર દાખલ થવાને પાત્ર હોય તો ઉપરની " સી " કલમમાં બતાવ્યા મુજબ તેની અર્ધ કિંમત તપાસ કરનાર કોર્ટની આમદ ખાતે જમે થતાં બાકીની અર્ધ કિંમત સોલ્ટ ખાતા તરફ આપવાની હોય તેથી ⅓ ભાગ કરતાં વધારે નહીં તેટલી રકમ પકડનારને ઇનામમાં આપવા હુકમ કરવો.

આ સરક્યુલરમાં બતાવેલ નિયમને અનુસરી આજમ થાણદારોએ અહીંની મંજુરી મેળવી હુકમ, બીજો હુકમ થતાં સુધી કરવો.

તા. ૨૯ જાનેવારી સને ૧૮૯૨.

ડબલ્યુ. સ્કોટ,
આક. પો. સુપ્રી. પાલણપુર.

---

## સરક્યુર.

આ સુપ્રીન્ટેન્ડેન્ટસીમાં થર્ડકલાસ માજીસ્ટ્રેટોને મીઠા સંબંધીના કેસો નહિ ચૂકવવા અને સેકન્ડકલાસ માજીસ્ટ્રેટોને તે ચૂકવવા સરક્યુલર નંબર ૬ તા. ૪ નવેમ્બર સને ૧૮૯૦ થી અધિકાર આપેલો છે પરંતુ હવે થાણદારો માટે પરિક્ષાનાં ધોરણ બંધાએલાં હોવાથી તેમજ સોલ્ટ એકટમાં કોઇ પણ માજીસ્ટ્રેટ આ કેસો ચૂકવી શકે તેવું હોવાથી હવેથી દરેક થાણદારને તેવા કેસો ચલાવવાનો અધિકાર આપવામાં આવે છે. અને પ્રથમ થએલ સરક્યુર રદ કરવામાં આવે છે.

તા. ૩૧ અગસ્ટ સને ૧૮૯૨

ડબલ્યુ. સ્કોટ, કર્નલ,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

**સરકયુલર બુ. નં. ૫૭.**

## સરકયુલર.

હાણુ ચોરી નિમકના કામોમાં નિમક સાથે પકડાએલ માલની વ્યવસ્થા કરવાના સંબંધમાં અહીથી સરકયુલર નંબર ૬ તારીખ ૨૯ જાનેવારી સન ૧૮૯૨ નો કરવામાં આવેલ છે તેના છેવટ ભાગમાં ફરમાવેલ છે કે "બીજો હુકમ થતાં સુધી થાણદારોએ અહીની મંજુરીથી હુકમ કરવો" ત્યાર બાદ અત્યાર સુધીમાં થાણુદારો તરફથી અમલ થવામાં હરકત આવેલી જણાતી નથી અને હાલ દરેક ક્રીમીનલ કેસ આજમ થાણુદારો ફેસલ કરે છે તેનુ કેલેન્ડર ચોવીસ કલાકમાં હજુર મોકલે છે. કેલેન્ડરમાં પકડાએલ માલની વ્યવસ્થા માટે કરેલ હુકમ જાણવામાં આવેથી સરકયુલરથી બીજી રીતે હશે તો તરત જાહેર થશે માટે હવેથી મંજુરી માટે હજુર કાગળો મોકલવાની અમને જરૂર જણાતી નથી સબબ આ સરકયુલર નં. ૬ ના છેવટનો ભાગ ઉપર બતાવ્યા મુજબ મોકુફ કરવામાં આવે છે.

તા. ૨૨ ફેબ્રુઆરી સન ૧૮૯૪.

ડબલ્યુ. એ. સાલમન,
આ. પો. સુ. પાલણપુર.

---

**સર. બુ. નં. ૧૨.**

ઉત્તર ફ્રાન્ટીઅર સોલ્ટ રેવન્યુના મહેરબાન આસીસ્ટંટ કલેકટર સાહેબનો કાગળ નં. ૪૦૦૮ તા. ૧૭ નવેમ્બર સને ૧૮૯૪ નો આવ્યો તેમાં લખે છે કે સને ૧૮૯૦ ના બોમ્બે સોલ્ટ એકટ ૨ ની કલમ ૫૨ (૧) ના આધારે સોલ્ટ કેસોમાં પકડાએલ સામાનની વ્યવસ્થા કરવા સોલ્ટ રેવન્યુના મે. કલેકટર સાહેબ તરફ અધિકાર રહેલ છે. પણ પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્ટસીમાં સોલ્ટ કેસોમાં પકડાએલ સામાનની વ્યવસ્થા કરવા આપના તરફ અધિકાર રહેલ છે. એટલા માટે પાલણપુર સુપ્રીન્ટેન્ડેન્ટસીમાં સોલ્ટ કેસોમાં પકડાએલ સામાનની વ્યવસ્થા કરવા તે કેસો તપાસનાર (ચલાવનાર) માજીસ્ટ્રેટ તરફથી હુકમો ન થતાં આપના તરફથી હુકમો થવા જોઇએ અને જે ઇન્સપેકટર તરફથી સામાન પકડવામાં આવશે તેને હુકમ થતાં સુધી તે ઇન્સપેકટર જામીમાં રાખશે.

તા. ૨૩ નવેમ્બર ૧૮૯૪.

(સહી) F. H. JACKSON,
એક. પોલી. સુપ્રી. પાલણપુર.

---

**સરકયુલર બુ. નં. ૩૦.**

## ઓફીસ ઓર્ડર.

સોલ્ટ ડીપાર્ટમેન્ટના નોકરોને જ્યારે ગાડા જોઇએ ત્યારે સ્થાનિક અધિકારીને ૨૪ કલાક પહેલાં લેખી નોટીસ આપવા રીવાજ છે. ગોખાંતર, ઝઝામ, સુઇગામ, અસારા અને માવસરી ગામોએ તથા કુડધામાં ઇન્સપેકટરોના હેડ કવાર્ટરો છે ત્યાં ખાસ જરૂરી પ્રસંગે એકથી બે ગાડાં સુધી જોઇતાં હોય તો પોલીસ પટેલ પુરાં પાડે તેવો બંદોબસ્ત થવા અમને લખાણુ આવેલું છે તેમજ ઇન્સપેકટરોએ રૂબરૂ જરૂરીઆત બતાવી છે. ખાસ જરૂરી પ્રસંગે સરકારી કામને અગવડ

ન થવા અમે ફરમાવીએ છીએ કે ઇન્સપેક્ટરોના હેડકવાર્ટરોના ગામોએ ખાસ જરૂરી પ્રસંગે એકથી બે ગાડાં જરૂરીઆત પ્રમાણે પોલીસ પટેલે પુરાં પાડવા અને તેની ખબર આજમ તાલુકા થાણદારને તરત મોકલવી. જેથી તેઓ પત્રકમાં દાખલો રાખી શકે.

તા. ૧૫ માર્ચ ૧૮૯૫.

એફ. એચ. જેકસન,
પો. સુ. પાલણપુર.

---

## OFFICE ORDER.

There is a practice of giving, before twenty four hours, a notice to the Local authorities for supply of carts, required by servants of the Salt Department. I am addressed as well as consulted in person by Inspectors on the necessity of making arrangements for supply, in time of great urgency, of a cart or two by Police Patels at the villages of Gokhatar, Jazam, Suigam, Asara, Nawsari & Kuddha, where there are Head quarters of the Inspectors. Accordingly it is directed that in times of great urgency, a cart or two as required by the Inspectors should be supplied by Police Patels at the Head Quarters of the Inspectors and information as to the supply should be soon forwarded to the Thandars for its being filed in the statement.

Dated the 15th March 1895.

Sd/ F. H. JACKSON,
Political Superintendent Palanpur.

---

સ. બુ. નં. ૧૫.

## નોટીફીકેશન.

જયાબંધ કુદરતી નીમક પેદા થનારી ખારીથી છ માઈલના અંદરના છેટે આવેલા ગામોને માફી નીમક તેમના વપરાશ માટે પુરૂં પાડવા નક્કી થતાં તેવા ગામોનું લીસ્ટ બનાવી દરેક થાણે પુરૂં પાડવામાં આવેલ છે. જે ગામોને તે લીસ્ટમાં દાખલ કરેવામાં આવેલ નથી તેવા ગામના લોકોએ સરકાર તરફથી પકવેલ નીમક ખરીદ કરી વાપરવું જોઇએ. માફી નીમક જે ગામોને મળે છે તે ફક્ત તે ગામના લોકોના વપરાશ માટેજ છે. એટલે જે ગામોને માફી નીમક નથી મળતું અગર મળતું બંધ થયું છે તે ગામના લોકો જોગ ખારીમાંથી નીમક લાવી શકતા નથી તેમજ જેને માફી નીમક મળે છે તે પાસેથી લાવી વાપરી શકતા નથી સબબ જે ગામોને માફી નીમક મળતું નથી અગર મળતું બંધ થયું છે તે ગામના લોકોને આથી ખબર આપવામાં આવે છે કે તા. ૧ અકટોમ્બર સન ૧૮૯૬ અને ત્યારબાદ ખારીમાં ઉત્પન્ન થતું કુદરતી નીમક પછી તે માફી મળ્યું હોય અગર ખારીમાંથી અત્યાર સુધી કાયદેસર લાવેલ હોય અગર જેને માફી નીમક મળે છે તેમના પાસેથી મેળવેલ હોય તેવું નીમક જે માણસના ઘરમાંથી નીકળશે તેને દાણ ચોરીનું નીમક રાખ્યું એમ ગણી તેને કાયદાસર સજા થશે.

તા. ૮ જુલાઈ સને ૧૮૯૬.

(ઇંગ્રેજી હરફે સહી) એફ. એચ. જેકસન, કર્નલ.
પોલી. સુપ્રી. પાલણપુર.

## NOTIFICATION.

On resolving that villages, bordering within six miles, over the khari in which salt is spontaneously produced, shall be supplied with salt free of charge for consumption, a list of the same has been prepared and supplied to every Thana. The inhabitants of these villages that are not enlisted, should buy, for consumption, salt at the Government rate. The salt supplied to villages free of charge is intended for the consumption of those villages only *i. e.* those not getting, or prevented from getting salt free of charge cannot convey salt from the khari, nor can they get it for consumption from those getting it free of charge. Accordingly, it is notified for the information of the inhabitants of those villages not getting or prevented from getting salt free of charge that a person from whose house, salt produced spontaneously from the khari is seized, shall, under the charge of retaining smuggled salt, be punished under the law, although the salt seized might have been got free of charge or brought legally from the khari, or procured from those getting it free of charge.

Dated the 8th July 1896.

Sd./ F. H. JACKSON, Col.
Political Superintendent, Palanpur.

---

સ. નં. ૧૭.

## સરકયુલર.

હાણુચોરી નીમકના કેસો ઇમ્પીરીઅલ અગર સ્ટેટ પોલીસે પકડેલ હોય તેના આરોપીને આજમ સોલ્ટ ઇન્સ્પેકટર મોકલે છે. ફરી તેઓ પોલીસ તરફ મોકલે અને પોલીસ માજીસ્ટ્રેટ તરફ મોકલે. એમ થવાથી આરોપીઓને ઘણીજ અથડામણ થાય. તેમજ મુકરદમામાં લંબાણ થાય અને નીરપરાધી માણસ ઠરે તો તેને વગર જરૂરનો પ્રતિબંધ થાય છે. તેથી ઇનસાફનો હેતુ જળવાતો નથી, માટે વગર જરૂરની આરોપીને અને સાક્ષીઓને અથડામણ બંધ થવા ફરમાવવામાં આવે છે કે કોઈ પણ સ્ટેટ—અગર એજન્સી પોલીસ તરફથી હાણુચોરી નીમક માટે કોઇને પકડવામાં આવે તો તેને આજમ ઇન્સ્પેકટર—તરફ ( પકડાએલ આરોપીને ) ન મોકલતાં ગુન્હો બન્યાની આજમ—ઇન્સ્પેકટરને તરત ખબર આપવી તેમાં તહોમતદાર કયાં છે તે લખવું અને મુદ્દામાલ આજમ સોલ્ટ ઇન્સ્પેકટરને સરકયુલર મુજબ મોકલવો. આજમ સોલ્ટ ઇન્સ્પેકટરને—તજવીજ કરવાની જરૂર જણાશે તો તહોમતદાર જયાં હશે ત્યાં આવી તેઓ તજવીજ કરશે. તેઓ તજવીજ કરવા આવેથી તેમને સ્થાનિક અધિકારીએ તમામ જાતની તજવીજ માટે સગવડ કરી આપી જોઈતી મદદ આપવી.

તા. ૮ મી અગસ્ટ સન ૧૮૯૫.

એફ. એચ. જેકસન,
પો. સુ. પાલણપુર.

## CIRCULAR.

As great inconvenience is caused to the persons accused of smuggling and the suit is lengthened owing to their being forwarded after their arrest by the Imperial or state Police, to the salt Inspector who forwarded them to the Police, who then forwarded them to a Magistrate. Besides, the accused is unnecessarilty detained although he may prove innocent. Thus the end of justice is not served. Accordingly, with the object of relieving the accused and the witnesses from this unnecessary trouble, it is ordered that no person accused of smuggling, arrested by the state or Agency Police, should be transmitted to the salt Inspector but that the Police should report the occurrence of the offence to the Inspector, giving, therein, the place where the accused might be. The Salt Inspector, if he thinks it necessary to examine the property seized, shall come over to the place where the accused might be and examine the seized property. And on his arrival to examine the property seized, the local authorities should find every accomodation for him and render him every necessary assistance.

Dated the 28th August 1846.

Sd/ F. H. JACKSON,
Political Superintendent, Palanpur.

---

સ. નં. ૪૧.

## મીમો.

નીમક ખાતાના મહેરબાન આસી. કલેકટર સાહેબનો ઇંગ્રેજી કાગળ નં. ૭૪૬, તા. ૬ ઠ્ઠી માર્ચ સને ૧૮૯૭ નો આવ્યો તેમાં લખે છે કે તેમનો મુકામ એક જગ્યાએથી બીજી જગ્યાએ થવાનો હોય છે ત્યારે ચીઠ્ઠી મોકલ્યા પ્રમાણે આવતાં ગાડાંના બળદો એટલા કમ તાકાત હોય છે કે તેઓ ગાડુ ખેંચી શકતા નથી જેથી ગામેગામ બળદ બદલાવવા પડે છે અને સરકારી કામને અને ખાતાના માણસોને ઘણી અડચણ પડે છે. વળી કેટલેક ઠેકાણે ગાડાં સાથે જાખડી કરવાનો સામાન પણ પુરો હોતો નથી સબબ આથી ફરમાવવામાં આવે છે કે, સોલ્ટ ખાતા તરફથી જ્યારે ગાડાં માટે ચીઠ્ઠી આવે ત્યારે જેટલાં ગાડાં મંગાવ્યાં હોય તેટલાં ગાડાં સારા બળદની જોડવાળાં તથા જાખડી વિગેરે માટે જોઇતા સામાન સમીત માંગેલે વખતે ગાડાં હાજર રહે તેવો ચોક્કસ બંદોબસ્ત કરવો. જેથી સરકારી કામને અડચણ આવે નહિ. અને હવેથી સદરહુ ખાતા તરફથી કોઈ પણ ઠેકાણેથી જોઇતાં ગાડાં ઉપર લખ્યા મુજબનાં ન મળ્યાં તેવા રિપોર્ટ આવશે તો અમે લાગતા વળગતાની સખત નોટીસ લઇશું.

તા. ૧૨ માર્ચ સને ૧૮૯૭.

( સહી ) F, H. JACKSON COLONEL.
પોલી. સુપ્રી. પાલણપુર.

સ. નં. ૨૮.

## ઓફીસ મેમો.

સોલ્ટ રેવન્યુ નોર્ધન ફ્રોન્ટીયરના મહેરબાન આસી. કલેકટર સાહેબ તેમના ઇંગ્રેજી પત્ર નંબર ૩૦૯૫ તા. ૪ અકટોબર સને ૧૮૯૭ માં લખે છે કે, ગોખાતર બીટના ઇન્સિપેકટરની બદલી નોર્ધન ફ્રોન્ટીયરમાંથી કરવામાં આવી છે. પાલણપુર સુપ્રી. ના જે ગામોને માફી નીમક મળવાનો હક છે, તેમને આવતી સાલ માફી નીમક આપવાની મોસમ પહેલાં, તેઓ એવા ધારા કરવા ઇરાદો રાખે છે કે, જેથી આવી ફરિયાદો બંધ પડવા તેમને ખાત્રી છે.

સને ૧૮૯૦ ના એકટ ૨ ની કલમ ૧૫ મુજબ જે ગામની હદમાં કુદરતી નીમક પાકે તેવી ખારી, નવી થાય, તે ગામવાળા તે બાબતની ખબર ન આપે તો સજાને પાત્ર થાય છે. તેમજ કોઈ ગામને દાણચોરી મીઠાના કામમાં સજા થાય તો, માફી નીમક મળવાનો ગામનો હક ગુન્હાની મહત્વતાના પ્રમાણમા ચોકસ મુદત માટે બંધ થઇ શકે છે. એમ માફી નીમક મળનાર ગામોના લોકોને તાલુકા થાણદાર મારફત ખબર આપવા લખે છે.

કોઇ પણ સોલ્ટ ખાતાનો માણસ કોઈ પાસેથી કંઇ ચીજ ગેરવ્યાજબી રીતે લે અગર ગેરવ્યાજબી કૃત્ય કરે તો તે બાબત લાગતા વળગતા થાણદારો પાસે ફરિયાદ આવેથી તે બાબત પુરાવો લઈ કેસના કાગળો સાથે વગર ઢીલે અમને લખી રીપોર્ટ કરવો.

તા. ૮ મી અકટોબર સને ૧૮૯૭.

એફ. એચ. જેકસન,
પોલી. સુપ્રી. પાલણપુર.

---

Circular No. 28.

OFFICE MEMO.

The Assistant Collector, Salt and Revenue Northern Frontier writes in his English letter No. 3695 of 4-10-1897 that the Inspector of Gokhator Beat has been transferred from the Northern Frontier. With regard to towns of the Palanpur Agency which are entitled to get salt free of duty, they intend to frame rules before the season for getting salt free of duty sets in, which will have the effect of putting a stop to such complaint.

The people of the town where land undergoes a change so as to produce natural salt, are bound to give information about the said changes to the salt Department, and if they fail to do so, they are liable to punishment under rule 15 of Act II of 1890. Also if any village is punished for smuggling salt, their right of getting salt

નામદાર દિવાન સાહેબે નેકનામદાર ગવર્નર સાહેબને તા. ૧૪ ડીસેમ્બરના રોજે પોતાની માનભરી મુલાકાત આપી અને નેકનામદાર ગવર્નર સાહેબે નામદાર દિવાન સાહેબને ઘણા માનથી પોતાની વલતી મુલાકાત આપી હતી.

નામદાર દિવાન સાહેબ અમદાવાદ હતા તે દરમીઆનમાં નામદાર લોર્ડ અને લેડી રેની મુલાકાતની યાદમાં એ નામદારે અમદાવાદમાં ઘણા ખાતાંઓને મદદ આપી હતી.

નામદાર પાલણપુરના દિવાન સાહેબ લોર્ડ અને લેડી રેએ પોતાને ઘણું માન આપવાથી ખુશી થયા હતા. નામદાર દિવાન સાહેબને ત્યાં ઇ. સ. ૧૮૮૭ ના મે મહિનાની ૯મી તારીખે બીજા પુત્રનો જન્મ થયો, જે દીવસ પાલણપુરમાં જાહેર તહેવાર તરીકે પાળવામાં આવ્યો.

## સને ૧૮૮૮.

મી. ચીમનરાય હરરાય, રાધનપુરના દિવાન તરીકે નીમાયા અને ઇ. સ. ૧૮૮૬ની અગસ્ટથી તે ઈ. સ. ૧૮૮૮ના ફેબ્રુઆરી સુધીની મુદતમાં રાધનપુર સ્ટેટમાં:ઘણા સારા સુધારાઓ દાખલ કર્યા જે સ્ટેટના જુના અધિકારીઓ અને બીજાઓને પસંદ પડયા નહિ પણ તે સુધારો તેઓના પેહેલાં ચાલતા હતા તેના કરતાં સારા અને સખ્ત હતા. જમીનનું સરવે કરવાનું કામ દાખલ કર્યું અને નામદાર નવાબ સાહેબ અને તેમના કુટુંબના માણસ સિવાય કોઇ પણ માણસ જોર જુલમથી વેઠ કરાવે નહિ એવો હુકમ બાહેર પાડયો.

## સને ૧૮૮૯.

એ સાલમાં ઘણા જોવાલાયક બનાવો બન્યા હતા જેમાં ખેતીવાડીનું પ્રદર્શન, ઉત્પતી અને બીજી ઉપયોગી ચીજોનું પ્રદર્શન ઈ. સ. ૧૮૮૯ ના ડીસેમ્બર મહિનાની તા. ૧૭, ૧૮ અને ૨૦ મીના દીવસોએ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબના કમ્પાઉન્ડમાં ખોલવામાં આવ્યાં હતાં. જો કે આવા પ્રદર્શનો આ ભાગમાં પેહેલવહેલા હતા તો પણ એમાં ફત્તેહ મળી હતી અને નામદાર સરકારે ઇ. સ. ૧૮૯૦ ના જાન્યુઆરી મહિનાની ૨૫ મી તારીખના ઠરાવ નંબર ૫૭૪ માં ઘણા સંતોષ અને ખુશીની લાગણી બતાવી હતી. એ વખતે ઘોડાઓ અને ઢોરોને લઇને આવનારા ઉપરાંત ૧૫ થી ૨૦ હજાર માણસો આવ્યાં હતાં. એ વખતે હજારો સ્ત્રીઓ તેઓ માટે જે વખત મુકરર કરેલો હતો તે વખતે જોવા માટે આવતાં. મહેરબાન કર્નલ નટ સાહેબ આ પ્રદર્શનને ફત્તેહમંદ બનાવવા ઘણા આતુર હતા. તેઓ નામદારે વળી જોયું કે લોકોને ઉત્તેજન આપવામાં આવે અને સર્વ ચીજો લોકોની જાણમાં લાવવામાં આવે તો રાજ્યને અને રૈયતને ફાયદો થાય. જે ધારણાઓ રાખી હતી તે પાર પડી અને નડીઆદના પ્રદર્શનમાં અને ત્યાર પછી મુંબાઈમાં જે મોટા પાયા ઉપર પ્રદર્શન થયું તેમાં આ દેશના ધંધારોજગારના કારીગરોને મહોટું ઉત્તેજન મળ્યું.

ખેતીવાડીના પ્રદર્શનમાં ઘણા વર્ગ પાડવામાં આવ્યા હતા. તેમાં પેહેલા વર્ગમાં ૨૩૧ ઘોડા અને ઘોડીઓ હતાં તે પેહેલા વર્ગના હતા. અને મુંબાઈ ઇલાકાના વેટરનરી સરજીઅન ડાક્તર એન્ડરસને એ ઘોડા અને ઘોડીઓને ઘણા વખાણ્યા અને કહ્યું કે તેઓને સારી રીતે ઉછેરીને કેળવવામાં આવ્યા છે અને જો એઓપર વધારે દેખરેખ રાખવામાં આવશે અને તેઓની ઉત્પત્તી કરતી વખતે સારા ઘોડા અને ઘોડીઓ પસંદ કરવામાં આવે તો તેઓ વધારે સારા નીવડશે.

બીજો વર્ગ ઢોરોનો બનેલો હતો જેમાં રાધનપુર તરફથી ઘણા સારા બળદ મોકલવામાં આવ્યા હતા જે બળદોએ મુંબાઈમાં પણ નામના મેળવી હતી અને જેમને ઇનામો મળ્યાં હતાં.

એ બધાંદો રાધનપુર, વાગડ અને કાંકેજ તરફથી લાવવામાં આવ્યા હતા અને તેઓએ એ ભાગમાં તથા ડીસ્ટ્રીક્ટના બીજા ભાગોમાં નામના મેળવી હતી.

વર્ગ ત્રીજો, ચોથો, પાંચમો, છઠ્ઠો, સાતમો અને આઠમો એ કુતરાં, ઘેટાં, બકરાં, ઉંટ, ગધેડાઓ, મરઘાં, વગેરે ડેરીમાંથી બનતી ચીજોનો બનેલો હતો. એમાં પણ દરેકે સારો ભાગ બજાવ્યો હતો. કુટ, ભાજીપાલો, અનાજ, બીઆં તેમજ તેલના બીઆં, રૂ, તંબાકુ અને બીજા રોપાઓ અને ઘાસના પણ વખાણ કરવામાં આવ્યા હતા, અને જાત જાતના રંગો અને રેસાઓ જોવા લાયક હતા એટલુંજ નહિ પણ ઉપયોગી હતા.

## સને ૧૮૯૦.

રાજવંશી નેકનામદાર પ્રીન્સ ઓલબર્ટ ઓફ વેલ્સ પાલણપુરથી ઈ. સ. ૧૮૯૦ ના માર્ચ મહિનાની ૧૩ મી તારીખે પસાર થયા હતા તે વખતે સ્ટેશન ઘણી સારી રીતે શણગારવામાં આવ્યું હતું અને નામદાર દિવાન સાહેબને અને નેકનામદાર પ્રીન્સ સાહેબ સાથે સારી રીતે વાતચીત થઈ હતી અને તેઓ સાહેબને શીકાર કરવા માટે ઉતરવાને માગણી કરી પણ વખત ન હોવાથી નોતરૂં સ્વીકારવામાં આવ્યું નહિં.

એ વર્ષમાં પાલણપુર અને ડીસા કેન્ટોનમેન્ટ વચ્ચે બ્રાન્ચ લાઇન ખોલવામાં આવી. નામદાર દિવાન સાહેબે એ લાઈનમાં રૂ.૧૫૦૦૦૦ ભરવા કબુલ કર્યું અને જે જમીન જોઇએ તે કેટલીક સસ્તે આપવાને અને તેની ઉપરની હકુમત આપવાને કબુલ કર્યું.

નામદાર સરકારના પોલીટીકલ ખાતાના ઠરાવ નંબર ૫૭૮ ઈ. સ. ૧૮૯૦ ના જાન્યુઆરી મહિનાની ૨૫ મી તારીખે મી. એ. એફ. વુડબર્ન સી. એસ. નેસુરવાલ ગામમાં બરોડા અને રાધનપુરની તકરારનો કાયદા પ્રમાણે ફેંસલો કરવા મુખ્ય કામપર નીમવામાં આવ્યા. એ વર્ષમાં મુખ્ય બનાવ એ હતો કે ઈ. સ. ૧૮૯૦ ના ફેબ્રુઆરી મહિનાની ૨૬ મી તારીખે વસ્તીપત્રક કરવામાં આવ્યું એ પરથી માલુમ પડ્યું કે ૬૮૫૨૩ નો વધારો થયો પણ રાધનપુરમાં ઘટાડો થયો હતો. નેક નામદાર ગવરનર સાહેબ ઈ. સ. ૧૮૯૦ ના નવેમ્બર મહિનાની ૧૧ મી તારીખે પાલણપુરથી પસાર થયા જે વખતે દિવાન સાહેબને મળવાને મલીકમઆઝમ રશિયાના ઝારશ્રીચ તેઓના માણસ સહિત ઈ. સ. ૧૮૯૧ના જાન્યુઆરીની ૨ જી તારીખે પાલણપુરથી પસાર થયા હતા જેમને ખાના માટે દિવાન સાહેબ તરફથી ઇજન દેવામાં આવ્યું હતું જે ખુશીથી સ્વીકાર્યું હતું. એ વર્ષમાં મુખ્ય બનાવ એ હતો કે, લેવી કાઢી નાખવી એને માટે નામદાર સરકાર અને દિવાન સાહેબ વચ્ચે ખાતરીના કેટલાક કોલ કરારોપર ઈ. સ. ૧૮૯૦ ના અકટોબર મહિનાની ૨૦ મી તારીખે સહિ કરી હતી અને લેવીની દેખરેખ નામદાર દિવાન સાહેબને સોંપવામાં આવી. સીહોરીમાં તાલુકદાર તરફથી એક ફંડ ભેગુ કરવામાં આવ્યું અને થાણામાં એક હોસ્પીટલ ખોલવામાં આવી.

## સને ૧૮૯૧.

એ વર્ષમાં દિવાન સાહેબને ત્યાં ત્રણ ખેદજનક મરણો નીપજ્યાં.

(૧) નામદાર દિવાન સાહેબના સાવકા દાદી સોના બુબુ ઈ. સ. ૧૮૯૧ ના મે મહિનાની પેહેલી તારીખે ૮૧ વર્ષની વએ સ્વર્ગવાસ થયા.

(૨) દિવાન સાહેબના કાકા ઉસમાનખાંજી સાહેબ ઇ. સ. ૧૮૯૧ ના જુલાઇ મહિનાની તા. ૧૫ મીએ ૬૧ વર્ષની વયે સ્વર્ગવાસ થયા.

(૩) નામદાર દિવાન સાહેબના કાકી અમીર બીબી સાહેબ જાન્યુઆરીએ ૨૪ વર્ષની વયે સ્વર્ગવાસ પામ્યા. એ વર્ષમાં પાલણપુરના કારભારમાં ઘણો ફેરફાર થયો. ખાન સાહેબ ગુલામ મુસ્તફા જેઓએ ૧૭ મહિના સુધી સ્ટેટનો કારભાર કર્યો હતો તેઓએ ઇ. સ. ૧૮૯૧ ના સપ્ટેમ્બર મહિનાની ૨૨ મી તારીખે રાજીનામું આપ્યું અને પોતાની નોકરીની સરકારી સેટ્લ ડીપાર્ટમેન્ટ ખાતામાં બદલી કરાવી. મી. દુલભજી ધરમસી વેદ કારભારી તરીકે ઇ. સ. ૧૮૯૧ ના ડીસેમ્બર મહિનાની ૧૩ મી તારીખે નીમાયા એઓ પેહેલે મોરબી સ્ટેટમાં હતા. વારાહીથી આશરે સાત માઇલને છેટે ગઢ ગામની નજીક એક બંધ બાંધવામાં આવ્યો હતો.

## સને ૧૮૯૩.

એ વર્ષમાં મુખ્ય બનાવ એ બન્યો કે નામદાર ગવરનરે અમદાવાદમાં તા. ૨૭ મી નવેમ્બરના રોજે દરબાર ભરી હતી જેમાં પાલણપુર, મહીકાંઠા અને રેવાકાંઠા એજન્સી અને ગુજરાતના બીજા ઠાકોરોએ હાઝરી આપી હતી. રાધનપુરના નામદાર નવાબ સાહેબ નાદુરસ્ત તબીઅતને લીધે હાઝરી આપી શકયા નહિ પણ પાલણપુરના નામદાર દિવાન સાહેબ અને થરાદના મેહેરબાન ઠાકોર સાહેબ તથા આ સુપ્રીન્ટેન્ડેન્ટસીના બીજા ઠાકોરોએ હાઝરી આપી હતી અને તેઓ નામદારની મુલાકાતથી ઘણા ખુશી થયા અને તેઓ અમદાવાદમાં રહ્યા તે દરમીઆનમાં તેઓને માટે સારી ગોઠવણો અને સગવડ કરી રાખ્યાથી અને સારો આદર સત્કાર કર્યાથી તેઓ ઘણા ખુશી થયા. નામદાર ગવરનરના ભાષણો અને કેટલીક શીખામણોની તેઓનાપર ઘણી સારી અસર થઇ.

નામદાર દિવાન સાહેબે પોતાને મળેલા ઇલ્કાબની યાદમાં કેટલાક ખાતાને છુટે હાથે મદદ આપી હતી. પણ રૂપીઆ ૫૦૦૦ ની મદદ ઘણી કીમતી અને મુખ્ય હતી. એની ધારણા એવી હતી કે નામદાર દિવાન સાહેબ તરફથી વેકટીરીઓલોજીનો અભ્યાસ કરવાને એક વેદકી ગૃહસ્થને યુરોપ મોકલવો. એક પારસી ગૃહસ્થને આ અભ્યાસમાં જોઇતી લાયકાત હોવાથી પસંદ કરવામાં આવ્યા ને તેને તેના ખરચ માટે રૂપીઆ આપવામાં આવ્યા.

ઇ. સ. ૧૮૯૩–૯૪ ની સાલમાં પાલણપુરના ઇતિહાસમાં જાણવા લાયક અને ઘણો જરૂરી બનાવ બન્યો તે એ હતો કે નામદાર પાલણપુરના દિવાન સાહેબ શેરમહમદખાનજી સાહેબને તારીખ ૨૮મી નવેમ્બરના રોજે કે. સી. આઇ. ઇ. નો માનવંતો ખેતાબ બક્ષવામાં આવ્યો. નેક નામદાર ગવર્નર લૉર્ડ હેરીસ સાહેબે અમદાવાદના શાહીબાગમાં એ ટાંકણે ખાસ દરબાર ભરી હતી અને એઓ નામદાર તરફથી ખેતાબ બક્ષવાની ક્રીયા ઘણા માન અને ધામધુમ સાથે કરવામાં આવી હતી. મુખ્ય ઠાકોરો અને ગુજરાતના સરદારો આ સભામાં અને એની પહેલા દીવસની જાહેર સભામાં પણ પધાર્યા હતા. નેક નામદાર લોર્ડ હેરીસ સાહેબે પોતે જાતે નામદાર દિવાન સાહેબ વિશે ઘણું વખાણવા લાયક અને શીખામણથી ભરેલું અને બીજી બાબતોને લગતું એક જાહેર ભાષણ કર્યું જે નીચે પ્રમાણે હતું:—

"નામદાર પાલણપુરના દિવાન સાહેબ, હું ખાત્રીથી કહું છું કે આપને માન આપવાને મને ઘણી ખુશાલી ઉત્પન્ન થાય છે અને એ માનનું કારણ જેઓ જાણે છે તેઓનેજ ખબર હશે કે આપ નામદારે આપના રાજ્યમાં ઘણા સુધારા અને લોકની સ્થીતી સુધારવાને બનતી કોશીશો કરી છે. વેઠ અથવા જોર જુલમથી લેવાતાં આવતું કામ જે ઘણા જુના વખતથી ચાલતું આવતું હતું તે કાઢી નાખવાને હાલ આપે જે મક્કમ ઠરાવ કર્યો છે તેને માટે હું બાર મેથી પસંદગીની લાગણી દેખાડવા ચાહું છું. અગાઉના વખતના અધિકારીઓ જોર જુલમથી કામ કરાવવું એ એક હક સમજતા હતા અને

એવો રીવાજ કાઢી નાંખવો એ કાંઇ સહેલું કામ નથી. એમાં સુધારો કરવો અથવા કાઢી નાંખવાની કોશીશ નિષ્ફળ નીવડી હતી. લાંબા વખતથી જેઓ આ હક ભોગવતા આવેલા અને ભોગવવાને પોતાનો હક સમજતા તેવા રીવાજને જડ મુળથી કાઢી નાખવાનું કામ સુલભ નથી. આપ નામદારના જેવા હુશિયાર રાજ્યકર્તાને એવો રીવાજ ચાલુ રાખવાનું મુદ્દલ પસંદ પડયું હશે નહિ, પણ આવા સવાલનું નીરાકરણ કરવા માટે હુશીઆરી કરતાં પણ કાંઇ જાદે ગુણોની જરૂરીયાત છે. આવા રીવાજ ચાલુ રાખવા તરફનો આપનો અભાવ બતાવવા હુશીઆરી ઉપરાંત ધૈર્યતાની જરૂર છે અને આ રીવાજ કાઢી નાખ્યાથી જે અણગમો ઉત્પન્ન થયો હતો તેની સામે આપને થવું પડયું હશે. આપ નામદારે એક દૃઢ વિચારના અને દયાળુ લાગણીવાળા રાજ્યકર્તા તરીકેના ગુણો બતાવ્યા છે તે માટે આપને મુબારકબાદી ઇચ્છું છું. બીજો સુધારો જે રાજ્યમાં આપે કર્યો છે તે જેલમાં આવતા કેદીઓ પાસે તેઓના ભરણ પોષણ માટે જે પૈસા લેવામાં આવતા હતા તે કાઢી નાખવાના છે. આપ નામદાર જાણો છો કે આ કમનસીબ માણસોએ જો કે જનમંડળ સામે હુમલાઓ કર્યા છે અને તેઓના પાડ પડોશીઓની સગવડોની દરકાર કરી નથી તોપણ તેઓ આપણી દયાને પાત્ર નથી એમ કહી શકાય નહિ, અને આ સુધારાથી તેઓને જરૂર ફાયદો થશે તે સાંભળીને હું ઘણો ખુશી છું. આ ઉપરાંત આપ નામદારે રેલ્વે સાહસ માટે જે જાહેર જુસ્સો બતાવ્યો છે તે માટે બોલવા મને ઘણી ખુશી ઉપજે છે. ઘણો સારો હિસ્સો પાલણપુર દીસા લાઈન બાંધવાના કામમાં આપે આપ્યો છે તે બતાવે છે કે આપ કેવા ઉમદા મનના અને રેલ્વેના ફાયદા અનુભવેલા લોકોને પાછળથી કેવા ફાયદાઓ થશે એવું દીર્ઘદષ્ટી ધરાવનારા આપ નામદાર છો અને મને આશા છે કે લોકોને આ રેલ્વે ખોલ્યાથી જે ફાયદાઓ થશે તેથી ખર્ચાએલો પૈસો વ્યર્થ જશે નહિ. હું સારી રીતે જાણું છું કે આપ નામદાર રાજ્યની કુલ્લે ઉપજ લોકોપયોગી કામોમાં રોકો છો અને આ ઘણું સંતોષકારક છે કે આપણા હમેશના ચાલુ ખર્ચ ઉપરાંત આપ સારી જેવી રકમ રોકી હિન્દુસ્તાનની રેલ્વેનો વધારો હિન્દુસ્તાનમાંજ પૈસા ઉભા કરીને આવા કાર્યો કરવાનો સારો દાખલો આપે બેસાડયો છે.

## સને ૧૮૯૪.

નેક નામદાર ગવરનર સાહેબે ઇ. સ. ૧૮૯૪ ના નવેમ્બર મહિનાની ૨૨ મી તારીખે લાહોર જતી વખતે નામદાર દિવાન સાહેબને પોતાની મુલાકાત આપી હતી. એ ટાંકણે જનરલ નીકલસન અને બીજા અધિકારીઓ ડીસાથી આવ્યા હતા.

## સને ૧૮૯૫.

નેક નામદાર જનરલ નેર્ન સાહેબ, મુંબાઇના લશ્કરના વડાએ ઇ. સ. ૧૮૯૫ ના માર્ચ મહિનાની ૮ મી તારીખે ડીસાનું લશ્કર તપાસવા જતી વખતે નામદાર દિવાન સાહેબને પોતાની મુલાકાત આપી હતી જે વખતે દિવાન સાહેબ સાથે ખાણું લેવા થોભ્યા હતા.

નેક નામદાર ગવરનરના માનની યાદમાં રાધનપુરમાં "એક હેરીસ કલોક ટાવર" બાંધવામાં આવ્યો અને સાયન્સને ઉત્તેજન આપવા માટે પોતે રૂ. ૮૦૦૦ કાઢયા અને ૧૮૯૫ના જાન્યુઆરી મહિનાની ૧૬ મી તારીખે તે ટાવર ખુલ્લો મેલવાની ક્રિયા કરવામાં આવી.

સુપ્રીન્ટેન્ડેન્ટસી માટે એક જુદી હોસ્પીટલ થોડા વખત માટે દરબાર સાહેબના જુના મુસાફરી બંગલામાં ખોલવામાં આવી અને સ્કોટ મેમોરીઅલ હોસ્પીટલને માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યું. ચીત્રાલની લડાઇનું સાહસ નામદાર સરકારે માથે લેવાનું સાંભળ્યું કે તરતજ નામ-

દાર દિવાન સાહેબ જન રોની મદદ આપવાને તૈયાર થયા. આ મદદની જરૂર ન હોવાથી નામદાર હિન્દુસ્તાનની સરકારે નામદાર દિવાન સાહેબનો આભાર માન્યો અને જરૂરની વખતે મદદ લેવાને કબુલ કર્યું.

નામદાર પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબે એ ઇમારતનું મહુર્ત કરવાની ક્રીયા તા. ૧૬ મી જાન્યુઆરીના દીવસે કરી હતી. એ ઇમારત ઉપર એક મોટું ઘડીઆળ આવેલું છે અને સીપાઇઓને રેહેવા માટે નીચે કોટડીઓ બનાવવામાં આવી હતી. એ શેહેરની વચમાં આવેલું છે.

રાધનપુરમાં અગત્યનો બનાવ એ બન્યો કે નામદાર રાધનપુરના નવાબ સાહેબની દીકરી મુબારકબખ્તના લગ્ન જુનાગઢના નવાબના ગાદીવારસ દીકરા શેરજુમાખાનજી સાથ થયાં હતાં.

## સને ૧૮૯૬.

નેકનામદાર જનરલ ડંકન સાહેબ, મુંબાઇના લશ્કરના વડા ડીસાના લશ્કરને તપાસવા માટે જતા હતા તે વખતે પાલણપુરના નામદાર દિવાન સાહેબ ઇ. સ. ૧૮૯૬ ના નવેમ્બર મહિનાની ૧૮ મી તારીખે ખાણા માટે ઇજન દીધું હતું.

સ્કોટ હોસ્પીટલનું મૂહુર્ત કરવાની ક્રીયા કર્નલ સ્કોટ સાહેબે ઇ. સ. ૧૮૯૬ ના જુન મહિનાની ૨૭ તારીખે કરી હતી.

નેક નામદાર લોર્ડ એલગીન, વાઇસરોય અને હિન્દુસ્તાનના ગવરનર જનરલ સાહેબ એઓની વડોદરાની પધરામણી વખતે જતાં પાલણપુરના નામદાર દિવાન સાહેબે ઈ. સ. ૧૮૯૬ ના નવેમ્બર મહિનાની ૨૭ મી તારીખે નાસ્તા માટે ઇજન દીધું જે તે નામદારે ખુશીથી સ્વીકાર્યું હતું.

## સને ૧૮૯૭.

એ વર્ષમાં નામદાર દિવાન સાહેબે ઉત્તર હિંદુસ્તાન તરફ જવાની પોતાની લાંબા વખતની ઇચ્છા પાર પાડી. એઓ નામદાર સાથે બે સાહેબજાદાઓ અને લગભગ ૧૦૦ માણસનો રસાલો ગયો હતો.

એ વર્ષના ફેબ્રુઆરી મહિનામાં નાશકારક પ્લેગે દેખાવ દીધો. એ પ્લેગ પહેલો જૈન અને વાણીયામાં શરૂ થયો, જેઓ મુંબાઇથી આવ્યા હતા પણ દાક્તર એચ. એફ. કલીવલેન્ડની સારી ગોઠવણો અને દેખરેખને લીધે બે મહિનાની અધવચમાં એ રોગનો છેડો આવ્યો.

એ વર્ષમાં એક જાહેર હોલ બાંધવામાં આવ્યો. તે ચાલુ વર્ષની શરૂઆતમાં પુરો થયો અને ડાયમંડ જ્યુબીલીને ટાંકણે ખુલ્લો મેલવાની ક્રીયા કરવામાં આવી.

નામદાર મેજર એમ. ટી. લાઇડ સાહેબે ઈ. સ. ૧૮૯૬ ના એપ્રીલ મહિનાની ૧૫ મી તારીખે રાધનપુરના એડમીનીસ્ટ્રેટર તરીકે પોતાની જગાનો અખતિયાર લીધો.

## સને ૧૮૯૮.

એ વર્ષમાં મુખ્ય બનાવો નીચે પ્રમાણે બન્યા હતાઃ—

નામદાર દિવાન સાહેબને જી. સી. આઇ. ઈ. નો ખેતાબ ૧૮૯૮ ના ડીસેમ્બર મહિનાની ત્રીજી તારીખે ઈનાયત કરવામાં આવ્યો. નામદાર દિવાન સાહેબના કારભારી મી. દુલભજી ધરમસી રેહેનેશવ બહાદુરનો ખેતાબ આપવામાં આવ્યો હતો.

ઈ. સ. ૧૮૯૮ ના અગસ્ટ મહિનાની ૮ મી તારીખે નામદાર સરકારના ફાઇનેન્સીયલ ખાતાના ઠરાવ નંબર ૩૫૬૪ થી થાણા એસ્ટાબ્લીશમેન્ટ સુધારવામાં આવ્યું.

## સને ૧૮૯૯.

ઈ. સ. ૧૮૯૮-૯૯ ની સાલ ઘણી ખરાબ સ્થિતિમાં પસાર થઈ અને ૧૮૯૮ નો વરસાદ આખા ડીસ્ટ્રીક્ટમાં ઘણો કમી પડયો અને કેટલેક ઠેકાણે કવખતે પડયો તેથી આખી એજન્સીમાં એની સરાસરી જે દરેક વર્ષમાં ૨૫ ઇંચની આવતી હતી તેને બદલે ૧૨ ઇંચ અને ૩૮ દોકડા આવી. ખરેખરા દુકાળની પહેલાં ઈ. સ. ૧૮૯૯ ની શરૂઆતમાં ઘાસચારો ન મળવાથી એ દુકાળ શરૂ થયો અને ઢોરો ઘણાં મરી ગયાં. આ એજન્સીના પશ્ચિમ ભાગમાં એવો રીવાજ છે કે ગરીબ માણસોની મોટી સંખ્યા કાપણી કર્યા પછી મજુરીથી પૈસા કમાવાને સીંધમાં જતી અને ખરીફ વખતે પૈસા કમાઇ તેઓ પાછા ફરતા, પણ આ એજન્સીના બીજા ભાગોમાં એવો રીવાજ નથી. ઇ. સ. ૧૮૯૯ ની સાલની ગરમીની રૂતુમાં ગરીબ લોકો ઘણી ખરાબ સ્થિતિમાં આવી પડયાં. જુન, જુલાઇ અને અગસ્ટ એ સઘળા મહિનાઓ વરસાદ વગર પસાર થયા અને ઇ. સ. ૧૮૯૯ ના અકટોબર મહિનાની આખરીએ ૧૮૯૯ એટલે ઇ. સ. (૧૮૧૨-૧૩) ના જેવા બીજા સખ્ત દુકાળે આ સંસ્થાનમાં દેખાવ દીધો. પીસવર્ક સીસ્ટમ પ્રમાણે અગસ્ટ મહિનાની અધવચમાં લોકના દુખ નિવારણ કરવા વારાહી, પાલણપુર, સાંતલપુર અને રાધનપુરના બીજા ગામોમાં જાહેર કામો ખોલવામાં આવ્યા અને નીચલા અધિકારીઓને રોકવામાં આવ્યા હતા.

મેજર જી. બી. ઓડોનલ.
મી. ડબલ્યુ. એચ. વાઈટ.
લેફ્ટનન્ટ વોર્નફોર્ડ.
લેફટનન્ટ એ. જી. એમ. હોગ.
લેફટનન્ટ કેઓગ આઇ. સી. એસ.
મી. ઠાકોરદાસ મથુરદાસ.

એ વખતે પાલણપુર સંસ્થાનમાં માણસોની સંખ્યા જાહેરકામો ઉપર વધારે આવવા લાગી અને અકટોબરની આખરીએ ૨૩૫૧૫ ઉપર આવી અને નવેમ્બરની આખરે તે વધી ૩૫૪૬૬ની થઇ.

પાલણપુર સ્ટેટના રીલીફ વર્કસની દેખરેખ ઇ. સ. ૧૮૯૯ ના ડીસેમ્બરની ૮ મીના રોજ એજન્સીએ પોતાની હસ્તક લીધી અને મી. ટી. ઇ. વાઇટીંગે આ સંસ્થાનની ટેકરીઓ વીગેરેની સાયન્સના આધારે તપાસ કરી હાથીદ્રા અને હડમતીઆના એ બે ઠેકાણે પાણીના બાંધકામો બનાવવાને પસંદ કરવામાં આવ્યાં.

## સને ૧૯૦૦.

ડીસા, રાધનપુર અને થરાદ રેલ્વે માટે જમીનનું ખોદકામ જે ઇ. સ. ૧૯૦૦ ના માર્ચ મહિનાની ૧૦ મી તારીખે હાથમાં લેવામાં આવ્યું હતું તે મી. ડબલ્યુ. એચ. વાઇટ સી. ઇ. એ તપાસ્યું હતું. જાન્યુઆરી મહિનામાં એ કામો નામદાર મી. મોન્ટીથ, નામદાર સરકારના સેક્રેટરીએ તપાસ્યાં હતાં અને નેકનામદાર મુંબાઇના ગવનર લોર્ડ નોર્થકોટે માર્ચ મહિનાની ૧૭ મી તારીખે તપાસ્યું હતું. ફક્ત પાલણપુરમાં આશરે ૨,૫૩,૦૦૦ ઢોરો મરણ પામ્યા અને તે સીવાયના એજન્સીના બીજા ભાગોમાં ઘણાં મરણ પામ્યા. આખુ પરગણું ગરીબી હાલતમાં આવી પડયું અને ખેડુતોની હાલત એટલી ગરીબી સ્થીતીમાં આવી પડી કે તેઓને આબાદાનીમાં આવવાને ઘણા વર્ષો જોઇશે. ઘણા ખરા કામો જે માથે લેવામાં આવ્યાં હતાં તે ફાયદો કરે તેવાં હતાં નહિ અને સ્ટેટો અને તાલુકદારો એવી ગરીબી સ્થિતીમાં આવી પડયા કે આબાદાની સ્થિતિમાં આવવાને ઘણાં વર્ષે જોઇએ.

## સને ૧૯૦૧.

એ વર્ષમાં મુખ્ય બનાવો નીચે પ્રમાણે બન્યા હતા:—

વારાહીના મલેક જોરાવરખાનજીને ૧૮૯૯-૧૯૦૦ ના દુકાળમાં સારી ફરજ બજાવવાથી નેક નામદાર વાઇસિરોય, હિન્દુસ્તાનના ગવરનર જનરલ સાહેબ તરફથી, કયસરે હિન્દનો રૂપાનો ચાંદ આપવામાં આવ્યો હતો. ચાંદ આપવાની ક્રીયા ધામધુમથી નામદાર ફીટઝરલ્ડ સાહેબે, પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ જે. એસ. એશબી અને એજન્સીના બીજા અમલદારોની હાજરીમાં કરીહતી.

નામદાર સરકારના ઠરાવ નંબર ૪૪૧૧ ના જુન મહિનાની ૨૦ તારીખમાં એવું જણાવ્યું કે મલેક જોરાવરખાનજી ઉમર લાયક થવાથી સ્ટેટનો કારબાર ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા સહિત અને રૂપીઆ ૨૫૦ સુધીના દીવાની દાવા સાંભળવાની સત્તા સાથે સોંપવામાં આવ્યો હતો સપટેમ્બર ૧૯૦૧ માં ગેરવ્યવસ્થા તથા કરજના સબબથી વાવ સ્ટેટ ઉપર જપ્તી મુકવામાં આવી. એ દીઓદર જાગીરો ઘણી કરજમાં હોવાથી ઈ. સ. ૧૯૦૧ ના નવેમ્બર મહિનાની ૧ લી તારીખે જપ્તિમાં મેળવામાં આવી હતી.

નામદાર પાલણપુરના દિવાન સાહેબના બેગમ સાહેબ ઈ. સ. ૧૯૦૨ ના જાન્યુઆરી મહિનાની ૨૨ મી તારીખે સ્વર્ગવાસ થયાં.

મુંબાઇની ચેરીટેબલ રીલીફ ફંડની મંડળીએ નામદાર ઉત્તર વિભાગના કમિશનર સાહેબ મારફતે રૂપીઆ ૩૫,૦૦૦ પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબપર મોકલાવ્યા. એ રકમમાંથી ૭૫૦ બળદો અને ગરીબ અવસ્થામાં આવી પડેલા ખેડુતો માટે તેઓની જમીન ખેડવા માટે બીજવારો આપવામાં આવ્યો.

મેજર એશબી સાહેબે ખેતીવાડીમાં ઘણું ઉત્તેજન આપવાથી એમના નામની યાદમાં પાલણપુરના દીવાન સાહેબ તરફથી ઇ. સ. ૧૯૦૧ ના અકટોબર મહિનાની ૨૫ મી તારીખે એશબીપુરા ગામ વસાવ્યું એ વર્ષમાં તાલેપુરા નામનું ગામ વસાવ્યું. હતું અને કુલ્લે ગામોની સંખ્યા ૫૧૧ ની થઇ.

## સને ૧૯૦૨.

નામદાર સરકારના પોલીટીકલ ખાતાના ઠરાવ નંબર ૫૭૮૦ ઇ. સ. ૧૯૦૨ ના અગસ્ટ મહિનાની ૬ ઠી તારીખે "પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ પાલણપુર" ને બદલે "પોલીટીકલ એજંટ પાલણપુર" નામ ધારણ કરવામાં આવ્યું. નેકનામદાર મલીકમઆઝમ શહેનશાહની કોરોનેશનની ક્રીયા ઈ. સ. ૧૯૦૨ ના અગસ્ટ મહિનાની ૯ મી તારીખે વેસ્ટમીનીસ્તર એબી માં થઇ હતી. એ ટાંકણે પાલણપુર એજન્સીમાં કોરોનેશન ઓચ્છવ ધામધુમ સાથ પસાર કરવામાં આવ્યો હતો. આખી એજન્સીમાં એ દિવસ જાહેર તહેવાર તરીકે પાળવામાં આવ્યો હતો. એ ટાંકણાની યાદમાં નાના નાનાં સ્ટેટોમાં અને થાણાઓમાં ૧૨૮૯૫ ઝાડો રોપવામાં આવ્યાં હતાં અને નેક નામદાર મલીકમઆઝમ શહેનશાહ સાહેબને માન આપવા મુબારકબાદીના પેગામો નામદાર દિવાન સાહેબ તથા થરાદના ઠાકોર સાહેબ તરફથી મોકલવામાં આવ્યા હતા તે નામદાર સરકારે માનથી કબુલ કર્યા હતા.

રાધનપુરના એડમીનીસ્ટ્રેટર સાહેબે એક દરબાર ભરી હતી જેમાં ભાયાતો અને સ્ટેટના બીજા અધિકારીઓએ હાઝરી આપી હતી. એ ટાંકણે આખા ગામમાં ખુશાલી પથરાઇ અને આખા ગામને શણગારવામાં આવ્યું હતું. નેકનામદાર મલીક મઆઝમ એડવર્ડ હિન્દુતાનના શહેનશાહ અને શહેનશાહ બાનુ એલેકઝાન્ડ્રા એઓ નામદારની કોરોનેશનની દરબાર દિલ્હીમાં મોટી ધામધુમ

સાથ ભરવામાં આવી હતી. એજ વખતે આખી એજન્સીમાં ખુશાલી અને ધામધુમ સાથ ઇ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરી મહિનાની ૧ લી તારીખ પસાર કરવામાં આવી હતી. ઇશની પ્રાર્થના પુરી થયા બાદ પાલણપુરના પોલીટીકલ એજન્ટ સાહેબે એક દબદબા ભરી દરબાર ભરી હતી જે વખતે નામદાર દિવાન સાહેબ અને એમના દીકરાઓ અને સ્ટેટના બીજા અમલદારોએ હાઝરી આપી હતી એ વખતે નામદાર પોલીટીકલ એજન્ટ સાહેબે બાદશાહી ઢંઢેરો જાહેર પાડયો જે વખતે ૧૦૧ તોપો ફોડવામાં આવી હતી. ત્યાર પછી નામદાર દિવાન સાહેબે માનપત્ર વાંચ્યું જેનો નામદાર પોલીટીકલ એજન્ટ સાહેબે ટુંકો અને યોગ્ય ભાષણથી જવાબ વાળ્યો. એજન્સીની સઘળી ઓફીસોને શણગારવામાં આવી હતી અને રાત્રે ૯॥ વાગતે એક મેળાવડો ભરવામાં આવ્યો જે વખતે નામદાર દિવાન સાહેબે તથા એમના દિકરાઓ અને બીજાઓએ હાઝરી આપી હતી અને પાલણપુર શહેરને શણગારવામાં આવ્યું હતું.

રાધનપુર અને થરાદમાં પણ દરેક ઠેકાણે મેહેરબાન એડમીનીસ્ટ્રેટર સાહેબ અને મેહેરબાન ડીસ્ટ્રીકટ ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટ સાહેબ તરફથી દબદબા ભરી દરબાર ઇ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરી મહિનાની ૧ લી તારીખે ભરવામાં આવી હતી અને રીવાજ મુજબ એ સ્ટેટોમાં ખુશાલી સાથ એ દીવસ પસાર કરવામાં આવ્યો હતો.

એક મુબારકબાદીનો પત્ર ભાયાતો અને રાધનપુરના બીજા અધિકારીઓ તરફથી એ ટાંકણે નેક નામદાર મલીકાહઆઝમ શહેનશાહ સાહેબપર મોકલવામાં આવ્યો જે નામદાર સરકારે સ્વીકાર્યો હતો.

થાણા સરકલોમાં અને વાવ સ્ટેટમાં એ ટાંકણે રીવાજ મુજબ ધામધુમ સાથ પસાર કરવામાં આવ્યો હતો. બે કેદીઓ જેઓને દેશનીકાલની શિક્ષા કરવામાં આવી હતી અને ૫૦ કેદીઓ જેઓને થોડા વખતની કેદની શિક્ષા કરવામાં આવી તેઓને છોડી મેલવામાં આવ્યા અને સંવત ૧૯૫૯ સુધીમાં જે દંડ વસુલ કરવાના હતા અને જેના ૮૭૦૦૦ રૂપીઆ કુલ્લે થયા હતા તે એ ટાંકણે પાલણપુર સ્ટેટ તરફથી માફ કરવામાં આવ્યા હતા. ૩૦ કેદીઓ અને એક સ્ત્રી કેદીને એજન્સી, થાણા અને રાધનપુર સ્ટેટની જેલોમાંથી છોડી મેલવામાં આવ્યા અને એ ટાંકણે નવ કેદીઓની શિક્ષામાં ઘટાડો કરવામાં આવ્યો હતો.

સાહેબઝાદા તાલેમહમદખાનજી નામદાર પાલણપુરના દિવાન સાહેબના ગાદીવારસ દીકરાને ઈ. સ. ૧૯૦૨ ના અકટોબર મહિનામાં લશ્કરી શિક્ષણ લેવા માટે દેહેરાદુન મોકલવામાં આવ્યા.

વાઘેલા આનંદસીંગજી દીઓદરના જુરીસડીકસનલ તાલુકદાર ઇ. સ. ૧૯૦૨ ના એપ્રીલ મહિનાની ૨૭ મી તારીખે મરણ પામ્યા. નામદાર દીવાન સાહેબના ભત્રીજા હુસેનમહમદખાનજી ૧૯૦૨ ના ડીસેમ્બરની ૨૫ મી તારીખે સ્વર્ગવાસ થયા. ઠાકોર ખેતાજી દનુજી ભારોલના તાલુકદાર ઈ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરી મહિનામાં મરણ પામ્યા.

૧૯૦૩ ના આગસ્ટ મહિનામાં સાહેબઝાદા તાલેમહમદખાનજીને દેહરાદુનની ઇમ્પીરીઅલ કેડેટ કોરમાંથી પાછા બોલાવવામાં આવ્યા. રાધનપુરના સગીરવયના નામદાર નવાબ સાહેબના લગ્ન ઇ. સ. ૧૯૦૩ ના એપ્રીલ મહિનાની ૨૪ મી તારીખે ધામધુમથી કરવામાં આવ્યાં.

એ ટાંકણે ૩૦,૦૦૦ રૂપીઆની અંદર ખર્ચ કરવામાં આવ્યો હતો. રાધનપુરના હાલના નવાબ સાહેબ રાજકોટની રાજકુમાર કોલેજમાંથી ૧૯૦૪ ના જાન્યુઆરી મહિનામાં પાછા ફર્યા. દેરાદુનની

ઇમ્પીરીઅલ કેડેટકોરમાં જગા ન હોવાથી નામદાર સરકારે ડબલ્યુ. એમ. પી. વુડ સાહેબની શીક્ષક તરીકે ઘણી ખુશી સાથ નીમણુક કરી અને તેજ મહિનામાં તેમણે પોતાની જગ્યાનો અખતિયાર લીધો.

હાલના નામદાર નવાબ સાહેબને ત્યાં ઇ. સ. ૧૯૦૪ ના ફેબ્રુઆરી મહિનામાં એક દીકરીનો જન્મ થયો જે એપ્રીલ મહિનામાં મરણ પામી.

સુબા સફદરખાનજી, નામદાર નવાબ સાહેબના કાકાના દીકરા વારસ વિના ઇ. સ. ૧૯૦૩ના ગે મહિનામાં મરણ પામવાથી એમની ત્રીસથી પાંત્રીસ હજારની જાગીર રાધનપુર સ્ટેટને પાછી સોંપવામાં આવી હતી.

વાઘેલા સરદારસીંગજી ભુપતસીંગજી દીઓદરનો જ્યુરીસડીકશનલ તાલુકદાર ઈ. સ. ૧૯૦૩ ના એપ્રીલ મહિનાનાની ૧૫ મી તારીખે ગુજરી ગયા.

ઠાકોર દેવીસીંગ નાથાજી, સાંતલપુરના તાલુકદાર ઇ. સ. ૧૯૦૩ ના નવેમ્બર મહિનાની ૨૮ મી તારીખે મરણ પામ્યા.

## સને ૧૯૦૪.

તેરવાડાના બલોચ નથુખાન ૧૯૦૪ ના માર્ચ મહીનાની તા. ૧૨ મીએ પાલણપુર ગુજરી ગયા. પાલણપુર, રાધનપુર, થરાદ અને વાવ સ્ટેટોમાં, અને નાના જ્યુરીસડીકશનલ તાલુકાઓમાં અને થાણા સરકલોમાં હથિયાર અને લડાઇના સરંજામના કાયદાઓ દાખલ કરવાને અખતિયાર આપવા માટે નામદાર સરકારે એ વર્ષમાં મંજુરી આપી હતી.

નામદાર થરાદના ઠાકોર સાહેબને ૧૦૭ જમૈઆ ગામોની હકુમત આપવામાં આવી અને નામદાર સરકારનો પોલીટીકલ ખાતાનો ઠરાવ નંબર ૪૯૮૩ ઇ. સ. ૧૯૦૪ ના ઓગસ્ટ મહિનાની ૪ થી તારીખે, થરાદ જમૈયા થાણુ કાઢી નાખવામાં આવ્યું હતું. જમૈયા ઠાકોરોએ અધિકાર બીજાને સોંપવાથી તેની સામે કેટલીએક અરજીઓ કરી પણ નામદાર મુંબાઇ અને હિંદુસ્તાનની સરકારોએ નામંજુર કરી.

સાંતલપુર ઠાકોર રવાજી લખાજીને નામદાર સરકારના પોલીટીકલ ખાતાના ઠરાવ નંબર ૬૪૪૧ ઈ. સ. ૧૯૦૪ ના અકટોબર મહિનાની ૧૫ મી તારીખે ગડસઇના ખાલસા ગામમાં ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા એક વર્ષ કામચલાઉ તરીકે મંજુર કરી. નામદાર સરકારના ઠરાવ નં. ૫૫૫૯ ઇ. સ. ૧૯૦૪ સપ્ટેમ્બર મહિનાની ૧૦ મી તારીખે વાવના રાણા સાહેબને મેનેજરની સાથે કારભારમાં ભાગ લેવાને મંજુરી આપવામાં આવી હતી.

એ વર્ષમાં ચોમાસાના પાછલા ભાગમાં વરસાદ કમી પડયો.

## સને ૧૯૦૫.

મલેક હજુજી પાંચાજી, બામનોલીના પ્રતિનિધી તાલુકદાર ઇ. સ. ૧૯૦૫ ના ઓગસ્ટ મહિનાની ૩ જી તારીખે મરણ પામ્યા.

ઠાકોર ભીમજી સુરજમલ વાવ તાબાના વાવડી ગામમાંના પ્રતિનિધી તાલુકદાર ઇ. સ. ૧૯૦૬ ના જાનેવારી મહિનાની ૧ લી તારીખે મરણ પામ્યા.

ઇ. સ. ૧૯૦૫ ના જુલાઇ મહિનામાં વરસાદ ઘણો પડવાથી અને લગભગ ૧૧૧ ઇંચ સાંતલપુરમાં અને ૬૫ ઇંચ વારાહીમાં વધારે પડવાથી એ સંસ્થાનોમાં ઘણું નુકશાન થયુ અને થોડું ઘણું નુકસાન બીજા થાણાઓને અને તાલુકાઓમાં થયું.

નેકનામદાર ગવરનર સાહેબની મુસાફરી વખતે એજન્સી પરગણામાં સારી ગોઠવણ કરવામાં આવી. નેકનામદાર વાઈસરોયના હુકમથી મી. માણેકજી નાનાભાઈને એમની કેન્ટોન્મેન્ટ કમીટીમાં સારી ફરજ બજાવવાથી તેમની નોકરીની યાદ માટે ખાન સાહેબનો ખેતાબ એક જાહેર દરબારમાં ઈ. સ. ૧૯૦૬ ના માર્ચ મહિનાની ૧૫ મી તારીખે ઈનાયત કરવામાં આવ્યો હતો.

## સને ૧૯૦૬.

એ વર્ષમાં મુખ્ય બનાવો નીચે પ્રમાણે હતા:—

(૧) થરાદના વાઘેલા સરદારસીંગજી ઈ. સ. ૧૯૦૬ ના જુન મહિનાની ૯ મી તારીખે મરણ પામ્યા.

(૨) કેશર જેઠા સાંતલપુરના કલગરીઆંના પ્રતિનિધિ તાલુકદાર બે નાના દીકરાઓ મેલી ઈ. સ. ૧૯૦૬ ના જુલાઈ મહિનાની ૧૮ મી તારીખે મરણ પામ્યા.

નેકનામદાર ગવરનર લોર્ડ લેમીંગ્ટને, નામદાર સર આરચીબોલ્ડ હંટર સાથે મુંબાઈ અને સીંધ વચ્ચે રેલ્વે જોડાણની પસંદગી કરવાને નગરપારકર જતી વખતે આ એજન્સીની મુલાકાત લીધી હતી અને માર્ચ મહિનાની આખરે પાછાં ફરતાં આ એજન્સીની ફરી મુલાકાત લીધી હતી. એ મુસાફરી વખતે નેકનામદાર ગવરનર સાહેબે પોતાના મથકો સુઈગામ અને દીઓદર કર્યાં હતાં અને ત્યાંના તાલુકદારોની મુલાકાત લીધી હતી. નામદાર ગવરનર સાહેબે વાવના રાણા સાહેબને સુઈગામમાં અને થરાદના ઠાકોરની દીઓદરમાં મુલાકાત લીધી. નેકનામદાર ગવરનર સાહેબે ડીસાની ૧૦૮ મી પલટણની કેન્ટોન્મેન્ટ મેસમાં નામદાર પાલણપુરના દિવાન સાહેબ તરફથી ઈ. સ. ૧૯૦૬ ના માર્ચ મહિનની ૨૯ મી તારીખે નાસ્તો આપવામાં આવ્યો હતો જે વખતે નામદાર દિવાન સાહેબે બે સાહેબઝાદાઓ અને નામદાર પોલીટીકલ એજન્ટ મેજર એચ. ડી. મેરીવેધર સાહેબ પણ હાજર હતા.

મેહેરબાન કેપ્ટન હેરલ્ડ એઓ નામદાર સાથ હતા. નામદાર દિવાન સાહેબ તરફથી નાસ્તો આપતી વખતે ઈ. સ. ૧૯૦૬ ના માર્ચ મહિનાની ૨૯ મી તારીખે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

નામદાર દિવાન સાહેબ,

મારી હાલની મુસાફરીમાં ઘણી સંતોષકારક ગોઠવણો અને સગવડ પડતી દરેક ચીજો પુરી પાડવામાં જે આપે મેહેનત લીધી છે તે માટે હું આપનો અત્યંત આભાર માનુ છું. અને પાલણપુરમાં થોભવાને મને વખત ન હોવાથી આપ અહિંઆ સુધી મને મળવા આવ્યા છો તે માટે આપ નામદારનો અત્યંત આભાર માનું છું. છેલ્લે વર્ષ સીંધ જતી વખતે મને આપની સ્ટેશનપર મુલાકાત થઈ હતી ત્યાર પછી આ વખતે હું આપની સાથ ઓળખાણ કરવાને ભાગ્યશાળી નીવડયો છું.

આપ નામદાર મુંબઈ ઇલાકાના સરદારોમાંના એક છો. પાલણપુર એક મુખ્ય સ્ટેટ છે. અને કારભાર ઘણો શ્રેષ્ટ છે. આપ નામદાર જેવા રાજ્યકર્ત્તાની મુલાકાતથી હું અત્યંત ખુશી થયો છું. છેલ્લા દુકાળ વખતે આ સ્ટેટ કમનસીબે ઘણા ખર્ચમાં આવી પડયું છે! એવે વખતે પણ દર વર્ષે હફતે હફતે નામદાર સરકારનું કરજ આપો છો એ જાણી હું ઘણો ખુશી છું. આ વર્ષ ઘણું આબાદીનું છે. હું અંતઃકરણથી ઇચ્છું છું કે પરમેશ્વર પાલણપુરને એવા વર્ષો હમેશ આપે. હાલના નામદાર ગાદીવારસ સાહેબઝાદા તાલેમહમદખાનજીના લગ્નને માટે હું મુબારકબાદી ઇચ્છું છું. આપ નામદારના બે સાહેબ ઝાદાઓની વર્તણુક ઘણી સારી છે એવું સાંભળાથી હું ઘણો ખુશી

છું. સ્ટેટના ભવિષ્યના રાજ્યકર્તાએ અનુભવ મેળવ્યાથી રૈયત અને સ્ટેટને બંન્નેને ઘણો ફાયદો છે અને "બાપ જેવા બેટા" એ કહેવત ખરી પાડશે. મેહેરબાન કેપ્ટન હેરલ્ડ સાહેબે મારી મુસાફરીમાં મારે માટે ઘણી સંભાળ અને સગવડની ચીજો પુરી પાડવામાં જે શ્રમ લીધી છે તેને માટે હું તેમનો ઉપકાર માનું છું.

હું નામદાર દિવાન સાહેબ તરફથી નામદાર કર્નલ માન્ટગોમરી સાહેબે મેમનો બંગલો વાપરવા આપ્યો અને નાસ્તાપર સારી દેખરેખ રાખવા જે મેહેનત લીધી તેને માટે હું એ નામદારનો ઉપકાર માનું છું."

## સને ૧૯૦૭.

નામદાર સરકારના ઠરાવ નંબર ૬૩૩ ઈ. સ. ૧૯૦૮ ના જાન્યુઆરી મહિનાની ૨૫ મી તારીખે મરહુમ થરાદના વાઘેલા સરદારસીંગના બીજા દીકરાને જસવંતસીંગનો હકદાર વારસ ઠેરવવામાં આવ્યો.

એ વર્ષમાં મુખ્ય બનાવ એ હતો કે રાધનપુરના નામદાર નવાબ સાહેબ મહમદ શેર ખાનજીની તખ્તનશિનની ક્રીયા કરવામાં આવી હતી જેની મુખ્તેસર હકીકત નીચે પ્રમાણે છે. નામદાર નવાબ સાહેબને એમના વડીલોની ગાદીપર બેસાડવાની ક્રીયા કરવાને એક દરબાર ભરવામાં આવી હતી જે વખતે મેહેરબાન કર્નલ હાઇડ કેટસ સાહેબ પાલણપુરના પોલીટીકલ એજન્ટ તરફથી સ્ટેટની સઘળી સત્તાઓ એ નામદારને સોંપવામાં આવી. ભાયાતો, એજન્સી અને સ્ટેટના અધિકારીઓ અને સદ ગ્રહસ્થો સવારના આશરે ૯॥ વાગતે પધાર્યા હતા. પોલીટીકલ એજન્ટ મેહેરબાન કર્નલ હાઇડ કેટસ સાહેબ અને રાધનપુરના કામચલાઉ એડમીનીસ્ટ્રેટર સાહેબ કેપ્ટન વુડ ચાર ઘોડાની ગાડીમાં પધારી હુજરાત સાથે આશરે દસને સુમારે આવી પહોંચ્યા જે વખતે નામદાર નવાબ સાહેબ, ભાયાતો અને દિવાન સાહેબ એઓ નામદારને આવકાર આપવા માટે, દરબાર હોલમાંથી નીચે આવ્યા હતા, અને સવારી આવી પુગતાં ૧૧ તોપોનું માન આપવામાં આવ્યું હતું અને રાજ્ય ગીત બેંડે વગાડ્યું હતું અને પલટણ પોલીસે હથીઆર ઉંચકી માન આપ્યું હતું અને તેઓ નામદારને દરબારમાં તખ્તની જમણી બાજુએ સોનાની ખુરસીપર બેસાડવામાં આવ્યા જે વખતે દરબારમાં અમલદારો તથા સદ ગ્રહસ્થો ઉભા રહ્યા હતા. નામદાર નવાબ સાહેબ તખ્તની ડાબી બાજુપર રૂપાની ખુરસીપર બીરાજ્યા. શરૂઆતમાં કામચલાઉ એડમીનીસ્ટ્રેટર મેહેરબાન કેપ્ટન વુડ સાહેબે સ્ટેટના કારભાર વિશે એક ટુંકુ ભાષણ વાંચી સંભલાવ્યું. મેહેરબાન વાલાસાન પોલીટીકલ એજન્ટ સાહેબ પછી ઉભા થયા અને નામદાર નવાબ સાહેબને એમના વડીલોના ગાદીપર બેસાડવાની ક્રીયા એક શીખામણના ભાષણ સાથ શરૂ કરી, જે વખતે કામચલાઉ એડમીનીસ્ટ્રેટર સાહેબ ભાયાતો અને બીજા સદગૃહસ્થો ઉભા રહ્યા અને પોલીટીકલ એજન્ટ સાહેબે પોતાનુ ભાષણ નીચે પ્રમાણે શરૂ કર્યું "નામદાર નવાબ સાહેબ, કેપ્ટન વુડ અને સદગૃહસ્થો—આજરોજે અત્રે આવીને આપ નામદારને આપના વડીલોની ગાદીપર બેસાડવાની ક્રીયા નામદાર સરકારના હુકમથી કરવાને અને રાજની સઘળી સત્તાઓ સોંપતા મને ખુશાલી ઉપજે છે.

આવા અવસરોપર પોલીટીકલ એજન્ટને શરૂઆતમાં થોડી ટીકા અને કેટલીક જરૂરી શીખામણો તેની નજરમાં આવે તેમ આપવાનો રવૈયો છે અને જો કે કેટલાક મહિનાઓ સુધી આપ નામદાર સાથે ડાકટર જોન પોલન જેવા રાહબર, સલાહકાર અને મીત્ર હતા કે જેઓના કરતાં બાજો વધારે લાગણીવાળો અને હોશિયાર, શખ્સ આપને સારી અને ઘણી કીમતી સલાહ આપનારો મળશે

નહિ. હું ધારૂં છું કે આ અવસર ઉપર મારા તરફની થોડી ટીકાઓ આપને હરકત કરનારી જણાશે નહિ અને જે લાગણીથી હું આ ટીકા કરૂં છું તે ખાતર આપ તે કબુલ કરશો.

નવાબ સાહેબ આપ પણા યુવાન છો અને હાલમાંજ ઉમ્મર લાયક થયા છો અને રાજ્યની સત્તા મેળવવાની આશાઓ જો કે ઘણી ખુશાલી ભરેલી છે અને જે આશા ફલીભુત કરવાને આપ કેટલો વખત થયાં રાહ જોતા હતા તે છતાં આપે આ હકીકત ભુલવી જોઇએ નહિ કે આજરોજથી આ ઘણી મોટી જોખમદારી આપને સીર ખેંચી લો છો અને જીંદગીના સૌથી મોટા અને ગંભીર કામમાં આપ દાખલ થાઓ છો. મારે આપને ઘણુ મજબુતી સાથે ધ્યાન ખેંચી કહેવું જોઇએ કે આપ નામદારને આરામ અને મોજ મજાહની જીંદગી ગાળવાને અને આપ નામદારનો પોતાનોજ વિચાર બરલાવવાને માટેજ ગાદી આપી નથી પણ આજ રોજે કેટલાક ને હજારો માણસની જીંદગીઓની સંભાળ આપને સોંપવામાં આવે છે અને તેઓના ભલા તરીકે તેઓના ઉદ્યોગમાં વધારો કરવો રૈયતના વખતસર સમાગમમાં આવવું કે જે લોકને આપ તરફથી મદદ મેળવવાનો હક છે અને સરખી રીતે બધાઓને ઇન્સાફ આપવો અને જેઓ ઓહદેદારો છે તેઓ લોકો ઉપર જુલમ ગુજારે નહિ અને હેરાન કરે નહિ તે જોવું એ સઘળી આપની પવિત્ર ફરજો છે. આગલા વખતમાં ગાદીએ બેસવાનો દીવસ લોકોના સુખની દરકાર કર્યા વિના એશઆરામ અને મોજમજાહમાં જીંદગી ગાળવાની શરૂઆત ગણાતી હતી; પણ હાલના રાજાઓને પોતાની ફરજોના ઉમદા અને મોટા વિચારો હોય છે અને પોતાની રૈયત તરફની શું ફરજ છે એ સારી રીતે સમજે છે.

આપનું રાજ્ય સને ૧૮૯૫–૯૬ થી એજન્સીના સંભાળ હેઠળ આવ્યું ત્યારથી નામદાર સરકારે અને તેના ઓફીસરોએ આપના રાજ્યને માટે અને ખુદ આપ નામદારને માટે સારૂં કરવાને પોતાની બનતી કોશીશો કરી છે. રાજકોટની રાજકુમાર કોલેજ કે જે જુવાન રાજાઓને ભવિષ્યમાં રાજ્ય કરવાનું છે તેઓને કેળવવાને માટે સૌથી સરસ નિશાળ ગણાય છે તેવી નીશાળમાં આપ નામદારને કેળવણી આપી છે. આપ નામદારે ઇમ્પીરીઅલ કેડેટકોરમાં જોડાવવાની નામના મેળવી છે કે જ્યાં આપ નામદારે યુવાન રાજાઓ સાથ સારી અને ફાયદાકારક મીત્રાચારી કરી હશે. છેવટે આપે દોક્તર જોન પોલન સાથે આઠ મહિનાની યુરોપમાં મુસાફરી કરી તેમાં આપે કેટલુંક જ્ઞાન મેળવ્યું હશે અને મનની ખીલવણી કરી હશે. જે સારામાં સારૂં કરવાનું હતું તે આપ નામદારને માટે કરવામાં આવ્યું છે અને ભવિષ્ય હવે આપના હાથમાં છે. એક કરતાં વધારે વખત આપે ચાલચલણની સ્વતંત્રતા કે જે ખરે વખતે વાપરવામાં આવે તો સારી ચીજ છે તે આપે બતાવી છે પણ હું એ કહેવા માગું છું કે ચાલચલણની સ્વતંત્રતા પોતાની મરજી માફક વર્તવામાં અને બુઝોર્ગ અને અનુભવી માણસો જેઓ આપ જાણો છો કે આપને સારી સલાહ આપે છે, જો કે તે સલાહ આપને મનપસંદ લાગશે નહિ અને આપની મરજી મુજબ ચાલવાને પસંદ કરશો, તેઓની સલાહને નહિ ગણકારવામાં ચાલચલણની સ્વતંત્રતા સમાએલી નથી અને આપ નામદાર હજી સુધી રાજ્યકારોબારથી બીન વાકેફ છો તેટલા માટે આપને કહું છું કે જેઓને આપના ભલાને માટે લાગણી હોય તેઓના કાબુ અને દાબમાં રહેવાથી આપ અકળાશો નહિ. થોડા વખત સુધી આપને એકલે હાથે કામ કરવાને મુસીબત લાગશે પણ કેટલીક વખતે હુંશિયાર વિશ્વાસુ માણસોના મત અને સલાહોને તુચ્છકારી કાઢવી જોઇએ નહિ. રાજ્યકારોબારની માહિતી ઉપરથી હું ધારૂં છું કે શરૂઆતમાં આપને કેટલીક મુસીબત પડશે અને મદદની જરૂર પડશે અને હું કહી શકું છું કે જ્યાં સુધી આપ સત્ય અને ઇન્સાફની રાહે જે કાંઈ

કરશો તે માટે નામદાર સરકારનો અને પોલીટીકલ એજન્ટનો મજબુત ટેકો મળવાની હમેશ ખાત્રી રાખશો અને ખટપટોને હમારી તરફથી કોઈ પણ રીતનો લેશ ભારણી ટેકો મળશે નહિ. મારી આપને સલાહ છે કે મીત્રો, મંડળીઓ અને ઓહ્દેદારો પસંદ કરવામાં ઘણી સંભાળ રાખજો અને તેઓ ઉપર વિશ્વાસ રાખ્યા પેહેલાં તેઓની તપાસ કરશો. ખુશામતીયાઓ આજુબાજુ હમેશ ભમતા રહેશે અને ખુશામત કરીને લાભ મેળવવાની કોશિશો કરતા રેહેશે તેઓથી આપ સાવચેત રેહેશો.. આવા લોકો વિશ્વાસ લાયક નથી અને ઘણું કરીને ગેરવ્યાજમી શીખામણ અને જે આપને ઘણી ખુશી કરે તેવી અને તેઓને ફાયદો કરે તેવી શીખામણો આપનારા હોય છે. મી. ચીમનરાય હરરાય જેઓ નામદાર સરકારના એક રીટાયર્ડ થયલા અધિકારી જેઓની દિવાન તરીકેની નીમણુક નામદાર સરકારે મંજુર કરી છે તેઓને આપે પસંદ કર્યા છે અને જેઓ બુઝોર્ગ, હુશિયાર અને અનુભવી હોવાથી આપ નામદારને તેમજ રાજ્યને વખતો વખત જો તેઓ મરજીમાં લે તો પોતાનો વિચાર જાહેર કરવાને ડરે નહિ તો સારામાં સારી શીખામણ આપવાને લાયક છે. તેઓ પોતાથી બનતુ કરશે એવી નામદાર સરકાર નિગાહ રાખશે અને તેમની શીખામણો ઉપર આપ ધ્યાન આપશો એમ મારે કેહેવું જોઇએ. ડોકટર જોન પોલન કે જેઓને આપને ઓળખવાને પુરતો વખત મળ્યો હતો, તેઓએ આપની હુંશિયારી, ચાલાકી, મળતાવડા સ્વભાવ અને પ્રમાણિકપણા માટે ઘણા વખાણ કર્યાં છે અને મારી ખાત્રી છે કે તેઓએ જે આપ નામદારને માટે કહ્યું છે તે આપ તેઓનાં સારાં મતને ખરૂં પાડી આપશો કે જેઓએ આપ નામદારને માટે ઘણું કર્યું છે. છેલ્લાં અગીઆર વર્ષ સુધી રાજ્યનો કારોબાર ચલાવવાને એડમીનીસ્ટ્રેટરોએ જે કાંઈ કર્યું છે તે માંટે હું બોલી મારૂં ભાષણ સમાપ્ત કરીશ. એજન્સી કારોબારનો ટુંક હેવાલ કેપ્ટન વુડ સાહેબે કહી સંભળાવ્યો છે. ૧૮૯૬ થી જુલાઇની ૧૯૦૭ સુધી કર્નલ લાઈટ સાહેબે પેહેલા એડમીનીસ્ટ્રેટર તરીકે એક બે ભંગાણ શીવાય કામ કર્યું હતું. જ્યારે તેઓએ રાજ્યની સત્તા લીધી ત્યારે ઘણી અંધાધુંધી હાલતમાં હતું અને મુખ્ય સુધારાઓ અને મુખ્ય ઇમારતો તેમની આ લાંબી કારકીર્દીમાં થયાં હતાં. કર્નલ લાઈટ સાહેબે પોતાની જીંદગી રાજ્યના ભલા માટે અર્પણ કરેલી કહેવાય સબબ કે દુકાળ વખતની તેની ભારે જેહેમતો અને ગરીબ વર્ગના દુઃખ નિવારણ કરવાની તેની જીજ્ઞાસા અને પોતાના માટે કાંઇ પણ વિચાર કર્યા વગર તે કોલેરાનો ભોગ થઇ પડ્યો હતો, અને સેંકડો માણસો તેની કબર ઉપર ફુલ વિગેરે તેની યાદગારીમાં ઇનાયત કરે છે, તે ઉપરથી લોકો કેવી સારી લાગણીથી તેને વખાણે છે તે જણાઇ આવે છે. બીજા અધિકારીઓ જેઓના હાથમાં સત્તા હતી અને જેઓએ રાજ્યને માટે સારામાં સારૂં કર્યું છે અને જેઓનો આપ નામદારે આભાર માનવાનો છે તેઓ કર્નલ જી. બી. ઓડોનલ, મેજર વુડહાઉસ, મેજર જેકબ, કેપ્ટન કોગહીલ અને કેપ્ટન હેરોલ્ડ છે. તેઓની સારી કારવાહી અને મેહેનતને લીધે જો કે આપનું રાજ્ય અને ૧૮૯૯ના દુકાળ અને ત્યાર પછીના કેટલાંક ખરાબ વર્ષો કે જે દુકાળના જેવાંજ હતાં તેમાંથી પસાર થયાં, છતાં આપનું રાજ્ય કાંઇ પણ કરજ વગર અને ૨,૦૦૦,૦૦ રૂપીઆની સીલક સાથ આપને સોંપવામાં આવે છે. થોડા વખત ઉપર આપે કહ્યું હતું કે આપનો વિચાર પૈસા સંઘરી રાખવાનો છે. ખરાબ વખતો માટે સારી સીલક સંઘરી રાખવાના વિચાર સાથ હું મળતો થાઉંછું; પણ કંઇ પણ ફાયદા વગર દોલત સંઘરી રાખવાની હું વીરૂદ્ધ છું અને તે રાજ્યના સુધારા પાછળ અથવા લોકોપયોગી કામમાં વાપરવું ઘટારત છે. છેવટે હું કહિ શકુંછું કે નામદાર સરકાર અને જેનાં પ્રતિનિધી જે પોલીટીકલ એજન્ટ છે તે હર વખતે પોતાની દોસ્તીનો હાથ લંબાવી આપને જે સારામાં સારી સલાહ હશે તે આપવાને તૈયાર રહેશે અને આવી લાગણીઓ આપ પણ દેખા-

ડશો અને પોલીટીકલ એજન્ટને આપની મુસીબતો અને ફીકરો જો હોય તો જણાવવા આનાકાની કરશો નહિ. હું આપ નામદારને લાંબી જીંદગી, તનદુરસ્તી અને આબાદાની ઇચ્છું છું અને ખરી લાગણીથી આપણને મુબારકબાદી ચાહું છું." નેકનામદાર નવાબ સાહેબે નીચે પ્રમાણે જવાબ આપ્યો હતો.

"કર્નલ હાઇડ-કેટસ, અને કેપ્ટન વુડ, ભાયાતો, સરદારો, દરબારીઓ અને ગૃહસ્થો.

કર્નલ હાઇડ-કેટસ અને બીજાઓ સર્વે જેઓએ અમારી જીંદગીના મુબારક બનાવ ઉપર હાજરી આપી છે તેઓનો ઉપકાર માની હું ખરી લાગણીથી શરૂઆતમાં અને આ મારા પહેલા જાહેર રાજ્ય કર્તા તરીકેના વિચારો જાહેર કરવા પહેલાં હું નેકનામદાર મલીકા મઆઝમ શહેનશાહ એડવર્ડ સાહેબ તરફ વફાદારી જાહેર કરૂં છું અને નેકનામદાર મલીકા મઆઝમના પ્રતિનિધિ મુંબાઇના નામદાર ગવરનર સાહેબની જે માયાળુ લાગણી અને વિચાર ભરેલી સલાહ મને વખતો વખત અને મારી લાંબી બાળ અવસ્થામાં મારા રાજ્યને આપી હતી તે માટે આભાર માનું છું.

કર્નલ હાઇડ કેટસ, મારે માટે આપે જે સારામાં સારી શીખામણો અને બોલો કહ્યા છે તે આપના ખરા જીગરમાંથી નીકળેલા હું જોઉં છું. હવે હું ઉમ્મર લાયક થયો છું અને મેં મારૂં રાજ્ય કાયદા પ્રમાણે મારી રૈયતના ભલાને માટે જે મારાથી સારી રીતે બની શકે તેમ ચલાવવાને દૃઢ વિચાર કર્યો છે અને આ ઉમદા કાર્ય મારા લોકો અને અધિકારીઓની વફાદારી અને નામદાર સરકાર અને તેના પ્રતિનિધિઓની સારી સલાહ અને ટેકાથી ફળીભુત કરવા ચાહું છું.

મારા આગલા એડમીનીસ્ટ્રેટર કર્નલ લાઇડ સાહેબ પોતાની ફરજો બજાવતાં ગુજર્યા પણ તેને સૌ કોઈ ચાહતા હતા અને તેઓએ જે સારૂં કામ કર્યું છે તે આપણે ઘણા સુધારાઓમાં જોઇએ છીએ. જ્યારે એડમીનીસ્ટ્રેટર કેપ્ટન હેરલ્ડ સાહેબ પાંચ અઠવાડીયાં થયાં આપણને છોડી ગયા છે તે બધાઓમાં વખાણાએલા હતા, અને થોડા વખતની કારકીર્દીમાં જે ઘણા એક સુધારાઓ તેમણે કર્યા હતા તે હાલમાં મારા જુના મીત્ર અને મારા માસ્તર કેપ્ટન વુડ આજે જે રાજ્ય સારી હાલતમાં મારા હાથમાં આપે છે તે ઉપરથી જણાઇ આવે છે. આ એડમીનીસ્ટ્રેટરોના પગલે ચાલવાને હું હમેશ કોશીશ કરીશ અને મહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબની માયાળુ મદદથી આશા રાખું છું કે હું ફત્તેહ પામીશ.

કેપ્ટન વુડ મારે અહિં કેવું જોઇએ કે મારી બાલ્યાવસ્થા પુરી થવાના વખતે તમો મારા રાહબર અને શિક્ષક હતા અને હમણા હું મારા રાજ્યની મોહોર અને ત્રીજોરીની કુંચીઓ આપના હાથથી મેળવું છું તે ખુશી ભરેલા બનાવથી મને ઘણી ખુશાલી ઉપજે છે.

તમોને મારા ભાયાતો, સરદારો અને દરબારીઓ, હું ખાત્રી આપવા માગું છું કે હું મારા મુરબ્બી પીતાજીને પગલે ચાલી તમારા લાભો સાચવીશ અને બચાવીશ અને તમારા કુટુંબના અને હજુરીયાઓના ભલાની બાબતોમાં હમેશ હું ટેકો અને લાગણી બતાવતો રહીશ.

છેવટે હું ફરીથી કર્નલ હાઇડ-કેટસ આપ નામદારે મારા વડીલોની ગાદીપર બેસાડવા અત્રે પધારવાની તકલીફ લીધી છે તે માટે આભાર માનું છું.

મારી આગળ એક ઘણું મુસીબત કામ આવી પડેલું હું જાણું છું અને હું મારી પોતાની હુંશિયારીપર આધાર રાખીશ નહિ. હું આપ નામદારની શીખામણ અને મદદ ઉપર આધાર રાખીશ. અને મેં જેમ આગળ કહ્યું તેમ હું હજ કરીને આવ્યો ત્યારે મારી રૈયતે મને જે માન

આપ્યું હતુ તે ઉપરથી ઇશ્વરી શક્તિ કે જેના આપણે સર્વે નોકર છીએ તેની શહબરી અને મદદ લેવાને હું શીખ્યો છું. મારૂં ભાષણ ખતમ કર્યા પહેલાં હું કર્નલ હાઇડ-કેટસ આપને અરજ કરૂં છું કે આપ નેક નામદાર ગવરનર લોર્ડ લેમીંગટન સાહેબને મારો ઉપકાર જાહેર કરશો; જે માયાની લાગણીથી તેઓ નામદારને મારી યુરોપની મુસાફરી એક ઘણા વિશ્વાસુ અને માયાળુ સીવીલીઅન ડોકટર જોન પોલન અને મારા જીગરની મુરાદ મક્કાની હજ કરવાની પાર પાડવાની તક મને આપી છે તે માટે મારો આભાર જાહેર કરશો. આંખો મારી ખુલી છે અને લોકના ભલાને માટે કે જેઓને પરમેશ્વરે મારી સંભાળ હેઠળ સોંપ્યા છે તેઓના ભલાને માટે મારી આંખો ખુલ્લી રાખવાને હું કોશિશ કરીશ.

છેવટે હું તમો સર્વેનો આભાર માનુ છું અને નેક નામદાર મલીકા મઆઝમ શહેનશાહ માટે તેમજ નેક નામદાર ગવરનર સાહેબ માટે અને તેમના પ્રતિનિધી નામદાર કર્નલ હાઇડ-કેટસ સાહેબ માટે ત્રણ ખુશાલીના હુરરે કરવા જણાવું છું."

## સને ૧૯૦૮.

હીન્દુસ્થાનનો મુલક ઇસ્ટ ઇન્ડીયા કંપની પાસેથી નેક નામદાર મલીકા મઆઝમને હસ્તક લીધાને પચાશ વર્ષ પુરા થવાની જ્યુબીલીના મહોત્સવના યાદમાં તા. ૨ જી નવેમ્બર સ. ૧૯૦૮ ને દીન એક જાહેર તહેવાર તરીકે આ એજન્સીમાં પાળવામાં આવ્યો હતો. રાજ્યની તથા એજન્સીની સર્વે ઓફીસો બંધ રાખવામાં આવી હતી. અને પોલો ગ્રાઉન્ડ ઉપર સવારમાં સાડાસાત વાગ્યાના અમલે એજન્સી પોલીસની પરેડ થઇ હતી તેમજ સાંજરે મહેરબાન વાળાશાન કર્નલ જી. ઈ. હાઇડ કેટસ સાહેબે એક મેળાવડો કર્યો હતો અને કેટલીક રમત ગમત થયા બાદ ઇનામો વહેંચવામાં આવ્યાં હતાં. આ બનાવની યાદમાં એજન્સી જેલ અને થાણા લોકપમાંથી ૪૩ કેદીઓને થોડી ઘણી માફી બક્ષવામાં આવી હતી. લાંબી ટીપવાળા તોહોમતદારો બળદેવસીંગ અને બીરાતને ખાસ શહેનશાહની દયા અને લાગણીને લાયક ગણી છોડી દેવામાં આવ્યા હતા. થરાના એક વાણીયા અમુલખ શાહુકારે અમદાવાદની મુગા બહેરાની નીશાળ માટે રૂ. ૧૦૦) આ બનાવની યાદમાં આપ્યા હતા. નેક નામદાર મલીકા મઆઝમનો લોકો ઉપરનો શહેનશાહી ઢંઢેરો તા. ૪ નવેમ્બર સને ૧૯૦૮ ના રોજ લખેલો પાલણપુર એજન્સીના સર્વે ભાગોમાં છુટથી વ્હેંચવામાં આવ્યો હતો.

બત્રીસ વર્ષની લાંબી મુદત પછી પાલણપુરના નામદાર દીવાન સાહેબે મુંબઇની મુલાકાત લીધી હતી. તે અવસરે મુંબઇના શહેરીઓએ તે નામદારને માનપત્રો આપ્યાં હતાં અને શહેરના દરેક ભાગમાં માન મર્તબા સાથે વધાવી લેવામાં આવ્યા હતા.

## સને ૧૯૦૯.

નામદાર સરકારના ઠરાવ નં. ૪૪ તા. ૮-૨-૦૯ થી વારાહી તાલુકાના મુખી તરીકેનો દાવો મલેક જોરાવરખાનજીના ગેરલાભમાં ચુકવવામાં આવ્યો હતો.

કરજ અને ગેરવ્યસ્થાને લીધે થરાના વાઘેલા ગોદડસીંગજીની જાગીર તા. ૨૭ મી ફેબ્રુવારી સન ૧૯૦૯ ના દીને જપ્તીમાં મુકવામાં આવી.

# Chapter IV.

*Addenda and Corrigenda to Volume I of the Palanpur Agency Directory.*

## KANKREJ.

Page 131, para II. The Talukdars of Thara represent that they are not the descendants of Ranekdevji who married a Koli woman, but belong to Manekdevji from whom the family of Deodar has its origin, thus they are not Palvi Thakardas but Waghelas. If this is corrct then the geneological tree printed at page 134 should be corrected. They are descended from Devji who is one of the descendants of Manekdowji and not from Devji the fourth in descent from Malaji.

Page 250 Item No. 5 column 13, 14, "the Palvi Thakardas have a claim in Kasalpura" correct "Kasalpura belongs to Thara Talukdars".

Page 254, Item No. 17, against Shirvada add in the remarks "it pays Jama of Rs. 8/ to Thara Talukdars".

The Thara Talukdars have vol Haks in some of the villages of Baroda. Recently Waghela Godadsing's Jagir is put under Agency Management.

Page 262, Item No. 60 against Malukpur in column 3 add "Maharaj Kashinathji of Dev Darbar" (as he had a half share in Malukpur).

## VARAHI.

Page 168 Para 3, line 4, "with the exception of Talukas of Warahi and Korda" read "with the Exception of Talukas of Warahi, Korda, Bamnoli, Jekda and Koliwada".

Page 264, Item No. 72, column 7 for "3" (villages) read "3 sawang and 10 co-shared villages".

Page 264 Item No. 73 column No. 3, Kesrani Jagir. "This Jagir is divided into 2 parts. One part belongs to Ranbai and the other belongs to Bhimji Khan, Jivankhan and others. Ranbai's Jagir is not under management. Of the 3 villages Nawagam is Swang to her and Palsood and Sherpura are co-shared."

Page 268, Item No. 92 Column 12 for "partition" read "the Gadi is given to the deserving chela".

## ADDITION.

Among the non-Jurisdictional Talukdars of this Agency Malek Jorawarkhan's Jagir of Warahi is an important one. This Jagir remained under management from 1848 to 1873 and 1880 to 1901. Malek Jorawarkhanji joined the Rajkumar College in 1891 and completed his education in 1899. He won the Fergusson Medal in 1897 and the Natwarsinji Cricket Medal. He was favourably reported by Messrs. MacNaughton and Waddington Principals of the College and in the Annual Report of the Kathiawar Agency for the year 1901 it is remarked that "Malek Jorawarkhanji evinced the real desire to turn his Education to account and entered with great energy into the work of Famine Assistant to the Political Superintendent Palanpur and in that capacity acquitted himself with great credit and has been rewarded by receiveng the Kaisare Hind Medal from His Excellency the Viceroy for his work". He is taking deep interest in the revenue and Judicial Management of his Jagir.

The Government of Bombay disallowed Malek Jorawarkhan's claim to manage and receive the revenue from Hemp Drugs in the Varahi Taluka by their orders dated the 8th Febuary 1909 and confirmed the conclusions drawn by Captain Herold as noted below :—

(a) that Malek Jorawarkhanji's revenue rights are limited to his own Estates, and that he has no revenue rights over any other part of the Taluka,

(b) that he has no right to exercise any Jurisdiction, Civil or Criminal, outside his own Khalsa or integral villages.

Page 266, item No. 15, column 3, there are 6 patis in Gokhantar viz., Tharani, Serani, Lakhani, Sumrani and Tunglani. Please and the sixth pati which is known as "Dhigaji".

## WAO STATE AND THANA.

Page 105. Number of Villages for "51" read "26".

Page 105. Para 5 "Before the advent of the British Raj the whole of the Wao Taluka was under the jurisdiction of the Ranaji of Wao", insert "except the Suigam Taluka" after the words "Wao Taluka".

**Page 106.** The right of Pancherai in Kareli and Balotri is enjoyed by the Bhayats and not by the Ranaji.

**Page 184.** Para 10 instead of "3 schools" please read "4 schools viz. at Wao, Suigam, Dhima and Asara".

**Page 184.** Para 9 There is no First Class Head Constable working at Wao, but sometimes he works as Chief Constable.

**Page 189.** Para 16. For "the Benap Jagir is composed of the village of Benap and ½ of Bhakhri" read "Half of Benap belongs to Thakore Bhagwanji and the whole of Bhakhri is his Swang village".

**Page 272.** Item 108 for "3. Samatsing Sataji" read "3. Samatsing Sataji and others".

**Page 272.** Item 108 column 13 Acchavavala enjoy the revenue right of the Wavadiavas.

**Page 275.** Item No. 116, column 13 for "Fangdi is swang to Thakore Ratansing read" Half of Fangli belongs to Ratansing and half to Mohbatsing and Chandansing."

## DHIMA.

Dhima is one of the Jagirs which was given jurisdictional powers with other petty estates but this right is not enjoyed up to now. The Talukdars take one anna from each pilgrim coming to Dharnidharji as their right.

## SUIGAM.

In the early days of British Administration on this part of the Taluka, Suigam was considered a very important place and it is said that it was the Head Quarters of a Cavalry Regiment kept to drive away the Khosas and other turbulent classes. It was considered a separate Thana and was managed by a Mehta before the establishment of the Thanas in the Agency. There was a Native Infantry stationed at Rachhena.

## SANTALPUR.

The Sanva Jagir of Santalpur is equal in importance to the Adesar Jagir. By Government Resolution of 1875 the Sanva Jagir was also given powers of a Third Class Magistrate with authority to

hear civil suits up to Rs. 250, but these powers were not enjoyed by the Jagir up to now. It is customary to address the Sunva Talukdars as "Sarve Kamlayek" in the same way as the Talukdars of Adisar.

Page 330, No. 17. Mr. Hemji Keshavji. Correct "Mukhtiar in Criminal Case" into "Mukhtiar in Civil and Criminal Cases".

*Page 331, List of Pleaders Add*

35. Mr. Devchand Savaichand of Tharad.
36. Mr. Jitmal Kanji of Tharad to practise in the Thana Courts.
37. Mr. Pitamber Vajechand of Tharad to practise in the Thana Courts.
38. Mr. Jitmal Keshavji as Vakil as per Political Agent's No. 2864, Dated 31-7-97.

*Page 340, Statement of Chairs.*

AGENCY.

22. Sheth Devchand Savaichand.
23. Sheth Chhagan Ujamchand.
24. Sheth Bhukhan Nemji.
25. Sheth Jitmal Nemji.
26. Mehta Nathu Dungar.
27. Mehta Magan Nial.

---

## પ્રકરણ ચોથું.

---

## પાલણપુર એજન્સી ડીરેકટરીના પહેલા વોલ્યુમમાં વધારા સુધારા કરેલાનો હેવાલ.

---

### રાધનપુર.

પાનું ૮૬, પેરા. ૧૪, લાઇન-૧. "પાલણપુરના એક આગેવાન સરદાર"ને બદલે "રાધનપુરના એક આગેવાન સરદાર" વાંચવા:—

### થરાદ.

પાનું ૧૦૨, પેરા ૧૦૭. લાઇન છેલ્લી "પાનચરાઇનો હક ગામધણીઓ લેછે તેમ ઉમેરવું."

### કાંકેજ.

પાનું ૧૪૪, પેરા ૧૧. "થરાના હાલના તાલુકદારોનું કહેવું એમ છે કે તેઓ રાણકદેવજી જે કોળી જાતની ઓરત સાથ પરણેલો હતો તેના વંશમાંથી ઉતરી આવેલા નથી,

પણ એક માણેકદેવજી જેમાંથી દીઓદરના હાલના વંશજો ઉતરેલા છે તેના વંશજો છે. આ મુજબ તે લોકો પાલ્વી ઠાકરડાઓ નથી પણ વાઘેલા રજપુત છે. જો આ તેમનું કહેવું ખરૂં હોય તો પાને ૧૪૬ માં જે પેઢીનામું આપ્યું છે તેમાં તે મુજબ ફેરફાર થવો જોઇએ. માણેકદેવજીમાંથી ઉતરી આવેલા દેવાજીની લાઇનમાંથી સીધા ઉતરેલા થરાના ઠાકોરો છે અને માલાજીથી ચોથી પેઢીએ દેવજી છે તેમાંથી તેઓ ઉતરેલા નથી.

પાનું ૨૮૨, આઇટિમ નં. ૫, કોલમ ૧૩ ને ૧૪ "કસલપુરામાં પાલવી ઠાકરડાઓનો હક છે" તેને બદલે વાંચો "કસલપુરા થરા તાલુકદારોનું છે."

પાનું ૨૮૬, આઇટમ નં. ૧૬ સીરવાડાના સામે રીમાર્કસમાં ઉમેરવું "થરા તાલુકદારોને રૂ. ૮ ની જમા આપે છે."

બરેડાના કેટલાંક ગામોમાં થરા તાલુકદારોનો વોલ હક પુગે છે. હાલમાં વાઘેલા ગોદડસીંગની જાગીર જપ્તીમાં મુકવામાં આવી છે.

પાનું ૨૯૮, આઇટિમ નં. ૬૦ મલુકપુરવાળી કોલમ ત્રીજીમાં ઉમેરવું "દેવ દરબાર મહારાજ કાશીનાથજી, સબબ તેમનો મલુકપુરમાં અરધ ભાગ છે."

## વારાહી.

પાનું ૧૭૬, પેરા ૩ જો, લાઇન ચોથી "વારાહી અને કોરડા તાલુકામાં એક કરતાં વધારે ગામો છે" તે બદલે વાંચો "વારાહી, કોરડા, બાગનોલી, જેકડા અને કોળીવાડા તાલુકામાં એક કરતાં વધારે ગામો છે."

પાનું ૩૦૦, આઇટમ નં. ૭૨, કોલમ સાત "૩ (ગામો)" ને બદલે વાંચો "૩ સ્વાંગ અને ૧૦ ભાગીલાં ગામો છે."

પાનું ૩૦૦, આઇટમ નં. ૭૩, કોલમ ૩, કેસરાની જાગીર "આ જાગીર બે ભાગમાં વંહેચાયલી છે. એક ભાગ રાનબાઇનો છે અને બીજા ભાગમાં બામજીખાન, જીવનખાન અને બીજાઓ છે. રાનબાઇની જાગીર જપ્તીમાં નથી, અને ત્રણ ગામોમાં નવાગામ સ્વાંગ છે અને પાલસુંદ અને શેરપુરામાં ભાગ છે.

પાનું ૩૦૬, આઇટમ નં. ૯૨, કોલમ ૧૨ "ભાઇઓ ભાગ"ને બદલે વાંચો "ગાદી એક લાયક ચેલાને આપવામાં આવે છે."

વધારે "આ એજન્સીના જ્યુડીસ્ડીકશન અને નોન જ્યુરીસડીકશનલ તાલુકદારોમાં મલેક જોરાવરખાનજીની જાગીર ઘણી મહત્વની છે. આ જાગીર સને ૧૮૪૮ થી ૧૮૭૩ અને ૧૮૮૦ થી ૧૯૦૧ સુધી એજન્સી દેખરેખ નીચે જપ્તીમાં હતી. ૧૮૯૧ માં મલેક જોરાવરખાનજી રાજકુમાર કોલેજમાં દાખલ થયા અને ૧૮૯૯ માં પોતાનો અભ્યાસ પુરો કર્યો. સને ૧૮૯૭ માં ફરગ્યુસન મેડલ અને નટવરસીંજી ક્રીકેટ મેડલ જીત્યા હતા. મહેરબાન મેકનોટન સાહેબ અને વોડીંગટન સાહેબની સારી પ્રીતી જીતી લીધી હતી, અને સને ૧૯૦૧ ના કાઠીયાવાડ એજન્સીના વાર્ષીક રીપોર્ટમાં જણાવ્યું છે કે "કેળવણીનો સારો ઉપયોગ કરવાનો મલેક જોરાવરખાનજીનો વીચાર જણાયો છે અને પાલણપુરના મેહરબાન પોલીટીકલ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબના ફેમીન આસીસ્ટંટ તરીકે ઘણા ઉત્સાહથી કામે વળગ્યા હતા અને ઘણી હુંશીઆરીથી કામ બજાવ્યું હતું અને આ કામ માટે નેક નામદાર વાઇસરોય સાહેબે કયસરે હીન્દનો ચાંદ એનાયત કર્યો હતો. "તેઓ જાગીરના મહેસુલ અને ઇનસાફી કામોપર જાતે દેખરેખ રાખે છે.

ગોંજાની ઉપજ વસુલ કરવાનો અને ઇન્સાફ રાખવાનો મલેક જોરાવરખાનજીનો હક નામદાર મુંબાઇ સરકારે તેઓના તા. ૮ મી ફેબ્રુઆરી ૧૯૦૮ ના હુકમથી નામંજુર કર્યો છે અને મહેરબાન કેપ્ટન હેરલ્ડ સાહેબ જે ઠરાવ ઉપર આવ્યા હતા તે મંજુર કર્યા છે; જે નીચે મુજબ છે—

(અ) મલેક જોરાવરખાનજીના રેવન્યુ હકો તેઓને પોતાની જાગીરને લગતા છે અને તાલુકાના બીજા ભાગો ઉપર તેઓનો કાંઈ પણ રેવન્યુ હક પુગતો નથી.

(બ) પોતાના ખાલસા ગામો શીવાયના બીજા ગામોની દીવાની અથવા ફોજદારી હકુમત તેઓની પુગતી નથી.

પાનું ૩૦૪, નંબર ૮૫ ગોખાંતર કોલમ ત્રીજામાં "થારાણી, શેરાણી, લાખાણી, સુમરાણી અને તુંગલાની પાટી" દાખલ કરેલી છે તેમાં "ધીગાજીની પાટીના મલેકો" દાખલ કરવા એ મુજબ ૭ પાટીઓ છે.

## વાવ સંસ્થાન અને થાણું.

પાનું ૧૦૯, "૫૧" ગામની સંખ્યાને બદલે "૨૬" વાંચો.

પાનું ૧૦૯, પેરા પાંચ "બ્રિટિશ રાજ્ય આવ્યા પહેલાં વાવનો આખો તાલુકો રાણાજીની સત્તા તળે હતો;" તે બદલ "સુઇગામ તાલુકા શીવાય વાવ તાલુકો બ્રિટીશ રાજ્ય આવ્યા પહેલાં રાણાજીના તાબામાં હતો" એમ વાંચવું.

પાનું ૧૧૦, "કારેલી અને બાલોત્રીમાં પાનચરાઇનો હક બાયાતો ભોગવે છે." એમ ઉમેરવું.

પાનું ૧૫૧, પેરા ૧૦ "૩ નીશાળો"ને બદલે "૪ નીશાળો, વાવ, સુઇગામ, ઢીમા અને અસારામાં છે."

પાનું ૧૫૧, પેરા ૯. પેહેલા વર્ગનો હેડ કોન્સ્ટેબલ વાવમાં રહેતો નથી પણ કોઈ વખતે તેને ચીફ કોન્સ્ટેબલનું કામ કરવું પડે છે.

પાનું ૧૫૪, પેરા ૧૬ "એનપની જાગીરમાં એનપગામ અને ભાખરીગામનો અર્ધો ભાગ છે." તે બદલે વાંચો "ભાખરી ગામનો આખો ભાગ અને એનપ અર્ધું ઠાકોર ભગવાનજીનું છે."

પાનું ૩૧૦, આઇટમ નં. ૧૦૮; કોલમ ૧૩, "વાવડીઆ વાસના રેવન્યુ હકો આછવાવાળા ભોગવે છે" એમ રીમાર્કમાં ઉમેરવું.

પાનું ૩૧૨, આઇટમ નં. ૧૧૬, કોલમ ૧૩ "ઠાકોર રતનસીંગને ફાંગલી ગામ સ્વાંગ છે" ને બદલે "ફાંગલીના અરધા ગામમાં રતનસીંગનો ભાગ અને બીજા અરધામાં મોહબતસીંગ ને ચંદનસીંગનો ભાગ છે."

## ઢીમા.

બીજી નાની જાગીરો સાથે ઢીમા જાગીરદારોને પણ મેજીસ્ટ્રેટની સતા આપવામાં આવી હતી પણ આ સત્તા આજ સુધી તે લોકોએ ભોગવી નથી. ધરનીધરના દરશને આવતાં જાત્રાળુ પાસે છાપનો એક આનો દર જાત્રાળુએ લેવાનો હક ઠાકોરોનો છે.

94

## સુઇગામ.

નામદાર અંગ્રેજ સરકારનું રાજ્ય આ ભાગમાં સ્થાપીત થયું તે વખતમાં આ તાલુકો ઘણો અગત્યનો ગણાતો હતો અને એક ઘોડેસ્વાર રેજીમેન્ટ ખોસા વીગેરે લુંટારાઓને હાંકી કાઢવા માટે અંહી રહેતી હતી એમ કહેવાય છે. અંહી એક અલગ થાણું રહેતું હતું અને એજન્સીમાં થાણાનું બંધારણ દાખલ થયું તે વખતે એક કારકુન મહેતો અહીં રહેતો હતો. રાછેણામાં એક દેશી પાયદળ ટુકડી રહેતી હતી.

## સાંતલપુર.

સાંતલપુરની સણવા જાગીર આડેસર જાગીરના જેટલી અગત્યની ગણાય છે. સને ૧૮૭૫ના નામદાર સરકારના ઠરાવથી સણવા જાગીરને થર્ડ કલાસ મેજીસ્ટ્રેટની સત્તા અને રૂ. ૨૫૦ સુધીની દીવાની સત્તા આપવામાં આવેલ હતી પણ આ સત્તા હજી સુધી ભોગવી નથી. આડેસર તાલુકદારોને જેવી રીતે સર્વે કામ લાયક લખાય છે તે મુજબ સણવા તાલુકદારોને લખવાનો રીવાજ છે.

## વકીલો તથા મુખત્યારો.

પાને ૩૩૩ માં નીચલા વકીલોનાં નામ ઉમેરવાં.

૩૫. થરાદના શેઠ દેવચંદ સવાઇચંદ,

૩૬. થરાદના શેઠ જીતમલ કાનજી થાણા કોર્ટોની સનંદ.

૩૭. થરાદના શેઠ પીતામ્બર વજેચંદ થાણા કોર્ટોની સનંદ.

૩૮. મી. જીતમલ કેશવજી—વકીલ તરીકે મે. પોલી. એ. સાહેબના નંબર ૨૮૬૪, ૩૧-૭-૯૭ મુજબ.

પાને ૩૩૩ વકીલોના લીસ્ટમાં મી. હેમજી કેશવજીને દીવાની અને ફોજદારી કામમાં મુખત્યારની સનંદ છે એમ સુધારી વાંચવું.

## અમલદારો વીગેરેનું 'ખુરશીનું' પત્રક.

પાનું ૩૪૪ માં એજન્સીના હેડીંગમાં નીચલા નામો ઉમેરવાં.

૨૨. શેઠ દેવચંદ સવાઇચંદ.

૨૩. શેઠ છગન ઉજમચંદ.

૨૪. શેઠ ભુખણ નેમજી.

૨૫. શેઠ જીતમલ નેમજી.

૨૬. શેઠ નથુ ડુંગર.

૨૭ શેઠ મગન ન્યાલ.



